

# हृदय विनोद.

# PASTIMES OF THE HEART

## ભાગ ૩ જો.

## Part III.

Printed by.
Madhavacharam Balmacharam Bora.
Sangadiawad SURAT

કીંમત ૧૨ આના.



**Om.**

# हृदय विनोद.

# PASTIMES OF THE HEART



**ભાગ ૩ જો.**

**Part III.**



પ્રસિદ્ધ કર્તા,
Published By,
**મધુવચરામ બળવચેરામ હોરા.**
*Madhowacharam Balwacharam Hora.*
સંઘાડીઆવાડ - સુરત.
Sangadiawad=SURAT.



સંવત ૧૯૭૫ સને ૧૯૧૮



મુદ્રાંકિત,
Printed by,
**નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.**
*Narayenrao Laxmanrao Nicuw.*
**શંકર પ્રિન્ટીંગ પ્રેસ, ચઉટાના પુલ ઉપર ટાંકી પાસે—સુરત.**
at his "Shanker" Printieg Press, near cistern at
Chauta Baidge—SURAT.



# પ્રસ્તાવના.



હૃદય વિનોદનો આ ત્રીજો ભાગ છે. એમાં ગુજરાતી વાંચનમાળા આદિ પુસ્તકોમાં પ્રસિદ્ધ થયલી, તેમજ આસરે પચાસ વર્ષ ઉપર વિદ્યા વિલાસ નામનું માસિક જેનો માલિક અને અધિપતિ હું પોતે હતો તેમાં પ્રસિદ્ધ થયલીમાંથી થોડીક જે હાથ લાગી છે તે, તથા જુના કાગળીઆમાંથી કેટલીક હમણા મળી આવેલી પણ ઘણા વર્ષ ઉપર લખાયલી, કવિતાઓનો સંમાસ કરવામાં આવેલો છે, એજ કારણથી આ પુસ્તકમાં મિશ્રિત રંગ દૃષ્ટિગોચર થશે. માત્ર મારા પોતાનાજ અંતરના આનંદ માટે આ કૃતિ છે અને કવિમાં ગણના કરાવવા માટે નથી એમ કહેવાની જરૂર નથી, સ્નેહીઓ અને બિજા કેટલાક સદ્દ ગૃહસ્થોની ઈચ્છાને આધિન થઈને પહેલા અને બિજા ભાગની પેઠેજ આ ત્રીજો ભાગ પ્રગટ કરવામાં આવે છે.



ॐ



जदूगुरो नमस्तुभ्यं, हीमालय निवासिने:
नमस्ते दिव्यदेहाय, मैत्रेयाय नमो नमः
नमो ज्ञान स्वरुपाय मायामोह विदारिणे:
निर्मलाय प्रशांताय, मैत्रेयाय नमो नम
नमस्ते बोधि सत्वाय, नमस्ते पुण्य मूर्तये:
पूर्णानंद स्वरुपाय, मैत्रेयाय नमो नमः
सिद्धिबुद्धि संविनाय, सिद्धिबुद्धि प्रदायिने.
भवभय विनाशिने, मैत्रेयाय नमो नमः
नमस्ते धर्म निष्ठाय, योगिनां पतये नमः
ब्रह्म स्वरुप ब्रह्मज्ञ, मैत्रेयाय नमो नमः
नमस्ते गुरु देवाय, नमस्ते धर्म सेतवे;
नारायण नियुक्ताय, मैत्रेयाय नमो नमः
नमस्ते करुणासिंधो, प्रेम पियुष वर्षिणे:
जगद्बंधो नमस्तुभ्यं, मैत्रेयाय नमो नमः

शुभंभवतु, शुभंभवतु.

# અનુક્રમણિકા.



| વિષય. | પૃષ્ઠ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|---|

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| ઘરડી આંખે દુનિઆનો દેખાવ | ૨૦૭ |
| સબ્યોનો આભાર | ૨૦૮ |
| સંસારથી ગભરાયલો | ૨૦૯ |
| શ્રૃંગાર સંબંધી | ૨૧૨ થી ૨૧૯ |
| હું મોટો | ૨૨૦ |
| વૈભવમાં હું મગ્ન | ૨૨૧ |
| અહિંસા | ૨૨૨ |
| સ્નેહ વિશે | ૨૨૪ |
| કર્મ વિશે | ૨૨૫ |

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| સભાસદોનો ઉપકાર | ૨૨૭ |
| રાજ્યાભિષેક | ૨૨૯ |
| કુદરતનું વર્ણન | ૨૩૨ |
| સનાતન ધર્મ | ૨૩૩–૨૩૫ |
| પરચુરણ | ૨૩૫ |
| સહવારનું સ્મરણ | ૨૩૮ |
| શ્રીશંકરસ્વામિકૃત પ્રશ્નોત્તર | ૨૪૦ |
| મિત્ર રાજગો વિજય | ૨૭૧ |





# हृदय विनोद.

## ભાગ ૩ જો.



# ओम्

श्री गणेशायनमः

श्री सरस्वत्यैनमः

श्री गुरुदेवायनमः

# श्री गुरुदेव विशे.



## दिव्यमांदिरमां गुरुदर्शन.



( મંદાક્રાંતા )

તીર્થો મધ્યે ગુરૂચરણુ તો તીર્થ શિરોમણી છે;
ગાંધર્વોને અસુર–સુરની ભક્તિ જેમાં ભણી છે.
કાપી મેલો વિમળકર્તા તાપ ત્રિવિધ ટાળે.
શાંતિદાતા પરમપદના, પંથમાં ચિત્ત વાળે; ૧

ગાયું મ્હોટું તીરથ પૃથિવી, શ્રેષ્ઠ કલ્યાણકારી;
જીવો નાના જનમ ધરતા, ભિન્ન સંસ્કારધારી.
છે માનુષી જીવનસરિતા, દોડતી ત્યાં પ્રવાહે;
પામી તેને વિરલ જીવ કો ધર્મ નિષ્ઠાથી નાહે. ૨

સત્કર્મોમાં નિશદીન મચી, સ્વચ્છ પોતે બને છે;
યાત્રાળુ એ જગત કરતા, શ્રીહરિને સ્મરે છે.
ઉંચે દેવાલય સમ ગુરુનું આશ્રમસ્થાન શોભે;
તેજસ્વી તે સૂરજ કિરણે દર્શને ચિત્ત લોભે. ૩

મૂર્તિ તેમાં પ્રગટ ઝળકે, જાગતી જ્યોત જેવી;
સદ્વિદ્યાઓ રહી મધુર ત્યાં, મંત્રને નિત્ય સેવી.
વાટિકા છે રૂચિર ફરતી, સદ્ગુણો–પુષ્પ મ્હેકે;
સદ્ભાવોની શીતળ મધુરી, વાયુની લ્હેર લ્હેકે. ૪

શિક્ષારૂપી મધુકરતણી પંક્તિ ગૂંજી રહી છે.
આનંદે ત્યાં વિમળ મનની વૃત્તિ સર્વે લહી છે;
ભક્તો ભાવે દરશન કરીને માનતા કાંઇ માને.
ગુરુશ્રીને પ્રસન્ન કરતા, પામતા કામનાને; ૫

બેઠા શિષ્યો સમીપ ગુરુને સર્વથા વિંટળાઇ;
શોભે ગુરુ સુરગણ મહીં, વિષ્ણુ સાક્ષાત્ ત્યાંહિ.
ચર્ણો કેરાં વિમળ કિરણો, સ્પર્શતાં શીર્ષ દેશે;
સદ્ભાગીનાં ભ્રમણ ઉરમાં, ઝાંકળો ક્યાંથી રહેશે. ૬

મૂર્તિ એવી પ્રગટ પડતી, શુદ્ધ ચૈતન્ય–કાન્તિ
જ્યોતિ જેની, હરતી ઉરની અજ્ઞતા મોહભ્રાંતિ.

મૂર્તિ દીપે પરમ પૂજને યોગ્ય ને પુણ્યકારી;
ગુણો કેરૂં કથન કરતાં શારદા-જાય હારી. ૭

ભકતો કેરા મહત્ ભયને સર્વદા એ હરે છે;
દેવો રૂઠે સબળ ગુરૂ ત્યાં પૂર્ણ રક્ષા કરે છે.
ગુરૂ રૂઠે શરણ નથી ત્યાં કોય ત્રૈલોકમાંહિ;
શ્રીગુરૂના અમિત બળનો પાર દેખું ન કયાંહિ. ૮

સિદ્ધિદાતા ગુરૂચરણની તુલ્ય દીઠું ન બીજું;
એ ચર્ણોનું શરણ ગ્રહીને અંતરે નિત્ય રીઝું.
પ્રૌઢાં વિષો પીયુષ બનતાં એ ગુરૂની કૃપાએ;
એવું શું છે અલભ અહિં જે, ના કૃપાથી સધાયે. ૯

આત્મા મારે ગુરૂવર સદા, શ્રેષ્ટ દેવાધિ દેવા;
ઇચ્છા ઊરે સબળ ઉછળે, સાધવા શુદ્ધ સેવા.
પાદાંબુજો નિશદિન પૂજી, થાઉં સદ્ભાગ્યશાળી;
પાએ લાગી પ્રભુજી વિનવું, મોહ દેજો પ્રજાળી. ૧૦

## ભુજંગી.

ગુરૂજી હું અષ્ટાંગ સાધી નમું છું, ખરે આપને ભક્તિભાવે દમું છું ॥
કિધાં કિલ્મિષો કોટી જાણે અજાણે, સહ્યાં સુખને દુઃખ કર્મો પ્રમાણે ॥ ૧
અરે સૂખ ઉચ્ચારૂં હું શીદ એને, લહ્યાં દુઃખનાં કારણો નિત્ય જેને ॥
કર્યો આજ પર્યંત મે જન્મ વ્યર્થ, નહીં સાધિયો મેં પરં નીજ અર્થ ॥ ૨
જુઠી દેહને દેખિને હું રહ્યો છું, પિડાકારિ માર્ગે ભુલીને વહ્યો છું ॥
નથી જાણુંતો શું હવે તો થશેરે, ફસ્યો બંધને કોણ ઊગારશેરે ॥ ૩
હું તો બંધ બાંધ્યો બુડું છું હરીરે, પ્રસારો સ્વપાણી દયાને ધરીરે ॥

કિધાં કર્મ અવ્યર્થ ના થાય કેમે, ફળો ચાખવાં શાંત ચિત્તેયિ તે મે ॥ ૪
પરંતુ સદા જન્મના ચક્ર માંહે, પિલાઈ પિલાઇ થવું નાશ કાંય ॥
થયું તે થયું ચિત્ત ચેત્યો હવેરે, ભલે સાર શોધું કંઇ આ ભવેરે ॥ ૫
ઘુંડી છેક હાર્યો, ન ઉપાય ફાવ્યો, પ્રભુ આપના ચર્ણને શર્ણ આવ્યો ॥
દયાળુ બધા વિશ્વ પ્રત્યે સુહાઓ, કૃપાનાથ મને કૃપાવંત થાઓ ॥ ૬
છબી આપની ન્યાળવાને રૂપાળી, ભુંડો હું થયોરે નથી ભાગ્યશાળી ॥
લહીને ગુણો ને કૃતિ આપનીરે; સુદૈવે કરી પ્રેરણા ભક્તિનીરે ॥ ૭
જપું છું જપું છું સદા આપ નામ, ઘડીએ ઘડીએ કરું છું પ્રણામ ॥
તમારાં પદારવિંદ જે તાપહારી, તહીં ચીત ભ્રંગે સદા વૃત્તિ ધારી ॥ ૮
મુને અંતરે રંગ લાગે ગમે તે, અજાણ્યો નહીં આપને કો સમે તે ॥
વિનંતિ કરું શું હું વીશેષ હાવે, કરો જે રૂડું આપને સર્વ ભાવે ॥ ૯
કહીં પ્રાર્થતાં વેલિને વૃક્ષ જાશે, નહીં ચંદ્ર જો તોજ પીયુષ પાશે ॥
કૃપાળુ ન જો ચાતકે શ્વાતિ થાશે, કદી અગ્નિથી શીતજે ના હણાશે ॥ ૧૦
નહીં વાદળાંથી રૂડી વૃષ્ટિ થાશે, પછી વસ્તુના ગૂણ તે કયાં ગવાશે ॥
દિપો આપ શર્ણાગતો રક્ષણાર્થે, ન નિર્મુખ થાઓ કદી જોઇ પ્રાર્થે ॥ ૧૧
ખરી ભાવનાથી ભર્યો પૂર્ણ આશે, દયા સાગરા આવિયો આપ પાસે,
કરી મંનને કર્મ વાણી વિશુદ્ધી, જડું આપ ચર્ણોની સેવા સુબુદ્ધી ॥ ૧૨
પડયો પાય હાવાં ન ઉઠું કદાપી, ધરો પાદ કે હસ્ત રૂડા પ્રતાપી ॥
કહીં આપનો સ્પર્શ કલ્યાણકારી, દિશે ભકતના ભાગ્યની રેખસારી ॥ ૧૩

## પદ.

કૃપા તમારી મુજ ગાય છે. ગુરૂજી ખરે, કૃપા તમારી મુજ ગાય છે ॥ ટેક.
તન મન ધન સહુ તેને સમર્પ્યાં, જે થકી આ જીવ પોષાય છે ॥ ગુરૂ.
તુષ્ટી ને પુષ્ટી હું એની કરું કયમ, ચિંતન એ માયરૂં સહાય છે ॥ ગુરૂ.

ભક્તિ ને હોંસથી સેવું હું નિશદિન, શ્રમ તે ન લેશ તો જણાય છે॥ ગુરૂ.
વસ્તુ અમુલ્ય બહુ તેને હિતાર્થે, તુચ્છ મુજ મંનને મનાય છે॥ ગુરૂ.
રિદ્ધિસિદ્ધિ ને સંપૂર્ણ સુખ એ, આપવે ઉદાર વખણાય છે॥ ગુરૂ.
સુધી પ્રસારતી, તાપો નિવારતી, ક્લેશ સર્વ એથી દૂર થાય છે॥ ગુરૂ.
બાઝયો હું એને, મુકું હરગીશ ના, એ વડે જ પાર તો પમાય છે॥ ગુરૂ.

## પદ.

મહીમા મોટો તમારોરે, હે ગુરૂ દેવા.
મહીમા મોટો તમારો, કૃતિ છે છુપી અપારો,
વીરલો કો જાણનારોરે॥ હે ગુરૂ.
ધાર્યું ન સુપન માંહે, તમતણી પ્રેરણાએ,
સહજ કારજ થાએરે॥ હે ગુરૂ.
સાધનો આવીને મળે, નહી જેને કોઇ કળે,
શ્રમ તે નિશ્ચય ફળેરે॥ હે ગુરૂ.
સ્વારથ જરી નહીં, જણાએ, ગોથાં તો નહીં ખવાએ,
શ્રમ તે વ્યરથ જાએરે॥ હે ગુરૂ.
જન હીત કરનારા, અતી તે પ્રીય તમારા,
સહાય તે પામનારારે॥ હે ગુરૂ.
પ્રેમપ્રાણી માત્ર તણે, તેને હીત મસ્ત બણે,
વીઘન તે સહુ હણેરે॥ હે ગુરૂ.
પ્રેમનું સ્વરૂપ લસો, પ્રેમનો પ્રવાહ કરો,
વહે છે પિયુષ જશોરે॥ હે ગુરૂ.
રંગરૂપ જાત તણી, નથી ભેદ બુદ્ધિ કુણી,
સમ દૃષ્ટિ સહુ ભણીરે॥ હે ગુરૂ.

તમારી સહાય વડે, મારગો ગુપત જડે,
જીવ ભવ પાર પડે રે ॥ હે ગુરૂ,
છબી ભવ્ય તેજ તણી. ઊચરતી શક્તિ ઘણી.
તમને કીધા મેં ધણીરે ॥ હે ગુરૂ.

## પદ.

ચરણુ કમળ હવે કયમરે તજાય ॥ ટેક
પ્રીતે પ્રણીપાત કરી, ગ્રહ્યાં પદ પંકજને,
પિયુષનું પાન સહુ અંગ પ્રસરાય ॥ ચરણુ.
ચંચળ આ ચિત અતી, પરમ આશ્રયવતી,
પામિ સુખ શાંતિ અહીં, અચળ જડાય ॥ ચરણુ.
ભ્રમણા તે ભુંડી ભાગી, ભવની ભિતિને ત્યાગી.
સ્વરૂપની લેહ લાગી, તમ મહીમાય ॥ ચરણુ.
સુવરણ સરીખો આ, સાંપડિયો છે પ્રસંગ,
પ્રાપ્તિ થઈ પારસની, કયમ એ ચુકાય ॥ ચરણુ.
પદના પડે પ્રહારો, તનને અવર મારો,
ફુલના જાણી વિહારો, જીવ હરખાય ॥ ચરણુ.
છિન્ન ભિન્ન થાઓ કાયા, છોને નથી તેની માયા.
મોહ વશ મન મારૂં, નહિજ ઝલાય ॥ ચરણુ.
તમારૂં સામિપ્ય મળ્યું, સુકૃત કો મુજ ફળ્યું,
ટળ્યું દુર્ભાગ્ય આજ, જય ગુરૂરાય ॥ ચરણુ.
કહું શું પ્રભુ વિશેષ, પરમ છો મુજ ઇશ,
મુકો હાથ મસ્તકે કે, જસ જગ ગાય ॥ ચરણુ.

## વસંતતિલક.

પ્રત્યક્ષ દર્શણુ પવિત્ર પ્રભુ તમારૂં ॥
થાતાં નથી પ્રગટતું કયમ કર્મ મારૂં ॥
અજ્ઞાનમાં વ્યરથરે ગત જન્મ ખોયા ॥
હેતુ અરે જિવનના ન જરાય જોયા ॥
માયો પ્રવૃતિ મહિ અંધ બણી હું સીધો ॥
નિવૃતિનો પરમ બોધ ન લેશ પીધો ॥
હોશે કિધું કંઇક મે શુભ કર્મ સત્ય ॥
જેથી લહું શિન વળ્યું તમ ચર્ણ પ્રત્ય ॥
દુર્ગુણુથી પુરણુ દોષિત દેહ દેખું ॥
કયાં હું, તમે કહિંજ, અંતરએ ન લેખું ॥
શંભુ શિરે શુભ વિરાજિત જાહ્નવી કયાં ॥
ખાબોચિયું મન મલીન હું માનવી કયાં ॥
મંદીર આશ્રમ પવિત્ર અતી તમારો ॥
તેમાં પ્રવેશ કરવા અધિકાર ન્યારો ॥
કો પુણ્યશાળિ પુરૂષો તહીં વીચરે છે ॥
ઝાંખી નહી અવર તેની કદી કરે છે ॥
સાનિધ્યમાં કયમ હવે મુજથી અવાએ ॥
એ દુઃખ તિવ્ર નિશદીન સહ્યું ન જાએ ॥
વાંચુ, વિચારૂં, તમ શક્તિ ગુણો અલાપું ॥
સંતોષ નીજ મનને કંઈ એમ આપું ॥
આ ચર્મ ચક્ષુ કરિ બંધ હું નામ જલ્પું ॥
મૂર્તિ તમારી શુભ પાવનકારી કલ્પું ॥

આહા ! પ્રતાપ મહિમા નહિ પાર પામું ॥
શું આ વિલોકન કરૂં નિજ દષ્ટિ સામું ॥
શોભા પ્રફુલ્લ અતિ ઉજ્વળ પદ્મ માંહે ॥
તેજસ્વિ સુંદર સ્વરૂપ અતી સુહાએ ॥
છે મસ્તકે મુગટ ઉજ્વળ જ્યોતકારી ॥
કેશાવળી કનક વર્ણિ લસે પ્રસારી ॥
છે ભવ્ય મસ્તક મહા ઉપમાથી પાર ॥
વિદ્યા અગાધ નિધિ છે દરશાવનાર ॥
કાંતી મુખાબ્જનીં પ્રભુત્વ વડું પ્રકાશે ॥
આનંદ નિર્મળ તરંગ રૂપે વિલાસે ॥
છો પ્રેમ મૂર્તિ અતિ નિર્મળ મોહકારી ॥
કારૂણ્ય અમૃત ઝરે નયનો રસાળી ॥
કીર્ણો અસંખ્ય પ્રસરે [illegible]
સ્પર્શે અતી પતિત પાવન તર્ત થાતા ॥
લાંબાં પ્રસારિત દિપે વરદાઇ હસ્ત ॥
પૂરે મનોરથ રૂડા જિવના સમસ્ત ॥
પાદારવિંદ મહિ મસ્તક મારૂં વાળું ॥
છો ગુરૂદેવ તમ પૂર્ણ સદા કૃપાળુ ॥

## ગરબી.

ગુરૂએ કિરપા કરીરે, કિરપા કરી ॥ ટેક.
હાંરે મુને ગોવિંદ ઘરેણું એણે ઘાલ્યું,
હાંરે દુઃખ ભારી ભવનું સમૂળ ટાળ્યું રે ॥ ગુરૂ.
હાંરે સુના મોતી ને રત્નનાં ઘરેણાં,

હારે દિધાં ફેંકી, જુઠાં તે સહુ જાણ્યાંરે ॥ ગુરૂ.
હારે નીશ દીન એ રૂદય માંહિ રાખ્યું,
હારે અતી તેજ તેનું જાય નહિં ઝાંખ્યું રે ॥ ગુરૂ.
હારે ગયાં નીજ રૂપ રંગ પલટાઇ,
હારે રહ્યું તેજ એ દિગંત દુર છાઇરે ॥ ગુરૂ.
હારે મને પ્રાણથી અધીક એજ પ્યારૂં,
હારે સહુ વિશ્વને ઓવારણે ઊતારૂં રે ॥ ગુરૂ.
હારે ધન્ય ધન્ય ગુરૂ દેવ કૃપાળુ,
હારે ખરે કેમ ઉપકાર એજ વાળું રે ॥ ગુરૂ.

## વસંતતિલકા.

કીધી કૃપા ઘણી તમે ગુરૂ દેવ આજે,
ભક્તો તણાં સકળ સંશય જેથી ભાજે.
માંગલ્ય કારિ શુભ દર્શણ છે તમારાં,
સદ્ ભાગ્ય છે પુરણ આજ લહું અમારાં.
ભેગા જહીં પુરણ ભાવથી ભક્ત થાય,
નિશ્ચે તમે તહિં પધારી થતા સહાય.
વંદુ પદાબ્જ પ્રિતથી નિજ જોડિ હસ્ત,
યાચું પ્રણામિ શિર મંડળિ આ સમસ્ત.
ટાળોનિ અંતર થકી કિલ્મિષ ટાળો,
પાળો પરસ્પર સદા સહુ સંપ પાળો.
કાપો પ્રભુ સમુળ ક્લેશનિ કુમતીરે.
ઉદ્વેગોં વાયુ તણિ શાંત હજો ગતીરે.
રે ક્રોધ દ્વેષ જવરની અતિ તાપ લ્હેરી,

સ્પર્શો નહીં શરિરને કરશોજ ઝેરી.
છે શક્તિહીણુ કરતા, બુદ્ધિ હાંક "હું"ની.
રક્ષા કરો પ્રભુજિ તેથી અમો સહુની,
ઇર્ષા બુંડી ભ્રમરીના અતિ દંખ કારી.
ઉડાડિ તે બધિ લિયો અમને ઉગારી,
સુશીલ નમ્ર ચિત વૃત્તિ થજો અતિરે.
સન્માર્ગમાં નિડર સંચરજો મતીરે,
થજો પ્રતિ દિવશ નિર્મળ સ્નેહ શ્રદ્ધા.
બંધુત્વની અચળ વિસ્તરજો સુબુદ્ધી.
રે શ્રેષ્ઠ ઐકય લહી વિશ્વજ મોહ પામો.
આ મંડળી ભણિ બધાં નયનો વિરામો.
કર્તા તમે પ્રભુ અમે છું નિમિત્ત માત્ર.
પૂરો પ્રવિત્ર તમ તેજથી દેહ ગાત્ર.
જોશો નહીજ અપરાધ ઘણા અમારા,
છું ચર્ણના સરવ દાસ સદા તમારા.

## ગુરૂદેવની આરતી.

જય ગુરૂદેવ દયાળ, અમૃતમય મૂર્તિ;
રૂદય કમળમાં નિશદિન, રમજો તમ સુરતી ॥ જયજય ગુરૂદેવા ॥ ટેક
શાસ્ત્રો વેદ પુરાણે, અવર અગણુ ગ્રંથે;
વિધવિધ વાતો વાંચી, ભ્રમિત થયો પંથે ॥ જય ॥ ૧
દેવપુજા, જપ, તપ, વ્રત, જાચણુ બહુ કીધાં;
જાત્રા યજ્ઞાદિક બહુ, પવિત્ર જળ પીધાં ॥ જય ॥ ૨

વિવિધ દાન દીધાં ને, આસન બહુ વાળ્યાં;
પડળ વળેલાં નેત્ર, કોએ નહિં ટાળ્યાં ॥ જય ॥ ૩
વિદ્યા તેજ અવિદ્યા, સ્વરૂપ ભુલાવે છે;
તર્ક અને સંશયમાં નિત અફળાવે છે ॥ જય ॥ ૪
મન બુદ્ધિથી સાચું, પરમ નહિં પમાએ;
વ્યાપી રહિ વ્યાકુળતા, ઘોર તિમિર માંહે ॥ જય ॥ ૫
ધર્મ માર્ગ વિલોકયા, વિધ વિધ બહુ ખંતે;
સાચું તત્વ ન પામ્યો, નિરાશિ છે અંતે ॥ જય ॥ ૬
વરોળિયું જળ બહુ પણ, માખણ નહિં નિકળ્યું;
સદ્ભાગ્યે સુકૃત કંઇ, પૂર્વનું સહજ ફળ્યું ॥ જય ॥ ૭
સાહ્ય કરી પ્રભુ ત્યારે, તત્પર દુઃખ હરવા;
આકર્ષ્યો તમ ચરણે, સુખશાંતિ કરવા ॥ જય ॥ ૮
ચરણ કમળની ભક્તિ, સફળ પછી થાતી;
ગુપત પ્રેરણા ઝળકે, પગથી પરખાતી ॥ જય ॥ ૯
પ્રેમ પિયુષ પયો નિધિ, સ્વરૂપ સુહાએ છે;
કરુણા રૂપ કલ્લોલો, તહિં ઉભરાએ છે ॥ જય ॥ ૧૦
નિત્ય નિમજ્જન તેમાં, જન ભાવિક કરશે;
ગર્ભવાસના ત્રાસક સંકટ સંહરશે ॥ જય ॥ ૧૧

## શ્રી જગદ્ગુરૂને માટે પ્રાર્થના.

### ઝુલણા છંદ.

ભક્ત વત્સલ કૃપાળુ કરૂણાનિધી, રે પધારો તમેરે પધારો,
ધર્મરક્ષક ગવાયા તમે વિશ્વમાં, દુર્દશા ધર્મની દિલ ધારો. ૧

થાકીઆં લોચનો તાણી તાણી અમે, શિર પ્રભુજી ઉંચા રહી ગયાં છે.
નિત્ર આતુર મનડાં, ફરી ફરી જુઠી, ઝંખનાથી હણાઈ રહ્યાં છે. ૨
ગુપત આ વેણુ શું અંતરે સ્ફુરતી, થાવ સાવધ પ્રભુજી પધારે;
વ્યાપ્ત છે ઘોર અંધારૂં ત્યાં, કિરણુ આ, રૂડી આશા તણું રે પ્રસારે. ૩
પુરણુ અજ્ઞાનની રાત કાળી ખાલી, ગણગણે જંતુ સંશય અનેક;
સ્વાર્થ શોધુ નિશાચર પડયાં નીસરી, રીઝતા કરી કરી હાનિ છેક. ૪
આત્મના ઘાતકી, પાતકી પૂતળાં, જાઓ નાશી હવે કાંપતારે;
નિત્ય સંતાપતા ફેડવા કામ તમ, સાધનો સાધશું ચાંપતારે. ૫
થાઓ જાગૃત તમે બન્ધુ સર્વ હવે. જીવ પ્રતિપાળ ગોપાળ આવે;
શુકન શુભ થાય છે, હરખ ઉભરાય છે, દીવ્ય પીમળ મૃદુ પવન લાવે. ૬
પરમ ચમત્કાર કરતો જુઓ પૂરવમાં નવિન નક્ષત્ર ઉંચે પ્રકાશે,
પુણ્યશાળી પુરૂષોતણા ઉર વિષે. હરખને શિતળ શુભ શાન્તિ થાશે. ૭
ગાય ગાંધર્વ ને નાચતી અપ્સરા, દિવ્ય વાદિત્ર ઝણકાર થાએ,
રૂષિ મુનિ સિદ્ધને દેવનાં વૃંદનાં, શબ્દ જય જય બધેરે છવાએ. ૮
થાઓ જાગૃત તમે બંધુ જાગૃત થજો, સમય આવો ફરી ફરી ન આવે,
જાગતો જીતશે, ઉંઘતો હારશે, નિર વલ્યા પૂઠળે શુદ્ધિ લાવે. ૯
ધ્યાન, જપ, તપ, વ્રતે જે મહા પુરૂષની, ઝાંખિ પણ ઝાંખી ના થતી કદાપિ;
તે તણું શુભ સાક્ષાત દર્શણુ થશે તિમિરહર તેજ પૂરણુ પ્રતાપી ૧૦
ભાગ્યશાળી અરે ભાગ્યશાળી બહુ, જીવન આ સમયમાં જે ધરે છે;
શુદ્ધ નિશ્ચળ ખરી ભક્તિ એની કરે, સહજ તે અગણ્ જન્મો તરે છે. ૧૧
થાઓ તત્પર સહુ પુરણુ સન્માનથી, શ્રી જગદ્દગુરૂજીને લ્યો વધાવી,
સેવિને પદ કમળ, વિમળ સદ્દભક્તિથી, જશ જગે એહનો ઘો ગજાવી. ૧૨

# ॐ શ્રી જગદ્‌ગુરૂને પ્રાર્થના.

## હરીગીત.

શુભ શુદ્ધ ધર્મ મંડળ પતિ, સહુ ધર્મના થિંગા ધણી;
આ પૃથ્વિ પૃષ્ટે છે અવશ્યક, તમ તણી પધરામણી.
આતુર નયને છે અધિરી, જે પ્રજા તમ દર્શને;
ઉતરો ફરીથી ઉતરો, તે સર્વના હિત રક્ષણે. ૧
ધ્વનિ મધુર શાન્તિ મંત્રનો, સર્વત્ર સઘ પ્રસારજો;
સહુ માનવિને કલેશ ને વિરોધથી નિવારજો.
શુભ મંત્ર તે બંધુત્વનો ઉચ્ચારજો શિઘ્રે તમે;
રણુ વીર વર્ણો અવર જાણે એક સહુ છીએ અમે. ૨
અતિ વિમળ પ્રેમ પરમ સહિત આ વાર પ્રભુજી આવજો;
અદ્‌ભૂત શક્તિ ઝળઝળિત સંપૂર્ણ સાથે લાવજો.
પાદાવિંદે નમન કરતાં ફરિ ફરિ વિનવું અમે;
હે શ્રેષ્ઠ ગુરૂવર દેવતાના વળિ મનુષ્યોના તમે. ૩

## હરીગીત છંદ.

સાવધ બનો, સાવધ બનો, સહુ માનવી મુજ મિત્રરે,
છે આવિઓ આ સમય અતિશય સમિપ પરમ પવિત્રરે.
થાશે જગદ્‌ગુરૂ દેવ ફરિથી, પ્રગટ અહીં પૃથ્વી તળે;
અદ્‌ભુત મહિમા જેહનો, કોઇક વિરલાઓ કળે.
બંધુત્વને પર પ્રેમના મંડળ તણી સત્તા વડી,
રહિ વ્યાપિ વિશ્વે, વિશ્વ જેથી, કર્મ પ્રેરિત હર ઘડી.

સેવક જગદ્‌ગુરૂના જુઓ, છે શિષ્ય ને પ્રશિષ્યરે,
ધીમંત, વિદ્યાવંત, કીર્તિમંત, ભૂતળ સંચરે.
ભિન ભિન્ન કાર્યે કુશળ સંખ્યા, રહિત સંશય સન્મતિ,
છે મોકલ્યા એ જગદ્‌ગુરૂના એક લક્ષે છે કૃતિ.
મારગ પ્રભુ ગુરૂજી તણો, બહુ સરળ કરવાને કયમે,
જાણે અજાણે પણ મચ્યા, એ કારણે સરવે શ્રમે.
જાગૃત કરીને રૂદય મધ્યે, આશ ને ઇચ્છા વહે,
ઉપદેશ પ્રભુનો શૂણવા, બનિ તિવ્ર આતુરતા રહે.
દુરિજન બણ્ણિ બણ્ણિને અતી, કનડયા ઘણા શ્રી કૃષ્ણને,
જીસસ અને જરતુસ્ત મહમદ, નથિ મુકયારે કવણને.
જો જો રખે ફરિ એમ વરનો, વશ કુબુદ્ધિને થઇ,
પસ્તાયુ પૂઠળ જન પરંતુ, ના મળે પળ જે ગઇ.
તે કથન કરશે ગુહ્ય વાતો, નહિ સહજ સમજાયરે,
વિપરીત સમજી મુરખજન, ગભરાઇ સામા થાયરે.
બંધુત્વ નિર્મળ પ્રેમના, ખડકે વડું મંદિર ચણે,
સંસારના વ્યવહાર સહુમાં, જિવન રૂપ એ બે બણે.
બંધુત્વ નિર્મળ પ્રેમ જીવનનો, નિયમ થઇને રહે,
ટળિ દ્વેષ થાશે ઐકયતા, એ ધર્મપર્મ સમજુ ગ્રહે.
રે જનમ જનમોનાં બધાં, અતિ કઠિન બંધન તોડવા,
આ સમિપ આવ્યો સમય છે, કલ્યાણ સાધન જોડવા.
એ જગદ્‌ગુરૂના જગતમાં બહુ દૂત દિશે આવિઆ,
સંદેશ તે વધામણીના, પરમ હિતના લાવિઆ.
તેને નહી તરછોડતાં, લેજો વધાવી હોંસથી,

શુભ યોગ્યતાની પ્રાપ્તિના, સાધન સહુ દેશે કથી.
તે સાંભળી પ્રભુજી તણી; સેવા વિશે તત્પર હજો,
પામી પ્રસાદી શ્રી પ્રભુની શિઘ્ર શુભ સહુનું થજો.

## હરિગીત.

વહેલા તમે ત્રિભુવન ગુરૂ આ પૃથ્વી પૃષ્ટે પધારજો,
પશ્ચિમ પ્રદેશે મચી રહ્યો, આસુરી શું સંહારજો.
છે ધર્મની ગ્લાની બધે, આસુરી સત્તા વિસ્તરી,
કર્ત્તવ્ય ને સંબંધ જીવો, સહુ ગયા છે વિસરી.
શું સ્વાર્થ ઇર્ષા, દ્વેષ, જુઠું, લોભ જ્યાં ત્યાં ઘૂમતાં,
નિજ અંગ રંગી કાગ ઊડતા, ધરિ મયુરનાં ફૂમતાં.
ચિત ભ્રમણુ થઇ મોટા મનાતા માનવી વિપરિત કરે.
છે અંતરે પુષ્કળ હલાહલ, મુખ મધુરૂં ઊચરે,
અતિ પ્રાણુ ઘાતક છેકપશુવત, બણિ પ્રજા રણુમાં લડે.
શસ્ત્રો વિવિધ પ્રકારના, બહુ સામ સામા આથડે,
ગોળા છુટે ધણણુણ કરી, અતિ વેગથી દૂર ધાય છે.
ફુટતાં ઊડે છે તિક્ષ્ણુ કણિકા, અગન તન ભેદાય છે,
છે ઘોર અંધારૂં બધે, ઘટ ધુમ્ર બહુ ગુંગળાવતો.
દારૂથી દુર્ગંધીત વાતા વરણુ, દિશે કાળ તો,
ઉંચે નિચે ને અંતરિક્ષે, જળ થળે ચોપાસરે.
સંહારકારી શસ્ત્ર ધારી, લેશ લે ના શ્વાસરે.
કિકિયારી રણુ સંગ્રામની, શું પશુ અને માનવતણી,
મોટા નિનાદે ગગન ગાજે; લીન તેમાં તે બણી.
લાખો જીવોનો થઇ રહ્યો, સંહાર ગણુના ના થશે,

છે રેલ ઉલટી રૂધિરની, શું પ્રલયમાં પૃથ્વી જશે.
શું પૂર્વના કો રાક્ષસે, આ યજ્ઞ આરંભ્યો હશે,
હોમાય પંખી પશુ મનુષ્યો, કવ સમાપ્તી રે થશે.
તુટી પડે ગોળા પ્રહારે, મ્હેલ ને મંદિર કહીં,
ભડકે કંઈક બળતા મસાલો, સોળ પ્રગટાવી અહીં.
વિનાશને વશ થઇ ગયા છે, નગર ગ્રામ્ય સુહામણાં,
રળિઆમણાં વન પણ થયાં, ઉજડ અને બીહામણાં.
વેપાર ધંધા ધબ પડયા, દુષ્કાળ, રોગ, ભુખે મરો,
પીડાઇ જાતું જગત સઘળું, કાળ આવ્યો આકરો.
ધરણી ધ્રુજીને થરર કંપે, ત્રાસ શું વરત્યો ખરે,
બણિ વ્યોમ પણ વ્યાકુળ, અશ્રુપાત હિમ રૂપે કરે.
આધાર હીણાં નિરપરાધિ, નારીઓ ને બાળકો,
સ્નેહી સગાં આક્રંદ કરતાં, ગત થયા જિવ પાળકો.
ભિતરે ગળે નહિ અન્ન પાણી, નથિ નિશાએ ઊંઘતાં,
જીવતા તણાં સ્નેહી સગાં ચિંતાથીં ચિત ચૂરણ થતાં.
જોયું નથી. શુણ્યું નથિ, વાંચ્યું નથી તે થાય છે,
લહિ કાળ કૃતિ વિકરાળ મસ્તક, ભ્રમણ માંહ્ય પિલાય છે.
આવો પ્રભુ આવો તમે, વ્હેલા પધારો નાથરે,
પડિ પાય કરગરી જાચિએં, જોડિને ઉભય હાથરે,
મૂર્તિ અલૌકિક પ્રેમની છો, વિશ્વના પ્રતિ પાળરે.
છે કમળ ગર્ભ સમાન કોમળ, વિપુલ રૂદય દયાળરે,
બણિ નિસ્પૃહી નિરખી રહ્યા છો, કારી જગ સંહારરે.
કળિ કાળ શું તમને નડે, વિપરિત જણાય અપારરે,

ઉતરો પ્રભુજી તેજ અદ્ભુત, સર્વ શક્તિ ધારીને.
વિસ્તારજો શાંતિ બધે, નિજ સબળ શબ્દ ઉચ્ચારીને,
તમ તેજનો જ્યાં સ્પર્શ થાશે, ત્રાસ તમ ઘટ નાસશે,
અતિ વિમળ વાતાવરણ થાશે, દિવ્ય વિમળ વિકાસશે,
ઉપદેશ દઇ બંધુત્વનો, શુભ પ્રેમ અંતર પૂરજો.
મતિ ભિન્નતાની કલહ કર્તા, સર્વ કેરી ચૂરજો,
ત્રણ ભુવનના તમ છો ગુરૂ, પદ વંદુ વારંવાર જો.
સન્માર્ગ જનને વાળજો, ને જગત બુડતું તારજો,

## અનુષ્ટુપ.

અહો ભવ્ય વૃક્ષ નીચે, મૂળની સમિપે રહી,
દિવ્ય જ્ઞાન તપો મૂર્તિ, કૃપાળુ કરૂણા મયી
યુવાવસ્થા સદા સ્થાઇ, જ્યોતિ સર્વત્ર વિસ્તરે,
પદ્માસન શ્રેષ્ટ શોભે, ચિન્મુદ્રા દિપતી કરે.
જ્ઞાનનાં અભિલાષીઓ, અંજળી બદ્ધ છે સહુ,
વીંટલાયાં મુનિ વૃંદો, વિચિત્ર વૃદ્ધ ને લહુ.
સંશયો બહુધા તેને, સ્ફુરતા શુભ અંતરે,
ગુરૂના મૌન્ય વ્યાખ્યાને નષ્ટ તે થાય સત્વરે,
નિર્મળી ને પ્રશાંતિની, મૂર્તિ પ્રણવ રૂપિણી,
માયા મોહ વિદારિણી, શુભ્ર કલ્યાણ કારિણી.
સુરાસુર સર્વ જેને, પરંપૂજ્ય સદા લહે,
નમસ્તે દક્ષિણા મૂર્તિ, નમસ્તે ગુરૂદેવ હે.



# મહાદેવજી.

ॐ

## ઉપેંદ્રવજ્રા.

પ્રણામું પાદાબ્જ પવિત્ર શંભુ, અતુલ્ય જ્યોતિ દિપતા સ્વયંભૂ ॥
શ્રી પંચ વક્ત્રે અમિ ઉભરાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૧
લસે ત્રિનેત્રો, દશ ભૂજ ધારી, સ્ફટીક કાંતી અતિ મોહકારી ॥
સ્વરૂપ શાંતિઃ મય શું સુહાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૨
અનેક શોભે ભુષણો સુદિવ્ય, લહો ન એવી છબિ રમ્ય ભવ્ય ॥
ત્રિલોક જેના ગુણ નિત્ય ગાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૩
શ્રી કંઠ ને શ્રીપતિ છો શ્રીમાન, વિજ્ઞાન આનંદ તપો નિધાન ॥
અનાદિને અક્ષર જે ભણાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૪
અચેતને ચેતન હેમ લિંગી અલિંગિ વીચિત્ર અનેક લિંગી ॥
કૃતી ન સંપૂર્ણ કદી કળાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૫
નમું નમું શ્રી પુરૂષઃ પુરાણી, ન પાર પામે મન બુદ્ધિ વાણી ॥
પરં ગુરૂશ્રી જય જોગી રાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૬
રહસ્ય શ્રુતી સ્મૃતિનું અનૂપ, પ્રણામું નિત્યે, પ્રભુત્વ સ્વરૂપ ॥
વિરકત સાક્ષી સહુ વિશ્વમાંહ્ય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૭
અજ્ઞાન તીમીર મહી નિમગ્ન, સ્વભક્ત કેરા ભય સર્વ ભગ્ન ॥
કરો કૃપાળુ, સુખ દો સદાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૮
અતુલ્ય છે નામ તણી પ્રસાદી, લહે બિચારા, કયમ શુન્ય વાદી ॥
સ્વરૂપને જેથિ અરે પમાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૯

પ્રણાળી મેલે ચિત શુદ્ધિ આપો, કર્મો તણાં બંધન કોટિ કાપો ॥
સમસ્ત ક્લેશો ભવના હણાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૧૦
સ્મરું સદાશીવ વિશુદ્ધ ભાવે, બિજું ન કાંઇ પછિ કામ આવે ॥
બિતી બુંડી તે જમની જીતાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૧૧
જયો જયો શ્રી પરબ્રહ્મ ઇશ, પાદાબ્જમાં મેલું છ મુજ શીશ ॥
જયો જયો નીખિલ વિશ્વરાય, નમઃ શિવાય શ્રી નમઃ શિવાય ॥ ૧૨



## ઇંદ્રવજ્ર છંદ.

નમઃ શિવાય શ્રી નમઃ શિવાય, ॥ સદ્ભાવથી શુદ્ધ સદા ભણાય ॥
કલ્યાણ નિશ્ચે જિવ જાણજે તું ॥ સંસ્કારિ અંશી લહું તૂજને હું ॥
યોની અનેકો બહુ વાર જોઇ ॥ મનુષ્ય જેવી નથિ અન્ય કોઇ ॥
એ મુક્તિ દ્વારે હરની કૃપાએ ॥ આવી રહયો છે. દુખ તૂજ જાએ ॥
સુવર્ણની સોથ સમીપ કુંચી ॥ એ ફેરવો, સત્યનિ હોય રૂચી ॥
વિના શ્રમે પારસ તો મળે છે ॥ તેનો ન મૂર્ખો મહિમા કળે છે ॥
તેં ભોગ આપ્યો નિજ જેમ જેમ ॥ તારી થઇ ઉન્નતિ તેમ તેમ ॥
જુઠું જણાએ તહિં મોહ થાએ ॥ અભ્યાસથી જુઠું ખરૂં મનાએ ॥
છાંડો જુઠાને તજિ મોહ માયા ॥ જેનાથી મોટાં દુઃખમાં તણાયા ॥
દિયો દિયો ભોગ સદા દિયોરે ॥ આનંદ સાચો ફળએ લિયોરે ॥
અસત્યથી સત્ય રહ્યું છુપાઇ ॥ અજ્ઞાન તીમીર રહ્યું છવાઇ ॥
અસત્ય છે સત્ય ભણી વિરૂધ ॥ પ્રકાશશે સત્ય તહિં શું શુદ્ધ ॥
અસત્ય ભોગેથી થશે વિનાશ ॥ તો સત્યનો પૂર્ણ થશે પ્રકાશ ॥
ભુલો ભુલો આપ પણું ભુલોરે ॥ વિજ્ઞાનનું દ્વાર વડું ખુલેરે ॥
નમઃ શિવાય, શ્રી નમઃ શિવાય ॥ એ એક ધારે રૂદે જપાય ॥

એ નાદ માંહી, લય અન્ય થાય ॥ એ નાદ માંહી લયદેહ થાય ॥
એ નાદ થાએ લય શુન્ય માંહે ॥ તો ત્યાં ખરૂં તત્વ અનુભવાશે ॥
હું ને અને વિશ્વ નિખીલ કેરો ॥ એ યજ્ઞમાં ભોગ થશે ભલેરો ॥
થાશે બળી ભસ્મ બધું જુઠાણું ॥ છે શેષ તે તત્વ ખરૂં પિછાણું ॥
આદી અને અંત રહીત તે છે ॥ સ્વયં પ્રકાશે ઝળકી રહે છે ॥
નિરૂપ ને નિર્ગુણુ સત્ય નિત્ય ॥ રૂપો વિકારી ન થતાં પ્રતીત ॥
જે શુન્ય તે તો ભરપૂર ભાસે ॥ છે શુન્ય ત્યાં, જ્યાં ભરપૂર વાસે ॥
સર્વસ્વનો એમ અપાય ભોગ ॥ પીડે ન મૃત્યુ, નહિ જન્મ જોગ ॥
એ શ્રેષ્ઠસ્થીતી શું વિના પ્રયાશે ॥ રે પ્રાપ્ત તે ભોગ વિનાજ થાશે ॥
તે ભોગ શું તે દિલમાં વિચાર ॥ ખંચાઇ ને શું ડરતો અપાર ॥
એ ભોગ તે જે નથિ તે તણોરે ॥ વસ્તુ વિના ભોગ કશો ગણોરે ॥
છે તે સદાએ, અવિનાશિ જે છે ॥ ક્ષણું નથી એમ નહીં બને તે ॥
એ સત્ય છે અમૃત આપનારૂં ॥ આનંદ રૂપે દુખ કાપનારૂં ॥
નમઃ શિવાય શ્રીનમઃ શિવાય ॥ છે શ્રેષ્ઠ એ સાધન વિશ્વ માંહ ॥
માટે જપો એ જપ તે સદાય ॥ નમઃ શિવાય શ્રીનમઃ શિવાય ॥

## ૫૬.

ભવતારણુરે, શરણુ તમારે છું હું ॥ ટેક.
જયજય હરશ્રી ત્રીપુરારી, જય જોગીશ્વર કામારી;
જય પરમ ગુરૂ શુભકારી ॥ ભવ.
કીડીથી અજ પર્યંત, ભરપુર છે સૃષ્ટિ અનંત;
જિવ બહુ વિધ ઉપાધિવંત ॥ ભવ.
નથી વિશ્વ વિશે કંઇ ખાલી, ભરપુર સહુ ભૂમી ભાળી;
છે પ્રથક રંગ રૂપવાળી ॥ ભવ.

ભુત માત્ર તણા કલ્પે, રચિ સિંડી એ સોપાને;
ચઢવા શીખર નીહાને ॥ ભવ.
એ છે સહુ તમ આધારે, મચીઆ વિધવિધ વ્યવહારે;
તમ તેજ તણા તે તારે ॥ ભવ.
ઘટ ઉપાધિ સહુની ભાંજે, દઇ નવિન સૂક્ષ્મ દિલરાજે;
દઇ મુકતી અંતે ગાજે ॥ ભવ.
રચના નહિ જાય વખાણી, સમજે છે બુદ્ધિ શાણી;
જાણે શું પામર પ્રાણી ॥ ભવ.
જાણે નહિં જે અજ્ઞાને, ભયરૂપ તમને તે માને;
સાચું નહિં સ્વરૂપ પિછાને ॥ ભવ.
દિલ દયાળુ છોજી અનંત, રક્ષા છો સહુ જિવજંત;
છો ભયહર ભડ ભગવંત ॥ ભવ.
તમ નામ તણી બલિહારી, નાખે સહુ કલેશ નિવારી;
પરજાળે પાતક કારી ॥ ભવ.
તમ નામ તણા ઝણુકારે, ગાજે જે રૂદય અપારે;
નિર્ભય તે છે સંસારે ॥ ભવ.
એ મધુર નાદ અગાધે, નહિં અવર નાદ ત્યાં બાધે;
જિવ આનંદે શુભ સાધે ॥ ભવ.
તમ પરમ તત્ર છો મારે, તમ નામ કાર્ય સહુ સારે;
માયા જળ પાર ઉતારે ॥ ભવ.

## દ્રુત વિલિંબિત વૃત.

નિખિલ આ જગ ચંચળ ચાલિયું, અચલ કાંઇ રહે નહિ ઝાલિયું.
અચળ છે સત એકજ નામરે, હર હરે શિવ શંભુ હરેહરે ॥

કનક કામિનિ સ્નેહિ સગાં ઘણાં, ભુવન ભવ્ય અતિ રલિઆમણાં.
સલિલ મોહનું એથિ ન કો તરે, હરહરે૦ ॥
શરિરનું સહુ સ્નેહિ થઇ રહ્યું, લિનબધું જગ સ્વાર્થ મહી લહ્યું.
વ્યતિત કાળ થતાં ગત વિસરે, હરહરે૦ ॥
નથિ જ એ તન તેજ કહી ક્ષણું, કયમ કહો પછી સત્યજ એ ભણું.
મનન એ, તન મોહ જુડો હરે, હરહરે૦ ॥
શરીરનો ભરુસો અહિં શો ઘટે, પલ પળે પરમાણુ વધે ઘટે.
સ્થિતિ નહી કંઈ સ્થાઇ સદા ઠરે, હરહરે૦ ॥
શિશુપણુ મિટિ જોબન મહાલતું, ઘડપણે ક્ષિણુતા શુળ સાલતું.
નવ નવાં પલટે તન રગરે, હરહરે૦ ॥
મુરખ શું નિરખું સ્થુલ એકને, પુરવના સ્મર જન્મ અનેકને.
કવણુ ત્યારનું છે અહિં સાથરે, હરહરે૦ ॥
નવ નવાં જયમ વસ્ત્ર ધરાય છે, જિરણુ વસ્ત્ર થયેથિ તજાય છે.
તન ઉપાધિ સદા ત્યમ છે ખરે, હરહરે૦ ॥
ઘર ઘણાં બદલે જિવ જેમરે, વિવિધ દેહ વસાવવી તેમરે.
પ્રકૃતિ વેશ નવા ધરી નિસરે, હરહરે૦ ॥
મરણુ તે વિખુટાં સ્થૂળથી થવું, ભુવર ને સ્વર લોક ભણી જવું.
ભુનળમાં ફરિથી જિવડો ફરે, હરહરે૦ ॥
જિવન એમ અખંડિત છે સદા, રહિત કર્મ નથી ક્ષણુકો કદા.
સુખ અને દુખ કર્મ બધે ભરે, હરહરે૦ ॥
રખડવું બહુ સ્થાવર જંગમે, કયમ પરાધિનતા જીવને ગમે.
પરમ શાંતિ વિના તરસે મરે, હરહરે૦ ॥
જિવન સંકલના ન જતી કળી, અસતમાં, સત છાંડી, ઘરે રળી.

વિપતકારિ કુમારગ ૫ ચરે. હરહરે૦ ॥
સમય સર્વ વિશે સત આસરો, જિવનનું પણ જીવનજે ખરો,
કયમ નહી જીવ તે હરને સ્મરે, હરહરે૦ ॥
સકળ ઈંદ્રી અને મન બુદ્ધિની, કૃતિગતી બળેવાન દિશે ઘણી.
તદપિ તે બળનું મુળ તેજ રે, હરહરે૦ ॥
બધિ ભુમી મહિ સાથી ત્રિકાલ છે, સતત શીક્ષકને પ્રતિપાળ છે ॥
સ્મરણુ તેનું સદા કરતું અરે, હરહરે૦ ॥
વિઘ્ન ને ભય તે સહુ કાપશે, પદ અનુપમમાં લઇ થાપશે.
અચળ કોતર અક્ષર અંતરે; હરહરે૦ ॥

## કવિત.

શકાર કકાર ને રકાર ત્રણું અક્ષરને,
પરમ પવિત્ર પુણ્યશાળી હું પિછાણુતો;
ત્રણુ એ ત્રિપુટી તણું, રૂપ તે અક્ષર બણી,
શંકર સમર્થ અતી શબ્દને વખાણુતો. ૧

શકાર કલ્યાણુકર, કકાર તે સુખદાઇ,
રકાર તે પ્રેમમય, સ્વરૂપ ઉચ્ચારતો;
શંકર શંકર કરી, રટણુ સદા રસાળ,
જાય છે સહજ જીવ, સંસારની પાર તો. ૨

શક્તિ છે એની અનંત, પાર ન મહંત સંત,
અસુર કે સુર કોઇ, કયમ કરી પામતા;
જેને આ નીખીલ વિશ્વ, વશ વરતે સદાય,
શીવ રૂપ તેજ એજ, બ્રાહ્મણો પ્રણામતા. ૩

ભવની ભીતી અનેક, કષ્ટકારી ક્લેશ છેક,
કરૂણાળુ એ કૃપાળ, જીવ તણા ટાળતા;
મોહના કઠીન પાશ, ત્રાસનો કરી વિનાશ,
મનુશનું શુભ હીત, રૂદ્ર એ સંભાળતા. ૪
ભરણુ, રમણુ અને વમન એ ત્રણ મહી,
અનુક્રમે વ્યવહાર, વિશ્વનો સુહાય છે;
ત્રણ એ તણા અધિષ્ટ, અનાદિ પરમ શીવ,
ભૈરવ સ્વરૂપ વડે, ભાસમાન થાય છે. ૫
દેવના મહાન દેવ, માટે મહાદેવ તણો,
મોટો મહીમંડળમાં, મહીમા મનાય છે;
માયાના પતી મહેશ, માયાતિત ઉમાપતિ,
આદિ ને અનંત જ્યોતિરૂપ તે પૂજાય છે. ૬
નામ જુજવાં જણાય, કૃતિઓ કોટિ કળાય.
અકળ ચૈતન્ય કેરી, મૂર્તિ એક શોભતી;
શંકર શંકર સ્મરી, રૂદય વિમળ કરી,
વિનયથી વીનવું કે, દિઓ મુને સન્મતી. ૬

## વસંતતિલકા વૃત.

આ શું વિલોકું કહિં આવિ અહીં પડયોરે,
વીચારનો પણ ન મર્મ કંઇ જડયોરે;
આ તો હિમાલયનું ઉજવળ શૃંગ સોહે,
આજે પવિત્ર શિવરાત્રની રાત્રિ હોએ. ૧
છે કૃષ્ણ પક્ષની અતી મધરાત કાળી,
વ્યોમે દિશે નહિ છબી શશિની રૂપાળી;

તોએ દિશા સરવ શું ચળકી રહી છે,
કાંતી તિમીરની કહીં લય તે થઇ છે. ૨
વાસી રહ્યું વન મધુર સુગંધ દિવ્યે,
શાંતી મહી લિન થયું સહુ ભૂમિ ભવ્યે;
સુવર્ણું દિવ્ય તણું મંદિર છે વિશાળું,
જેનો ઉંચે કળસ તેજમયી નિહાળું. ૩
ઊગ્યો શકે નવિન શું શશિ અંતરિક્ષ,
છે નિષ્કલંકિત તહિં સ્થિર થાય લક્ષ;
જ્યાં મંદિરે પછિ હું અંતરમાં પ્રવેશું;
વિસ્મિત ચિત્રવત હું નિરખું બધે શું. ૪
રત્નો જડયાં અગણુ દિવ્ય અનેક વર્ણું,
દીવા વિના વિમળ તેજ થયું પ્રસર્ણું;
તીમીર કાળું નથિ ત્યાં તલ માત્ર કયાંહી.
જ્યોતી કહીં ઝળહળે, સમજું ન કાંઇ. ૫
રૂપી મુની અત્રર પુરૂષ છે મહાન,
સુહાય તેજ તનનાં રવિની સમાન;
કાંતી કહે સરવનાં ગુણુ જાતિ ભિન્ન,
છે શાંતને પ્રસન ચિત્ત સદા અખિન્ન. ૬
સૌંદર્યની સરસ મૂર્તિ સહુ લસે છે,
શું દર્શણે મન પદામ્બુજ ધસી હસે છે;
બેઠા બધાય દ્રઢ આસન એક વાળી,
લાગી અખંડિત દિશે પ્રભુ સાથ તાળી. ૭
ઊંચે પડે પ્રગઢ જ્યોતની પુજ્ય રાશી,

દુર્લક્ષ્ય કોટિ રવિની થતિ જેથિ હાંસી;
વર્તે છ મૌન્ય તદપી ઝણુકાર આશો,
મંદીરમાં મધુર ગુહ્ય ધુમે ધ્વની શો. ૮
છે દિવ્ય ને અકળ મર્મ ભર્યો અપુર્વ,
દિશે અવશ્ય અતિ આજ પવિત્ર પર્વ;
દુર્ભાગ્ય હું સમજતો નથિ લેશ અર્થ,
મારૂં બધું જિવિત આજ જણાય વ્યર્થ. ૯
રે ગુપ્ત વેણુ નિજ અંતરમાં શું થાય,
શ્રી ગુરૂના પરમ એ ગુરૂ યોગીરાય;
અજ્ઞાનથી જગત ક્લેશ વિશે પિલાતી,
જેની દયાળુ દિલ વિશ્વ વિશે છ ખ્યાતી. ૧૦
તે દેવ શંકર કૃપાળુ અહીં પધારે,
તેનાથિ ગુહ્ય સહુ આ ઉપદેશ ધારે;
જો પામિ શિક્ષણુ નવું સહુ થાય રાજી,
જો હર્ષનો ધ્વનિ રહો શુભકાર ગાજી. ૧૧
એ ગુરૂદેવ સહુ જોય સમગ્ર સૃષ્ટિ,
સદ્ ભૂમિમાં કરત નિર્મળ ધર્મ વૃષ્ટિ;
તારે અનેક જીવ એમજ એ કૃપાળુ,
નિત્યે મચ્યા પરહિતે જન દુઃખ ટાળુ. ૧૨
ઉભું થયું સકળ મંડળ ત્યાં હવેરે,
વેદોક્ત મંત્રથી ઊંચા સ્વરથી સ્તવેરે;
પુષ્પો વધાવી રૂડિ આરતી તે ઉતારે,
સાષ્ટાંગ ત્યાં સહુ નમે, ગુરૂ ચર્ણ તારે. ૧૩

યોગીશનો વિજય વીજય ગુરૂનાથ,
ઉચ્ચારતા વિનય ભક્તિથી જોડી હાથ;
કલ્યાણ વિશ્વનું કરો હણિ દુષ્ટ ભ્રાંતી,
ધર્મ ધ્વજા સઘળ વિસ્તરજો સુશાંતી. ૧૪

## પદ.

અતિ સમરથરે, શંકર સકળ સમય મુજ શિરપર ગાજતા.
બિડભંજનરે, ભય ભડ ભક્ત જનોના ભાવે ભાંજતા ॥ ટેક.
ગાજે શિવ શિર જેને બળિઆ, સહુ વિઘ્ન તરત તેનાં ટળિઆં.
કંઇ પુરવતણાં સુકૃન ફળિઆં ॥ અતિ.
રવિ શશિ નક્ષત્ર અનંત દિશે, છે નિખિલ ભુવન જે સૃષ્ટિ વિશે.
શિવ સત્તાને વશ અહર નિશે ॥ અતિ.
બ્રહ્માથી તૃણ પર્યંત સહુ, મુળ માયાનાં પુતળાંજ લહું.
નાચે એના નચવ્યાંજ કહું ॥ અતિ
શિવની શક્તિ બળ સરવતણું, તે વણ નથિ ખસતું એક અણુ.
કર્તા હર્તા સહુ એજ ભણું ॥ અતિ.
હરિ બ્રહ્માદિક પણ નહિં જાણે, નેતિ વદિને વેદ વખાણે.
નહિ સમજાએ કાંઇ પ્રમાણે ॥ અતિ.
સુર અસુર તણાં સંકટ ટાળ્યાં, પાછાં જમના તેડાં વાળ્યાં.
પ્રેમે ભક્તોને પ્રતિ પાળ્યા ॥ અતિ.
આશ્રય અહિંના પય પરપોટા; જોતાં તેના તો નથિ તોટા.
શું કરૂં તેને તો..તે ખોટા ॥ અતિ.
નથિ તુલના કો ત્રિભુવન માંહે, ઝલહલતું અકળ બળ સુહાએ.
જશ વિશ્વ બધું જેના ગાએ ॥ અતિ.

ગાજે છે શિરપર તે જ્યારે, શિદ ઉર ચિંતા ધરવી ત્યારે.
રહું નિર્ભય પ્રભુ આશ્રયમાંરે ॥ અતિ.

## પદ.

એજી હો નંદ જશોદા કે કુંવર કનૈયા એ રાગ.

એજી હો, શંકર શંકર પળ પળ પ્રીતે,
અલી રટ રસના તું રસાલ ॥ એજી હો.
એજ ચરાચર, વિશ્વની એને.
આધિન સહુ જંજાલ ॥ એજી હો.
સુરજ કિરણુ જયમ, રમતાં રચે છે.
જળ નીધી મધ્યે જાળ ॥ એજી હો.
મન બુદ્ધિ ઈંદ્રી તન કેરા.
એજ સદા પ્રતિપાળ ॥ એજી હો.
રૂદય ગગનમાં જ્યોત ઝળકતી.
શુદ્ધ સુવર્ણું મિશાળ ॥ એજી હો.
માનસ સરમાં જેમ સુવર્ણી.
મલપતો મધુર મરાલ ॥ એજી હો.
જળ માયાનુ વિશ્વ રૂપી ત્યાં.
ક્રીડા કરે એક બાળ ॥ એજી હો.
શક્તિ ને વૈભવ મહિમાય જેનો.
વિસ્તરિઆં છે વિશાળ ॥ એજી હો.
અંતર્યામી એ, દે શીખ પળ પળ.
ગુરૂવર પરમ કૃપાળ ॥ એજી હો.

તિમિર વિદારણ, ભવ ભય તારણ.
દેવ એ દિન દયાળ ॥ એજી હો.
ભક્ત વત્સલ ભજ અભય પ્રદાઇ.
કાળ તણા પણ કાળ ॥ એજી હો.

## भीलडीनो मर्म.

### પદ.

જોગી તને લાજ, કહે ન કેમ આવતી?
મીઠી વેણુ વદે શું લલચાવતી? જોગી.
કાન્તિ અનુપમ દીપે તેજસ્વી.
ઉંચ કુળ જાત દરશાવતી—જોગી.
જોગી તે નિરંજન. નિર્વિકાર તેને
વૃત્તિ ન વિલાસી લેશ ભાવતી—જોગી,
જાતિ અધમ જડ સમજું ન કાંઇ.
કલેશ કરનાર હું કહાવતી—જોગી.
શું મોહ પામિયો નિરખી તું મને?
છેક વિપરીત શું બની મતિ?—જોગી.
જૂઠી તે પ્રીત તુજ, નાશી તું જાશે.
મૂકી મુજનેજ ટટળાવતી—જોગી.
મને ઉત્તમ તુજ ધામ હોય ત્યાંહી.
લઇ જવાય કેમ તાયરી વતી?—જોગી.
પત્ની તે તાયરી હોશે અનુપમ.
અપ્સરા અનેકને લજાવતી.—જોગી.
"નહિ છેતરાઉં!" કહી નેન નચાવતી.
મોહી આપ, મોહ ઉપજાવતી—જોગી.

## પદ.

પ્રભુજી કશું અર્પું તને, શિવ શંભુજી મારા ॥ ટેક.

ચૌદ ભુવનના કિરતારને ત્યાં,
ન્યુનતા શું વદને ॥ પ્રભુજી.
નિત્ય નિરંજન ને નિર્લેપન,
તેને શું આણ બને ॥ પ્રભુજી.
વિશ્વની મધ્યે વસ્તુ અમુલ્યો,
દીધી તે તેં જનને ॥ પ્રભુજી.
તારી પ્રસાદી પાછી શું વાળે,
ભક્ત કદી સુપને ॥ પ્રભુજી,
હોય જે મારૂં અર્પી તને તે.
સંતોષ માનુ મને ॥ પ્રભુજી.
પણ જગ જોતાં જરૂર જણાએ,
કંઈ નહિં મારૂં મને ॥ પ્રભુજી.
સ્વતંત્ર ને મૂજ એકજ હું છે,
વધું વેદના વચને ॥ પ્રભુજી.
અર્પણ માટે એજ કરૂં છું,
નિર્ધન ધની એ ધને ॥ પ્રભુજી.

## શાર્દુલ વિક્રિડિત.

માગું શું જ હું માગું તે તુજ કણે શંભુજી જોગીશ્વર,
અંગે ઊજવળ ભસ્મ લેપન કરી છે વસ્ત્ર દીગંબર.
પ્રીતે સ્થાન નિવાસનું નિજવડું કીધું સ્મશાને સદા,
ભૂંડા ભૂત પિશાચ મંડળ મહી, નિત્યે રમો મન્મુદા.

લીલાથી ભરપુર વિશ્વ સઘળું છે મોહ, કૃછાળતું,
છે નિર્લેપ અને નિરંજન સદા એ સર્વથી પાર તું.
બાળી ભસ્મ કિધો અરે પલકમાં રૂચીર તે કામને,
છે સંહાર વિશે પ્રસન્ન ચિત જે દેશે કશું તે મને.
પ્રેમે તોય પદાબ્જ સેવન કરૂં, મૂર્તિ રૂદેમાં ધરી,
આનંદું નિશદીન નામ રટણે બાધા બધી વીસરી.
છે સંહાર સદા તુને પ્રિય પ્રભુ, સંહાર હું ને ખરે,
દેજે એજ કૃપા કરી પ્રભુ, મુને શું અન્ય યાચું અરે.

**પદ.**

વ્હાલોજી વ્હાલોજી વ્હાલો, એ તો મારો વ્હાલોજી,
પ્રાણ થકી પણ અદકો મુજને, એ તો મારો વ્હાલોજી ॥ ટેક.
સમજો સમજો એની શક્તિ, ભક્તિ૰ રંગે મ્હાલોજી ॥ વ્હાલો.
ચૌદ ભુવનનો સ્વામિ એનો, સબળ આસરો ઝાલોજી ॥ વ્હાલો.
કરમ કુથળીમાં તે શેને, વ્યરથ કાળને ગાળોજી ॥ વ્હાલો.
તન મન ધનથી સેવી એને કરમ પુંજ પરજાળોજી ॥ વ્હાલો.
સાચું સોનું એજ જગતમાં, કથિર અવર સહુ ભાળોજી ॥ વ્હાલો.
પરમ કૃપા એની પામીને, જમના ભયને ટાળોજી ॥ વ્હાલો.
જીતો જીતો જનમ મરણને, પિયોની અમૃત પ્યાલોજી ॥ વ્હાલો.
શંકર શંકર પળપળ રટવું, વાતો બીજી બાળોજી ॥ વ્હાલો.

**પદ.**

શંકર શંકર જપ જપ ભાઇ,
શંકર નામની આવી વધાઇ ॥ ટેક.
લેને વધામણી એ તું વીધાવી,
અક્ષત કુંકુમ પુષ્પને લાવી ॥ શંકર

સાથીઆ આંગણુ માંહિ તું પુરજે,
દ્વાર તોરણુથી શોભિત કરજે ॥ શંકર.
સુરજ સુવર્ણનો ઉદય છે આજે,
દુંદુભિ ગગને દેવનાં વાજે ॥ શંકર.
મીટી ભયંકર અજ્ઞાન નીશા.
નાઠા નિશાચર સહુ દશ દીશા ॥ શંકર.
કર્મનાં બંધન એથીજ ટળશે.
સાચો સુમારગ નિશ્ચય મળશે ॥ શંકર.
શાંતિનું નિશ્ચળ શુભ પદ પામી,
જનમ મરણુથી જાશો વિરામી ॥ શંકર.
વધામણી શુભ, સદ ગુરૂ લાવે.
કર પદ રજને વંદન ભાવે ॥ શંકર.

## ઉર્જાની વૃત.

નમું નમું શંકર વિશ્વનાથ, નમું નમું ઉભય જોડી હાથ,
અદ્દભૂત મૂર્તિ કયમ જાય ભાળી, તિમીર જેણે દિધું સર્વ ટાળી. ૧
જેનાથિ કોટી રવિ ઝંખવાયે, જયોતી તણો પુંજ બધે સુહાએ,
અનાદી ને આદ્ય ન મધ્ય અંત, ધ્યાને ન પામે જતિ મૂનિ સંત. ૨
છે સમ પાતાળ પદામ્બ્જ રૂપ, જંઘા રૂડી છે પૃથવી અનૂપ,
સર્વે દિશાઓ, ભુજને પ્રસાર્યો, સુવસ્ત્ર છે સાગર અંગ ધાર્યા. ૩
અંત્રિક્ષ નાભી નિલવ્યોમ ગ્રીવા, નક્ષત્ર તારા તણિ સોહ માળા,
છે લોચનો તે શશિ ને રવીરે, શોભા પુરી મસ્તકની હવીરે. ૪
છે વ્યોમ છાયું, શુભ કેશ પાશે, ખાલી ન કોઇ સ્થળ એક ભાસે,
જયોતી સમંતાત સદા વિરાજે, ઓંકારનો શબ્દ મધૂર ગાજે. ૫

રગ્વેદ ને શામ યજુર ત્યાંહે, ઓંકારમાંથી પ્રગટીત થાએ,
નમું નમું હે અદ્દભૂત મૂર્તિ, જે કામના ભકતજનોનિ પૂર્તિ. ૬
આધાર હે પ્રકૃતિના નમામી, નમું નમું હું ત્રિગુણાત્મ સ્વામી,
નમું મહા પંચ ભુતેશ્વરાય, હે મોક્ષ હેતુ પ્રણમું હું પાય. ૭



## પદ.

શંભુ, શંભુ, શિવહર શંભુ ॥ ટેક.
ઇંદ્રાદિક સુર ગણ સહુ મધ્યે,
શ્રેષ્ટ વિરાજત નિત કો? શંભુ ॥ શંભુ.
સનકાદિક સહુ રૂષિવર મુનિવર,
ચિંતત, ચિતમાં તે કો? શંભુ ॥ શંભુ.
આદિ નિરંજન, નિરૂપમ અકળિત,
અક્ષરથી પર છે કો? શંભુ ॥ શંભુ.
બ્રહ્માથી તે તૃણ પર્યંતે,
અંતર સાક્ષિ છે કો? શંભુ ॥ શંભુ.
પતિ માયાના, માયાતીત,
શક્તિ અનંત વના કો? શંભુ ॥ શંભુ.
સત્ ચિત્ આનંદ શાંત પરમ શુભ,
શુદ્ધ સદા ઝળકે કો? શંભુ ॥ શંભુ.
પાપ હરણ ભવ બંધન છેદન,
સ્મરણ્યંથી માત્ર કરે કો? શંભુ ॥ શંભુ.
પરમ કૃપાળુ પ્રેમ પયોનિધિ,
ભક્ત વાસલ ભિડ ભંજન શંભુ ॥ શંભુ.

માથુ કુટ મિથ્યા મુકીને,
ભજ ભક્તિથી, ભજ જીવ શંભુ ॥ શંભુ.



## આરતી કૈલાસપતિની.

જય હર જય મહાદેવ, જય હર અવિનાશી,
જય કૈલાસ નિવાસી, જય જ્યોતી રાશી ॥ જય હર.
લલિત મનોહર ઊજવળ, ગિરિવર હિમ શિખરે,
નિશદિન જે સતિ સંગે, સરસ વિલાસ કરે ॥ જય.
વન વિભુતી ખુબ ખીલી, લોચન લલચાવે,
ચંચળ તરૂવર છાયા, ભુમિ તળ દીપાવે ॥ જય.
વિમળ ચંદ્રિકા વનને, રૂપે જયમ રસતી,
ગુંજતિ મધુકર પંક્તિ, કમળ સમિપ લસતી ॥ જય.
રંગિન રસમય ફુલફુળ, ચળકિત શશિ કિરણે,
મધુર ધ્વનિ પત્રોના, સુખકર છે શ્રવણે ॥ જય.
સમિર સુગંધિત શીતળ, વિચરત ગતિ મંદે,
કરતો વાતાવરણે, સિંચન રસ સંધે ॥ જય.
વ્હાલે વ્યાકુળ વેલી, વૃક્ષે વિંટલાઇ,
પવને પ્રેરિત પળપળ, કરતી ચપળાઇ ॥ જય.
હિમ મય ઊજવળ પર્વત, કરતો ચમકારા,
નિર્મળ નીલ ગગનમાં, ઝળકિત શશિ તારા ॥ જય.
દિવ્ય તેજ છે ભરપુર, ભુતળ આકાશે,
પરમ મૂર્તિ તવ પ્રગટે, અદ્દભુત ઊજાશે ॥ જય.

ગંગાધર, પન્નગધર, શશિધર, જગકરતા,
શંકર પાર્વતિ સંગે, હસિ હસી વીહરતા ॥ જય.
દિવ્ય વિભુષણુ ચળકે, અગણિત ગણુ સંગે,
સજિત થઇ વાજીત્રો, ધુમતાં શિવ રંગે ॥ જય.
રૂમઝુમ નૃત્ય કરે કે, પગનો ઠણુકારો,
તનનન,, તનનન તુમતુમ, પ્રસરે ઝણુકારો ॥ જય.
ધિમિકટ ધિમિકટ ધમધમ, તાલ ધનક વાજે,
અનુપમ મધુર નિનાદે, સકળ ગગન ગાજે ॥ જય.
ગગને ઋષિમુનિ મળિયા, ઇંદ્રાદિક દેવા.
કંઇ કિન્નર ગંધર્વો, શુભ દર્શણુ લેવા ॥ જય.
ફરિ ફરિ પ્રણામ કરતા, છબિ અંતર ધરતા,
દિવ્ય પુષ્પ વૃષ્ટીથી, જય જય ઉચરતા ॥ જય.
એવા સમરથ શંભુ, વિનવું સ્મરી કાંઇ,
સુખશાંતી ત્રીલોકે, દેજો વરદાઇ ॥ જય.



## હોરી.

મળ્યા, સુરવર ઊર આશે, કૈલાસે, મળ્યા સુર ॥ ટેક.
ઊજવળ હીમગીરી ઉપર ચળકિત, અનુપમ લલિત કૈલાસે.
રાત રહી રમણી અતી ખીલી, સુખકર ફાગણુ માસે,
ભર્યું જગ વિશ્વ ઊલ્લાસે ॥ મળ્યા.
રત્ન જડિત અતી રમ્ય વિશાળું, ગગનની પાર શું જાશે,
એવું ઊંચુ તહિં સ્ફાટિક મંદીર, તેજમાં તરતું પ્રકાશે,
અલૌકિક નિરખતાં ભાસે ॥ મળ્યા.

વિધવિધ શકિત તે પતિ સંહિત સુર, રસમય ભકિત વિલાસે,
વચમાં વિરાજીત શિવજી સતીને, વિંટળી વળ્યા આસપાસે,
તૃષિત નિજ નેન વિકાશે ॥ મળ્યા.
જે જોય તેની સન્મુખ મુખ છે, વિસ્મયતા શું વિભાસે,
દિવ્ય સુગંધિત સુમન ચડે તે, સ્વિકારિયાં અવિનાશે,
મધુર મૃદુ પીમળ વાસે ॥ મળ્યા.
અબિલ ગુલાલને સિંદુર ચડતાં, ઉડિ રહી રજ અવકાશે,
આરતિ અગણુ તણા દિપ અગણિત, ચંચળ જ્યોત ઉજાશે,
મલિન તમ જે થકી ત્રાસે ॥ મળ્યા.
ઢોલ મૃદંગને કિરતાલ ઘંટા, છે શંખ નાદ આકાશે,
તાળી તણા પડઘા લહિ ચિતની, ચંચળતા ચટનાશે,
ચિત્તે એક લિનતા નિવાસે ॥ મળ્યા.
જય હર જય હર કરતાં પ્રભુનાં, શુભ પદ પંકજ પાસે,
સાષ્ટાંગ સરવ પ્રણામ કરે છે, વૃત્તિ કરી એક શ્વાસે,
ધરે ધ્યાન દૃઢ વિશ્વાસે ॥ મળ્યા.
પ્રસન્ન થતાં બહુ સાંબ સદાશિવ, મધુર મૃદુલ સ્મિત હાસે,
ધારા અમૃતની નયન પ્રસારત, પ્રફુલિત સફૂળિત આશે,
સીધાવતા સરવ સ્વવાસે ॥ થળ્યા.



## આરતી.

શ્રી કૈલાસે નિત્ય નિવાસે સ્વવિલાસે,
જ્યોતિ જ્યોતિ ઝળહળ સર્વે પ્રતિ ભાસે.
કાંતિ જેની લાજ પમાડે રવિ કોટી,

સત્તા જેની સ્તરિ સઘળે બહુ મોટી.
વ્યક્તિ વ્યક્તિ તેજ તરંગો ગુણ ગાતી,
શબ્દે શબ્દે શક્તિ જેની શું વિભાતી.
ઓંકારેશ્વર શબ્દ મયા લિંગી અલિંગી,
શબ્દાતીત ચૌદ ભુવનના ધણિ ધિંગી.
જેના ધ્યાને, વિષ્ણુ અને અજ છે ધાયા,
બ્રહ્માંડો છે મોહિત જેની લહિ માયા.
લીલા તેની, ચિત્ર વિચિત્ર અતી દીશે,
તેનું હોજો, નિશ્ચળ ચિંતન ચિત વિશે.
સાયંકાળે, વૈભવ વરણ્યો નહિં જાએ,
ગાને નૃત્યે, પૂજન યશ કીર્તન થાએ.
ઇંદ્રાદિક ત્યાં, રૂષિગણ મુનિગણ થઇ ટાળે,
પામી દર્શણ, પ્રણમી મસ્તક જય બોલે.
લીન વિલાસે, મોહ વિલાસે એ કાપે.
વૃત્તિ ત્યાગે, ભક્તજનોને ઊર થાપે.
પ્રવૃત્તિમાં, નિવૃતિની મતિ દે છે,
પાણી મધ્યે. પદ્મ રહો એમ વદે છે.
સેવે સેવે, વડની છાયા કંઇ કાળે.
ટાળે ટાળે સંશય સેવકના ટાળે.
નિવૃત્તિમાં, પ્રવૃત્તિને પણ સેવો.
દીએ છે એ, બોધ વડો બીજો એવો.
કાં, એકાંતે, રત્નજડિત મંદિર માંહે,
વીહારીને ગિરજા સંગે હરખાએ.

તારે તારે સંસારેથી એ તારે,
જન્મ મરણને ભવના ભય અન્ય વિદારે.
ભસ્મે લેપિત, અંગ ભુજંગે છે ધારી,
કંઠે માળા. મુંડ તણી છે ભય કારી.
ટોળે ટોળાં, ભૂત પિશાચો છે સંગે,
નાચે કૂદે, મસ્ત રહી વિધવિધ રંગે.
પુષ્ટી તુષ્ટી સન્મતિ શાંતિ એ આપે,
કાપે કાપે કિલ્મિષ કોટી ઝટ કાપે.
કોઇક કાળે, નિર્ગ્રંથ થઇ કેવળ નગ્ન,
સંચારે છે પરમહંસ આતમ નિમગ્ન.
આપ દિગંબર, અંબર ભુષણ એ ભરતા,
પદ સુખ સત્તા, સંપત દે છે દુખ હરતા.
દૈત્યોને પણ, પૂર્ણ કૃપાળુ પ્રભુ સોહે,
તે તે કેવા પૂરણ દયાળુ દિલ હોએ.
ગાઊં ગાઊં તેને પળ પળ સદ્ભાવે,
થાઊં થાઊં કંઇક કૃતારથ નિજ હાવે.
સાચું સાચું આશ્રય પદ એનું સાચું,
રાચું રાચું તે તણિ ભક્તિમહિં રાચું.
મારૂં મારૂં, ઈષ્ટ પદામ્બુજ જિવન મારૂં,
ધારૂં ધારૂં, અંતર મુરતિ દૃઢ ધારૂં.
નામું નામું શીશ પદામ્બુજે નિત નામું,
પામું પામું પરમ કૃપા દૃષ્ટી પામું.



# નવ પ્રકારની ભક્તિ.

## દોહરા.

શ્રવણ, અને કીર્તન, મનન, પદ સેવા કીર્તન,
વંદન, દાસ્યજ, સખ્યને, આત્મ નિવેદન ધન્ય;
નવધા ભક્તિ એ કહી, જિવને ભજવા ઇષ્ટ,
સત્વ અને રજ તમ ગુણે, ઉત્તમ, મધ્ય, કનિષ્ટ.

# ગણપતિ સ્તુતિ.

## હરીગીત.

છે તાત ગિરિજા માત, ગિરિજા માત જગ વિખ્યાત છે,
કર જોડી સેવામાં સદાએ, સિદ્ધિ બુદ્ધિ સાક્ષાત છે.
લંબોદરા ને એક દંતિ, મૂષક વાહન રાજતું,
ગજ વદન, ગણપતિ ગૂણ જેના, ગગન નિત્ય ગજાવતું.
સૃષ્ટિ સ્થિતિ સંહાર કર્તા, વિશ્વ રૂપ વિઘ્નેશ્વરા,
સહુ કર્મમાં પ્રથમે પુજાએ, વિશ્વ મહિ વિશ્વંભરા,
ભયકારિ ભવનિધિ માંહી જેનું, નામ તારણ નાવ છે,
તે સ્મરૂં આદિ બ્રહ્મ જેનો, શ્રેષ્ટ અતુલ પ્રભાવ છે.



# श्री जगदंबा विषे.



## વૈતાળીય છંદ.

વન કદંબ વિલાસિનિવાસિની, મધુર કોમળ વીમળ હાસિની.
નવિન વિશ્વ મહી રસ તું ભરે, ત્રિપુર સુંદરિ મંગળ તું કરે. ૧
રૂધિર બિંદુ નિલાંબર ધારતી, ભુષણુ દિવ્યની કાંતિ ઉછાળતી,
મલિન વ્યક્તિ કરી દૂર સંચરે, ત્રિપુર સુંદરિ મંગળ તું કરે. ૨
વિમળ પુષ્પની માળ વિકાસતી, તન વિલેપિત કસ્તુરી વાસતી,
મુકુટ મસ્તક શોભિત ભાસ્વરે, ત્રિપુર૦ ૪
વિશદ કુમુદ લોચન રોચને, ઝરત અમૃત શોચ વિમોચને.
કનક વલ્લકિને કરમાં ધરે, ત્રિપુર૦ ૪
મધુર ગીતથી કાનન ગાજતું. મૃદુલ તે તુજ તેજથી રાજતું;
અભય શાંતિ અતિ તહિં વિસ્તરે. ત્રિપુર૦ ૫
નિખિલપાતક તાપ વિનાશિની, અસુર વૃત્તિ તમો મય ત્રાસિની;
કરતિ અંતર જ્યોત પ્રકાશરે. ત્રિપુર૦ ૬
સબળ સિદ્ધિ સુબુદ્ધિ પ્રદાયિની, પિડિત ભક્તની નિત્ય સહાયિની;
કરત કષ્ટ નિકંદન સર્વરે, ત્રિપુર૦ ૭
દિન દયાળ કૃપાળ રસાળ છે. જગતની જનની પ્રતિપાળ છે;
સદિવ વિશ્વનું શુભ ઊરે ધરે. ત્રિપુર૦ ૮

કર સદા સુખ શાંતિ બધે અહીં. જનનિ દુઃખ વિદારિણિ તું સહી;
હરખ સુખ મહી સહુ સંચરે, ત્રિપુર૦ ૯
ભુવર લોક મહી સ્વર લોકમાં, સકળ રાશી અને ગૃહ ચોકમાં;
ગગન મંગળ મંગળ ઉચરે, ત્રિપુર. ૧૦



## અનુષ્ટુપછંદ.

જક્ત માતા કૃપા સિંધુ, કૃતઘ્નિ હું છઉં ઘણો,
ઉપકારી દયાળુ તેં, તોય તારો મને ગણ્યો.
મગ્ન પુરો શુકલ પક્ષે રહ્યો હું તે તવાશ્રયે,
મસ્ત મ્હાલ્યો અંહ ભાવે, અંધ ચાલ્યો હું નિર્ભય.
ભર્મમાં હું ભક્તિ ભૂલ્યો, સુપંથે પ્રેરવ્યો મને.
પ્રભુતા તેં પ્રસારીને, કીર્તિ દીધી સહુજને.
કાળ ચક્રે કૃષ્ણ આવ્યો. ઘોર રાત્રી હવી તદા,
જ્ઞાન ને ધૈર્યતા મધ્યે, ચલાવ્યો તેં મને સદા.
ક્રોડ શિક્ષા મને દીધી, મહા ગુરૂ અનુભવે,
લહી માતા તુને પાછી, વિસારેલી સ્મરી હવે.
ભુમી મે ત્રિકાળ દૃષ્ટે, શોણીતે નિરખી જહીં,
રમ્ય પુષ્પે સુશોભીતી, પ્રમોદા સત્ય તે લહી.
વૃષ્ટિથી તેં સર્વ મારા તાપ પુનઃ સમાવીઆ.
સુખકારી મુને દહાડા, પૂર્વના આજ આવીયા.
તૂજ આજ્ઞા બહુ લોપી, પૂર્ણ પાપી વળી થયો,
કૃપાનીધી તુને હું ના, પરંતુ લેશ વીસર્યો.
લહે અદ્યાપિ તું તારો. ભર્યો દોષે છતાં સદા,

યોગ્ય સેવા ક્યમે તારી, થશે મારીથી ન કદા.
શબ્દ ક્રિયા નથી બુદ્ધિ, ગૂણ ગાઉં કયી રીતે,
પદામ્બુજે હું શ્રીશનામી, સેવું અંબે તુંને પ્રિતે.

## ઇંદ્રવજ્રા

શ્રી યોગ દેવી અદ્ભુત શક્તિ, દિવ્યાંશિ જ્યોતિમય શુભ્ર વ્યક્તિ, ॥
હીમાલયે શ્રી બદરી સુરમ્ય, છે શાંતિ શોભા વનની અગમ્ય. ॥
મોટાં કુસુમાકર માંહિ મધ્યે, વિરાજતી આસન પદ્મ શુધ્ધે ॥
આભૂષણો મુકુટ દિવ્ય ધાર્યાં, દશે દિશાએ કીર્ણો પ્રસાર્યાં ॥
પ્રેમળ લ્હેરી નયનો ઝરે છે, મુમુક્ષના તાપ સદા હરે છે ॥
સાક્ષાત નારાયણ શકિત રૂપ, તું ઇશ્વરી ભૂતળમાં અનૂપ ॥
ઇચ્છા અને જ્ઞાન ક્રિયા તણીરે, તું શ્રેષ્ટ મૂર્તી વિલસે ઘણીરે ॥
સિદ્ધી સહૂ આશ્રય તૂજ ધારે, સિદ્ધાદિકો તૂજ ગુણો ઉચારે ॥
રૂષી મુની ને સહુ સંત માંહે, તેજાંશ તારા દિપતા પ્રવાહે ॥
છે જગ્ત હિતાર્થે સ્વરૂપવાળી, સર્વત્ર તારી કરૂણા નિહાળી ॥
પ્રેરે સુબુદ્ધી જિવ માત્રને તું, અજ્ઞાનમાં તે નહિ કો લહેતું ॥
હું આવિયો છું તુજ શર્ણ આઇ, દષ્ટી કૃપાણુ કરજે તું કાંઇ ॥
મિથ્યા મને મેહ મિટાડ માત, રાત્રી મિટાડી કરજે પ્રભાત ॥
સ્વરૂપ-ધામૂં ભવ દુઃખ વામું, આનંદ શાંતી મહિ હું વિરામું ॥
લાગું ફરીને ફરિ પાય તારે, છે પ્રાર્થના એજ તુંને સદા રે ॥

## સ્રગ્વિણી વૃત.

શ્રી મહાલક્ષ્મિ દેવી તું સાક્ષાતરે, પદ પદ્મે કરૂં હું પ્રણીપાતરે,
કાંતિ અદ્ભૂત શું દિવ્ય તેજે લસે, રૂપના પાર ને વર્ણવી ક્યાં જશે. ૧

દેવ પ્રત્યેક પ્રત્યેક છે કીર્ણરે. તુજ પદાબ્જ છે વિશ્વનું શર્ણરે,
આદિ શક્તી અનાદી મહા ઇશ્વરી, વિશ્વ વ્યાપિ સદા મોહિની સુંદરી. ૨
શુદ્ધ સત્વ સ્વરૂપે તું પદ્માસને, છે પરીબ્રહ્મ રૂપે નમું હું તુને,
હાર છે પદ્મ ને માલતીના ઉરે, ભકતને અંતરે રંગ રમ્યો પુરે. ૩
રેલતી શુદ્ધ પીયૂષ ચંદ્રાનને, છે કરૂણા અને પ્રેમ સુલોચને,
દિવ્ય આભૂષણો તેજ ઊછાળતાં, થાય શસ્ત્રો અરાડે ભુજાએ છતાં. ૪
દેવ ઇંદ્રાદિકો તુજને પૂજતા, દૈત્ય ને દાનવો મંત્રથી ધ્રૂજતા,
તુંજ કર્તા અને તુંજ ભર્તા સદા, તુંજ સંહારકર્તા દિશે છે કદા. ૫
તાયરે આશ્રયે વિશ્વ સર્વ રહ્યું, શકિત વીના અણુ એક ના કો લહ્યું,
ભકતના વિઘ્ન ને કષ્ટ તું કાપતી, આસુરી શકિતને ચર્ણથી ચાંપતી. ૬
ભકતને સન્મતિ સર્વદા પ્રેરતી, ધ્રુજતા સંશયો શિઘ્ર વિખેરતી,
સિદ્ધિ બુદ્ધિ પ્રદા, ભકિત મુકિત પ્રદા, પાપ હારી જગન્માતનું સુખદા. ૭
માત હે માયરી દેવિ પ્રાણેશ્વરી. તેં કૃપાઓ ઘણી મુજને છે કરી,
નામ તારૂં સ્મરૂં અન્ય હું શું કરૂં, શીશ પાદાબ્જમાં નિત્ય મારૂં ધરૂં. ૮

---

## માલિની છંદ.

ચરણ કમળ તારાં શ્રી મહાલક્ષ્મિ અંબે,
મમ રૂદયનિ મધ્યે થાપજે નિર્વિલંબે;
જનનિ જગતની તું શ્રેષ્ટ કલ્યાણકારી.
સત રૂપ સહુ વિશ્વે વ્યાપિની માત મારી. ૧
સ્વર મધુર અગમ્યો, વિશ્વ વિશે અલાપી,
અગણ ત્રિવિધ રંગી, મોહની વ્યકિત થાપી;

રસમય ચિત હારી, શુભ સૌંદર્ય તારૂં,
નયન નહિ નિહાળે રૂપને ન્યાળનારૂં. ૨
સમજ વણુ સદાએ રૂપને જીવ મોહે,
હળુ હળુ પછિ પોતે વસ્તુ વિવેક ખોએ;
થઇ છ મુજ દશા એ ભાન ભૂલી ગયો છું,
વિમુખ પરમ તત્વે શું થઈ હું રહ્યો છું. ૩
શ્રમ વિવિધ કરંતાં હેતુ ના સિદ્ધ થાએ,
તિમિર મય બધું હું દેખું સધી દિશાએ;
જગત મહિ લહ્યાં છે, બાહ્ય રૂપો અનેક,
તમ મય પડિ છાયા, અંતરે તેની છેક. ૪
રૂચિર સુરજ બિંબે, ધૂમનું બિંબ છાએ,
કિરણ બહુ સુવર્ણી, કોર મધ્યેથી ધાએ;
ભ્રમણ ચપળ બિંબે, દૃષ્ટિ તે ના ઠરે છે,
શ્રમણ શિર થતું રે, શુન્ય તો અંતરે છે. ૫
અનુપમ શુભ જ્યોતી, અંતરે જે પ્રકાશે,
મથન અતિ કરૂં છું, તોય કેમે ન ભાસે;
સહન નહિજ થાએ, દુઃખ ને કલેશ એતો,
અમુઝણુ મનનીરે, એ કથાએ ન મેં તો. ૬
કમળ ગર્ભ જેવું, કાળજું કુમળું રે,
પિયુષ પુરિત તારૂં, આ કૃતિ ના કળું રે;
મુરતિ અકળ અંબે, પ્રેમની તું પ્રકાશે,
તનુજ તુજ પિલાઉં, જે રહ્યો તૂજ આશે. ૭
કર કર કિરપા તું, તૂજને પાય લાગું,

બહુ બહુ અપરાધી, હું ક્ષમા તારી માગું:
વિખર વિખર કોળું, અભ્ર મિટાડ ભ્રાંતી,
વિમળ પરમ જ્યોતી, દર્શણે પામું શાંતિ. ૮



## પદ.

માયા તણા મોહને માત મીટાડો,
અજ્ઞાનનાં વિતકડાં શીદ વીતાડો ॥ ટેક
જનુની એને જગમાંહી. તેં જ વિસ્તારી.
ભુલાવતી ભ્રમણા મહી મતિ મારી,
કરૂણાળુ કયમ તું થઇ કષ્ટકારી ॥ માયા.
ચતુર્વેદના જે ચતુર્મુખ પાઠી,
ભુલ્યા ભુલ્યા તે પણ સન્મતી નાઠી.
માંડી નિજ તનુજાભણી મીટ માઠી ॥ માયા.
પરમ સુખ સમજતા ભોગ વિલાસે,
અવર દેવ દેવીને મુરખ ઉપાસે.
રહે રડી છેવટ હારી નિરાશે ॥ માયા.
યથા શક્તિ દેવ ને દેવીઓ દે છે,
જુદી જુદી શક્તિ તે તાયરી તે છે.
કિરણથી શું સુરજની ગરજ સરે છે ॥ માયા.
સરજવાને સૃષ્ટિ ઇચ્છા થઇ તારી,
પ્રથમ માયા પ્રગટાવી વિસ્મયકારી,
પછી તેણે વ્યકિતઓ સકળ વિસ્તારી ॥ માયા.
તેને વશ વરતે છે વ્યક્તિ સદાય,

ફૂળે તન વ્યક્તિની તે શું સહાય ॥
ફોગટ સહુ ક્યાં ક્યાં એ મુજને જણાય ॥ માયા.
દીસે જગદંબ તું એક સમર્થ.
સરે ખરો પુરૂષનો તુજથી અર્થ,
કૃપા એક તારી વિના સહુ વ્યર્થ ॥ માયા.
માટે માગું આજ હું જોડીને પાણી,
તનુજ તુજ અંશ તે મુજને જાણી,
દયા દીલ માંહી દયા નિધિ આણી ॥ માયા.
થાઓ જગ જનની પ્રસનજ થાઓ,
મયા તણા મોહથી મુજને મુકાવો.
પિયુષ તમ ચરણ સરોજનું પાઓ ॥ માયા.



## ગરબો.

જગત જીવન આઇ, પુજન આ સ્વિકારજે જો,
અચળ ઉલટ હોંસ, મુજ ઉર ધારજે જો ॥ ટેક.
પ્રથમ ધ્યાન પ્રીતથી ધરૂં આવાહને જો
અકળ ને અનંત જ્યોતિ તું ત્રીભુવને જો ॥ જગત.
મૃદુલ કમળ આ હજાર પાંખડી લસેજો,
આસન અરપું એજ, પીમળતું સુધારસેજો ॥ જગત.
સકળ વિશ્વની વિભુતી જ્યાં નીવાસતી જો,
પદ સરોજ પુજું પાદ્ય અર્ઘ્યથી અતી જો ॥ જગત.
અરપું આચમન વિમળ પુરણ પ્રેમથી જો,
અતિ સુભાગ્યની ઘડી મુને બીજી નથી જો ॥ જગત.

સુરભિ તીર્થવારી મિશ્ર કપુર ચંદને જો,
મંગળ સ્નાન સમર્પણ કરૂં હું તુજને જો ॥ જગત.
અરૂણ વર્ણી વસ્ત્ર, રૂચિર ચમકતું અતી જો,
ગ્રહણ કર કૃપાળ, નમ્ર મુજ વીનતી જો ॥ જગત.
ભુષણ મણિ જડીત આ અમુલ્ય શોભતાં જો,
કરિ કૃપા લિઓની નયન બહુ લોભતાં જો ॥ જગત.
અગર કપુર કેસરે અને મળિઆગરે જો,
મિલિત ચંદને તું થાય પ્રસન્ન અંતરે જો ॥ જગત.
વિવિત્ર વરણનાં સુગંધિ પુષ્પ છે ઘણાં જો,
કમળ કેતકી ગુલાબ આદિ નહિ મણા જો ॥ જગત.
નિપુણતાથી ગુંથાઆ વિપુલ હાર છે જો,
કર કૃપાળુ દેવિ સર્વ અગિકાર તે જો ॥ જગત.
કુંકુમ અક્ષતો અબીલ ને ગુલાલ આ જો,
મંગળકારી સિંદુરે પ્રસન્ન માત થા જો ॥ જગત.
સુરજ શશિ સ્વરૂપ દિપક હું દર્શાવતો જો,
પિમળ મય અમુલ્ય ધૂપ સળગવતો જો ॥ જગત.
ખટ રસે રસાળ ભોજન ભલાં ભાવતાં જો,
અરપું એજ હું નૈવેદ. શું લલચાવતાં જો ॥ જગત.
શીતળ જળ સુગધી સુમુખનાં પ્રક્ષાલને જો,
ગ્રહણ કર સુગંધી. તાંબુલ રસાલને જો ॥ જગત.
આરત હરણ ધરણી ધરણ, મંગળ કારિણી જો,
તુજ ઉતારી આરતી લઉં ઓવારણી જો ॥ જગત.
લસત દિવ્ય કાંતિ પરમ પ્રેમ લક્ષણા જો,

કરૂં કરૂં હું તારી ભક્તીથી પ્રદક્ષિણા જો ॥ જગત.
ત્રિગુણ શક્તિ સોહ્ય, અજ હરી હર તાયરી જો,
કળાતીત, ગુણાતીત, પિયુષ નિર્ઝરી જો ॥ જગત.
પ્રણવ રૂપ આદિ શક્તિ, જાય નવી કળી જો,
ગ્રહણ કર જનુની સરસ આ પુષ્પાંજળી જો ॥ જગત.
નમી નમી હું શીર તુજ પદાબ્જે ધરૂં જો,
ફરી ફરી હું જોડી પાણી નીજ કરગરૂં જો ॥ જગત.
અતી દયાળ છો કૃપાળ નથી ઉપમા જો,
અગણ દોષ માયરા, બધાય કર ખમાજો ॥ જગત.
દુખ વિદારી મંગળકારી તું વિસ્તારજે જો.
વિજય ધર્મનો તું વિશ્વમાં વધારજે જો ॥ જગત.



## પદ.

જય જગ જનનિ, પરમ પ્રેમ મુરતી દેવી કલ્યાણી,
અમીરસ ઝરણી, વિમળ વૃત્તિ તુજ જાએ કેમ વખાણી ॥ ટેક.
જીવ તેજસ્વિ કાંતી તનનો, રહે ભાવિક તે નિર્મળ મનનો,
તુજ પદ પંકજના અર્ચનનો ॥ જય.
શુભ સ્વરૂપ મહી તવ શોભે છે. મન અવર વિશે જહિં લોભે છે,
ભુલી ભરમે ચિતમાં ક્ષોભે છે ॥ જય.
તુજ પદ ભકતી જયમ જયમ ચુકે, ત્યમ ત્યમ નિજ પગ નીચે મુકે,
રહી ઉડિ ખાઇ છેવટ ઢુકે ॥ જય.
ઉતરી નીચો જયમ જયમ ધાએ, ત્યમ ત્યમ રૂપ તેનું પલટાએ
અંતે ઓળખ સઘળી જાએ ॥ જય.

જહિં આણુ અસત નિજ વિસ્તારે, ખેલો ખેલાના અંધારે,
મોહે તે અસાર સંસારે ॥ જય.
પ્રિત પુરણ પ્રપંચે જોડે છે, બહુ વેગે દુખ મહિ દોડે છે,
તુજ સ્મૃતિ શુભ સમુળી છોડે છે ॥ જય.
અદ્ભુત પણ તું કરૂણાવાળી, લે છે તેને તું સંભાળી,
દે ગુપત રીતે ભ્રમ સહુ ટાળી ॥ જય.
વિધવિધ અનુભવના વા વાએ, તવ સૃષ્ટિ નિયમ સહુ સમજાએ,
પુકળ નિજ કૃતિથી પસ્તાએ ॥ જય.
સન્મતિ તવ તેને તું આપે, બંધન નિજ તેં તેથી કાપે,
તુજ પદ પંકજમાં ચિત થાપે ॥ જય.
શુભકર તુજકર તવ તું પ્રસારે, ભવ ભ્રમણ થકી તેને તારે,
ખેંચી ઊંચો શિખરે ધારે ॥ જય.
નથિ નથિ તુજ મહિમાનો આરો, જગમાં જસ ઝાઝે છે તારો,
જય જગદંબે સહુ ઉચ્ચારો ॥ જય.



## શિખરિણી.

કહે અંબે હાવાં કદિં જઇ વસું દાસ તવ હું,
કૃપાળુ તારાંરે, નહિ નયન મારી ભણિ લહું.
કૃપા હોને તારી, વિપદ શિદ આ પીડત મને,
ચડી મારી પ્રત્યે, કવણ અપરાધે રિસ તને.
નહી તું શું જાણે, વિમળ મુજ ભક્તિ તુજ ભણી,
નથી વીસારીરે, પળ પણ છબી મેં તુજ તણી.
તજી તૂને મેં તો સુર ગણ ન કો અન્યજ પુજ્યા,

રૂઠેલા તેને મેં, નથિ તવ પ્રસાદે કદિ ગણ્યા.
સ્થિતિ મારી હાવાં, લહિ મગન થાશે મન વિશે,
મૂને તેઓ પીડા, અધિક કરશે એમજ દિશે.
ગણાયો છું વિશ્વે, તવ ચરણનો કિંકર હું તો,
થશે હાંસી પૂરી, કયમ સહિશ તે હું, વદ તું તો.
કૃપા તારી ધારી, અતિશ અભિમાને જગ ફર્યો,
ધ્રૂજાવ્યા મોટાને, પણ નથિ જરા કોઇથી ડર્યો.
કૃપા તારી જાતાં, મરણ ભલું હાવાં લહું અતિ,
થયો શક્તિ હીણો, કવણ શુભ થાશે તવ કૃતિ.
ખરે લોકો કેવો, કથન કરશે તુજ મહિમા,
જશે ભક્તિ ભૂલી, ભ્રમિત મતિ અજ્ઞાનિ મહિમાં.
પ્રતિષ્ટા ભક્તિની, વિપુલ જગ વિસ્તાર જનની,
પ્રસારી પાણીને, દિન વિનતિ છે દાસ જનની.



## ઈંદ્રવજ્રા.

જે હેતુ બ્રહ્માંડ સમસ્તનો છે, આધાર સર્વે વ્યવહારનો છે;
આદિ અનાદિ કહી શક્તિ જેને, નિત્યે નમસ્કાર કરૂં હું તેને ॥ ૧
જે શક્તિ સર્વત્ર સદા પ્રકાશે, જેની કળા વિશ્વ વિશે વિલાસે;
સેવું પરા સંવિત રૂપ એને ॥ નિત્યે૦ ॥ ૨
તેજસ્વિ બિંદુ શુભ દિવ્ય સોહે, દેવો અને દેવી લહે ન કોએ;
વિશ્નુ વિરંચી હર ધ્યાય જેને ॥ નિત્યે૦ ॥ ૩
શોભે સદા મંત્ર મહેશ્વરી એ, પરં શિવે છે રૂદયે ધરી તે;
એકાત્મ ને ભેદ ન લેશ એને ॥ નિત્યે૦ ॥ ૪

એ નાદ શક્તિ શિવ તત્વ સાચે, બિંદુ રૂપે ઈશ્વર તત્વ ભાસે;
બુદ્ધિ બળે એ ન કળાય કેને ॥ નિત્યે૦ ॥ ૫
એ આદ્ય શક્તિ અદભૂત જાણી, પ્રત્યક્ષ માયાથી પછી પિછાણી;
એની કળા આશ્રય છે બધાને ॥ નિત્યે૦ ॥ ૬
ચિદ્રુપિણી શુદ્ધ અનાદિ શક્તિ, પ્હોંચે ન તેને મનબુદ્ધિ શક્તિ;
પ્રેમે નિહાળે નિજ ભક્તનેરે ॥ નિત્યે૦ ॥ ૭
નિરૂપ નિરંજન નિર્વિકારી, જેને રહી પ્રકૃતિ શીર ધારી;
ટાળેછ એ એક સમસ્ત ભેને ॥ નિત્યે૦ ॥ ૮
સંસાર સિંધુ સહજે તરાવે, આનંદ ને મુક્તિ રૂડાં અપાવે;
જેઓ રહ્યા જીવ પદામ્બુજ શર્ણે ॥ નિત્યે૦ ॥ ૯
વિશ્વેશ્વરી બ્રહ્મ સ્વરૂપ આદ્ય, નિર્ગુણના ગુણ રહ્યા ગવાય;
જાણી ન જેની તુલનાજ કેને ॥ નિત્યે૦ ॥ ૧૦
દેવી કૃપાળુ સહુને દિશે છે, જ્યોતિ રૂપે અંતરમાં વસે છે;
જેના થતાં દર્શણ દિવ્ય તેને ॥ નિત્યે૦ ॥ ૧૧



## આરતી.

જય જય ભગવતિ દેવી, જય જય જગ જનની,
ત્રિપુરસુંદરી જય જય, આશ્રય ત્રિભુવનની ॥ જય જય જગદંબે.
વદન કમળ વીકાસીત, વાસીત તાંબુલે;
લહિ જન પ્રફુલ્લ લોચન, નીલ કમળ ભૂલે ॥ જય.
કુંડળ મંડળ શ્રવણે, ઉર મુકતા હારે.
દીપે તનુ તન બીજાં, વિધ વિધ શણગારે ॥ જય.

પાણી પદ્મ પ્રમાણે, પગ કુંકુમ ઝરતા,
સુરૂપ જોગણી સંગે, ચાચરમાં ફરતાં ॥ જય.
મણિ કણિમય જયમ વલયે, રત્ન વિપુલ રાજે,
શશી નક્ષત્રો મધ્યે, ત્યમ મા વીરાજે ॥ જય.
દિવ્ય દિપક ઝલકારે, ઉજવળ નિર્મળ છે,
સુવતિ વદન તેજસ્વી, ચિત્ત હર ચંચળ છે ॥ જય.
ફરતી મધુર સુરેથી, ગરબા ગીત ગાતી,
વળિ વળિ નીચી પાડે, તાળી મદ માતી ॥ જય.
વાજે નેપુર મંજુલ, રમઝુમ ઝણકારે,
ધરણિ થર થર ધ્રુજે, પગને ઠણકારે ॥ જય.
દિવ્ય નાદ લલકારે, સકળ ભુવન ગાજે,
મલિન શકિતના બળને, મરડયું છે આજે ॥ જય.
વિસ્મિત્ ૠષિ મુનિ સુરવર, દઢ ભકિત ભાવે,
ફરિ ફરિ પુષ્પાંજલીથી, નમન કરિ વધાવે ॥ જય.
જય જગ દંબે દેવી, જય ત્રિભુવન માતા.
વિશ્વ તણું શુભ કરજો, અસ્તુ ! સહુ ગાતા ॥ જય.



# श्री कृष्ण विशे.



## પદ.

ભજ ભજ જીવ તું કુંજ વિહારી,
વાત વ્યરથ સહુ, છાંડી સંસારી ॥ ટેક.
ભાવથી ભજ નિત કુંજ વિહારી,
પાપ નીવારી, ભવજળ તારી ॥ ભજ.
લલિત લિલા લહી, નિત વ્રજ કુંજે,
ભ્રમર મુદિત મન, જહિં મૃદુ ગુંજે ॥ ભજ.
સ્થળ દુખ હારી, પાવન કારી,
છે મનવાંછિત ફળ દાતારી ॥ ભજ.
છે વ્રજ કુંજ તું ભાગ્યશાળી,
ખેલે વિલાસી, જહિં વનમાળી ॥ ભજ.
જઇ જઈ હોંસથી, તહીં રમનારી,
પામી અનુપમ પદ વ્રજ નારી ॥ ભજ.
સાધુજનો સહુ નેહથી ન્યાળે,
પામી તુને તે, અજ્ઞાન ટાળે ॥ ભજ.
સહજ ભુલાવત તું ભવ ભ્રાંતી,
દિયે વિશ્રાંતી, નિર્મળ કાંતી ॥ ભજ.
અંતરમાં વ્રજ, એજ વિરાજે,
હરિ દર્શણથી કૃતારથ થાજે ॥ ભજ.

જય જય ગોકુળ જય ગોવિંદે,
જય જય વ્રજ શ્રી બાળ મુકુંદે ॥ જય.

(નીચેના શ્રી કૃષ્ણ ભગવાનની અને રાધિકાજીની જે કવિતાઓ છે તેના દેખાઇતા ઉપરના જે અર્થ છે તે શિવાય તેમાં આધ્યાત્મિક અર્થ પણ રહેલા છે)



## પદ.

શીદને સલુણી નીજ નેન તલસાવેરે;
રાધીકા રસીલી મુજ, મનમાં શું લાવેરે ॥ ટેક.
મુજ ભણી પ્રથમથી, નયનની વૃતિ કથી;
વિપરીત વર્તનથી, તેને શું સતાવેરે ॥ શીદને.
શરદ પુનેમી તુજ, અમળ વદન શશી;
ચતુર ચકોર મુને, અતિ લલચાવેરે ॥ શીદને.
ચંચળ ચતુર તુજ, લટકાળી લોચનની,
લેહેરી લપટાવી મુને, રસથી ભિંજાવેરે ॥ શીદને.
જહીં જહીં જાય તુંજ, તહિં તહિં ધાઊં હુંજ;
પરમ આશ્રય મુજ, મુને તું નચાવેરે ॥ શીદને.
શક્તિ મુજ તું સદાએ, લેશ ન વિખુટી થાએ;
મુને રૂચની લિલાની, રચના ઘટાવેરે ॥ શીદને.
રૂદય કમળ તારૂં, આશ્રયનું સ્થાન મારૂં;
મુજમાં નિવાસ તારો, અતિ ગુપ્ત ભાવેરે ॥ શીદને.
- ભિન્નતા ન લેશ લહી, એક રૂપતાજ કહી;

ભ્રમ મહી ભોળવાઇ, મુખ મરડાવેરે ॥ શીદને.
એમ શીદ કરી કરી, વ્યરથ લે દુ:ખ હરી;
પ્રેમથી નિહાળી મને, બાથ લપટાવેરે ॥ શીદને.
મીટી સહુ કલેશ જશે, આનંદ અપૂર્વ થશે;
મુજ તૂજ, તૂજ હુંજ, કહું કૃષ્ણુ હાવેરે ॥ શીદને.



## ગરબો.

પ્રાણ પ્યારી રસિક, રાધિકા સોહામણી જો;
સકળ નાર મહીં તું અમુલ્ય છે મણી જો ॥ ટેક.
ચતુર તુજ વિના ન રાસલિલા કો રચે જો;
સુર સુરાંગના તે જોઇ, તૂજને લચે જો ॥ પ્રાણ.
વદન કમળ તારૂં સ્નેહ સુધાને ઝરે જો;
શિતળ પાનથી વ્રજનાર ચિતમાં ઠરે જો ॥ પ્રાણ.
સરવને નવીન ભક્તિ શક્તિ આપતી જો;
નીજ તેજની તું છાપ અકળ છાપતી જો ॥ પ્રાણ.
તને સત્ય ભાવનાથી સર્વ સેવતી જો;
ગુપત પ્રેરણાનુંસાર કરતી કૃતી જો ॥ પ્રાણ.
વ્રજ લિલા વિલાસી તુજ વડે વીરાજતી જો;
વિજય વિજય તૂજ, ગુપત વેણુ ગાજતી જો ॥ પ્રાણ.
તુને સાચું કહું મન મારૂં તું થઇ જો;
તુજ વિના ન ક્ષણ એક શકું હું રહી જો ॥ પ્રાણ.
પ્રાણ વલભા તું મારી ભજું હું તને જો;
વિના તું ન અન્ય કોઇ રૂચતું મને જો ॥ પ્રાણ.

કહે કૃષ્ણ અહીં હું જ શ્રેષ્ટ વ્રજ પતી જો;
સદા સંગ શ્રેષ્ટ રાણી તૂંજ દીપતી જો ॥ પ્રાણ.



## પદ.

વન વન ભટકીને થાકી ગઇ વ્રજનારી,
સૂઝ પડે નહિં શું કરવુ રે, ચિંતાતૂર અપારી ॥ ટેક
વિલોલ નયના વ્રજ વનિતાઓ, વિરહ વ્યાકુળી વિચરે,
કહિં છે રાધે કહિં છે રાધે, માંહો માંહે ઉચરે ॥ વન.
ફરિ ફરિ નગ ને નદિ તૂટ જોયાં, કુંજ ગલી સહુ જોઇ,
થાકી ગઈ છે ધુંડી, ધુંડી, અંતે ધીરજ ખોઇ ॥ વન.
રત્ન રહે નહિં છુપું ક્યાંહી રત્ન નહીં દેખાએ,
તોય ઝંખના એની સઘળે, ખસતી નથી જરાએ ॥ વન.
છે ભ્રાંતિ પણ મન નહિં માને, કારણ નહીં કળાએ,
એક બિજીની સામે જોતી, વિસ્મિત સરવે થાએ ॥ વન.
હીણ ગતી, નિશ્વાસિત, આવી, એક ગુફાની પાસે,
નથી તપાસી સ્થળ આ જોયું, અંતર એમ વિમાસે.॥વન.
નિકટ જઇને જોતાં જોયું, સીધું સાંકડું બારૂં.
પ્રવેશ તે કયમ થાએ તેમાં છે ગાઢું અંધારૂં ॥ વન.
સબળ સ્ફુરી જીજ્ઞાસા અંતર, બણી નિડર દૃઢ નારી.
ધસી ગઇ ભીતર, જીવનની, ચિંતા તિરસ્કારી ॥ વન.
તેજ તેજ અદભુત તહિં શું, પુરણ શુભ્ર પ્રકાશે,
ચર્મ ચક્ષુ તે સામે ઠરવા, અશક્ત કેવળ ભાસે ॥ વન.
રાધીકાજી તેજ મંડળે, મધ્યે રૂડાં વિરાજે,

સહસ્ત્ર શશિ ને સહસ્ત્ર સુરજ, જેની સન્મુખ લાજે ॥ વન.
વિમળ પાર દર્શક મૂર્તિશું, દિવ્ય ઝળકતી રાધે,
સુર પતિ જેનાં દર્શણના જોગ હોંસથી. સાધે ॥ વન.
પરમાનંદ મયી મુર્તિ એ, પ્રેમ પિયુષને ઝરતી.
ત્રિવિધ તાપ તત્કાળ સમાવી, શાંતિ સુખ પ્રસરતી ॥ વન.
ઠરી ચિત્રવત વ્રજ વધુ રહિ છે, એક લક્ષથી ન્યાળી,
કોમળ મધુરાં હાસ્યે રાધા, તેડે નિકટ રસાળી ॥ વન.
ધસી વેગથી એકી વેળા, આતુર વ્રજની નારી,
આલિંગન કરવાને હર્ષે, લાંબા હસ્ત પ્રસારી ॥ વન.
અંગો અંગ અડતાં ત્યાંહી, અદભુત કૌતક થાએ,
ભેટે ને તો નથિ રાધા ને, સામળિઓ સુહાએ ॥ વન.
શુધ બુધ ભુલી સરવ જણીઓ, પ્રાંણ તરત નિજ પ્રોયા,
લજ્જા, મર્યાદા, ભય. સઘળું સહજ મનેથી ખોયાં ॥ વન.
વળતી જોતાં, ઊભા વેગળી, રાધિકાને નિરખે,
વર્ત્યો છે આનંદ સરવનેં, સંત મર્મએ પરખે ॥ વન.



## શાર્દુલવિક્રિડિતવૃત્ત.

ધારીને વનમાળ વર્ણ વિવિધા, વિશાળ વક્ષ સ્થળે.
શોભે મસ્તક મોર પિચ્છ શ્રવણો કુસુમનાં કુંડળે.
વૃંદા વૃંદ વિપનમાં વિહરતા વીચિત્ર વેશે હરી.
છે વિલાસિ વિલોલ લોચન વડાં વિલોકતાં ત્યાં ફરી. ॥ ૧
ક્રાંતી તેજ અપારશું લખ લખે, દીગંતમાં વિસ્તરે.
એ જ્યોતિ ગહિ ત્યાં પ્રદેશ સઘળો, લીલામયી શું તરે,

વ્યાપી શુભ સમસ્ત વ્યક્તિ મહિ તે, પીયૂષને સીંચતું.
પામી નૂતન શક્તિ નૂતન રસે, શું સર્વ ત્યાં ખીલતું, ॥ ૨
વૃક્ષો વેલ વિપૂલ એ વ્રજવને વાયુથી વિકંપતાં.
નામી મસ્તક પુષ્પ પીમળ મયી હર્ષે શિરે અર્પતાં,
કોમળ કંઠિ વિરામતાં તરૂવરે પંખી તણાં વૃંદરે.
દર્શાવે કલ નાદ રૂપ ગિતથી શું નીજ આનંદ રે ॥ ૩
ખેલંતાં વન ભૂમિમાં મૃગ પશુ, પ્રેમે પુઠે ધાય છે.
સ્પર્શીને નિજ મસ્તકે પદ રજો સંતુષ્ટ સુહાય છે.
દીપે મુકુટ સૂર્ય કોટિ કિરણે, શોભા મહી ના મણા,
વાયુ પ્રેરિત વૃક્ષ પત્ર વિપુલાં, શું વીંજણા છે બણ્યા. ॥ ૪
નીલું નિર્મળ ઓપતું નભ બણ્યું ઊંચે વડું છત્રરે,
પુષ્પો, પક્ષ વડે સુપીમળ મૃદુ છંટાઇ સર્વત્રરે.
કાળી કર્કશ દેહથી થતી રખે પીડા પદારવિંદને,
વીમાસી તૃણુ રોમ કોમળ લિલાં પૃથ્વી ધરે છે તને ॥ ૫
પાસે ઉર્મિ ઉરે વિશુદ્ધ સલિલા શ્યામા ધરી નાચતી,
કાલિંદી નિત કૃષ્ણ કીર્તન કરી સદ્દભાગ્યથી રાચતી.
વેણુ ઊજવળ રક્ત તે અખિલને ગૂલાલ રૂપે તૂટે,
શ્રીપાદાબ્જ તણું શું અર્ચન મિશે છે, ધન્ય એને ઘટે ॥ ૬
તેને શું કરવા કૃતાર્થ મનમાં ગોવિંદ વિચારતા,
તેનો માર્ગ પદે પવિત્ર કરતા, પ્રીતેથી સંચારતા,
રીઝંતી અધરામૃતે રસ ભરી, શું મોરલી ગાજતી.
હહેકાતો સ્વર ચિત્તહારી મૃદુલો દીગંત વિસ્તારતી ॥ ૭
વેણુ નાદ સુદિવ્ય તે પ્રસરતાં દુર્વૃત્તિ ત્રાસી જતી.

ભક્તિ વૃત્તિ સ્વરૂપિણી વ્રજ વધુ, શ્રૂણી રૂદે રીજતી,
કાલિંદી તટ ઊભી વિસ્મય થતી, આતુર નિહાળતી.
ઓચિંતી તહિં મધ્યમાં પ્રભુજીની જ્યે થાય મૂર્તિ છતી, ॥ ૮
શિઘ્રે વીંટિ વળી રહી સરવ ત્યાં નેહેથી નિહાળતી.
લીલા હાસ્ય વિનોદની અકળ એ અજ્ઞાનને ટાળતી,
પૂર્યા પૂર્ણ મનોરથો, અનુભવ્યો આનંદ દૈવી ખરો.
ગોપી ગોપ પતી તણો વિજયરે સંતો સદા ઊચરો ૯ ॥



## ૫૬.

વાગીરે વાગી મોહનની મોરલી.
ધુમી ઘોર ગગનમાં જાય ભળી ॥ ટેક.

નિર્મળ નીલ વ્યોમ ઝગારે છે, ખીલ્યો શશિ પિયુપ પ્રસારે છે;
રહ્યું વૃંદાવન તેજથી નીગળી ॥ વાગી.
મૃદુલ શુભ નાદ પ્રથમ નિસરી, વિપુલ વપુ તેનું ગયું પ્રસરી;
રીજ્યો રીજ્યો સહજ ત્રિલોક ગળી ॥ વાગી.
ભુચર, જળચર, ખેચર લોભ્યું, થંભ્યો વાયુ જમના જળ થોભ્યું;
થોભ્યા મોહી, શશિ ગ્રહ ગગને વળી ॥ વાગી.
અહો વેણુ નાદ ચમત્કારી, થંભ્યું વિશ્વ કૃતિ ગતિ વિસારી;
કર્યું ચિત્ત સર્વનું તુજમાં લળી ॥ વાગી.
ગાજ્યો વ્રજ વનિતા શ્રવણ ભેદી, કોમળ કમનીય કાળજ છેદી;
શકે તેની દેહ ગઇ પીગળી ॥ વાગી.
ભુલ્યું તનભાન તરત ભુલ્યું, આકસ્મિક દિવ્ય અંતર ખીલ્યું;
વિરહ વેદના વિજળી ફુટી ॥ વાગી.

વાલમજીની લેહ લિક્ષણુ લાગી, પતિ સુત સ્નેહી સગાં ત્યાગી;
ધાઇ ધસમસતી વને વેગળી ॥ વાગી.
નવિન દેહ પ્રગટી નવિન કાંતી, દિશે મીટી ભવની સકળ ભ્રાંતી;
દીપે દિવ્ય તેજની તે પૂતળી ॥ વાગી.
જીવણજીમાં પ્રાણુ પુરણુ પ્રીતી, ઉડી વાયુ વેગે ન કંઇ જોતી;
ઊભી જઇ સન્મુખ, શુદ્ધિ ટળી ॥ વાગી.
મોહી જોઇ મદનમોહન મુરતી, શિથિલ સહુ દેહની થઇ છે ગતી;
અલૈકિક વ્યાપી રહી છે રળી ॥ વાગી
ગ્રહી કર ઉર હરીએ ચાંપી, નાખ્યાં ભવ બંધન સહુ કાપી;
પરમ પ્રીત પ્રાણજીવનની ફળી ॥ વાગી.



પદ. *

(મારગડો મુકોની મોહનલાલજી—એ રાગ.)

નંદકુંવર પોઢયા રૂપાને પારણે,
હોંસેથી હીંચોળે કો વ્રજ નાર જો;
કોમળ કોકિલ કંઠે ગીત અલાપતી,
નિજ ઉર ઝરપે રસ કંઈ નવિન રસાળજો. ટેક.
ગાતી, મલકાતી, શિશુ સ્વરૂપ નિહાળતી,
તાન મહી તે ભૂલી તનનું ભાન જો;
શ્યામ સ્વરૂપ લાવણ્ય અમી રસને ઝરે,
અણજાણે કરતી નયને તે પાન જો ॥ નંદ.
ખિલવા લાગ્યું રૂદય કમળ ધિરે ધિરે,

* માણસના અંતરમાં જે પારણું ઝુલે છે તેને વિશે સુચક આ પદ છે.

કૃષ્ણ ચંદ્ર પ્રત્યે તે આકર્ષાય જો;
અંતર નિપને નવિન ભાવ અણુધારિઓ,
ભામિની ભોળીને તે નવ સમજાય જો ॥ નંદ.
એવે મળિયાં નયને નયનો સ્હેજ ત્યાં,
એક લક્ષ્યતા અચળ થઇ તત્કાળ જો;
દોર પારણાની કરથી ગઇ છે પડી,
પ્રગટી પ્રભુની કાંતિ પરમ રસાળજો ॥ નંદ.

કોટી સૂર્ય સમું જ્યોતિ ઝળકી રહ્યું,
અદ્‌ભુત કામણુગારૂં દિવ્ય સ્વરૂપજો;
મોહી માનુનિ મન મંથન થાતાં પછી,
અભિલાષા ઉદ્‌ભવતિ અકળ અનુપ જો ॥ નંદ.
ઊંચલી લીધા કરમાં પ્રભુ પાસે જઇ,
ચાંપે છાતી સરસા વારંવાર જો;
ફરિ ફરિ કરતી ચુંબન વદન સરોજને,
તોએ તૃપ્તિ પામે નહીં લગાર જો ॥ નંદ

અંતરમાં જાણે ઉતારી રાખું હું,
ધારૂં પ્રીતે રૂદય મહીંજ સદાય જો;
અકળિત અનુપમ અનુભવતી આનંદ તે,
પળ પળ છાતી પ્રેમેથી ઉછળાય જો ॥ નંદ.
સમાવતાં તે શામળિઆને આપમાં,
ગઇ સમાઇ તેમાં પોતે આપજો;
ગયું પારણું નંદકુંવર દિશે નહિ,
ઝળહળ જ્યોતી ઝળકે એક અમાપજો ॥ નંદ

ભોળી વ્રજ વધુ ઉર જેને તું ધરતી,
આલિંગન ચુંબન કરતી હરખાયજો;
વિશ્વપતિ અવિનાશી આત્મારામ તે,
વીરાજે નિરંતર અંતર માંહ્ય જો ॥ નંદ.

## ગરબી.

ચચંળ ચતુરા ચાલી જળ ભરવા મિષે,
ત્રિભુવન કુમારી જમના તીરજો.
તલપે અંતર નંદ કુંવરને ન્યાળવા,
નેહી નયણા બધ્ધિઆં ગુપત અધીરજો ॥ ચંચળ
નિર્મળ ચંદ્ર મુખી શીર, કીરણ પ્રસારતું,
સુવર્ણનું તેજરવિ બેડું રહ્યું જો.
શું શશિ ને શિર અરૂણ ઉદય ઝળકી રહ્યો,
ત્રીજે પ્રહરે વિસ્મય થઇ જન જોયજો ॥ ચંચળ
પાતલડી કટિએ ધરી બીજું પાત્ર તે,
ધીરેથી હંસીની ચાલે ચાલજો.
ઝાંઝરના ઝણુકારા શું છડિદારના,
દેતીના છે નેકી શબ્દ રસાળજો. ॥ ચંચળ.
જમના તટપર લલિતા લટકાળી લહી,
જળ ભરી બેડું મસ્તક મુકયું આપજો,
વિમળ મધુરાં હસિત વદન ને સ્નેહથી.
બોલાવે શ્રી રાધાને નિષ્પાપજો ॥ ચંચળ.
ઊંચા નેણે નિશ્ચળ રાધા ન્યાળતી,

લલિતા શિરપર બિનું ચળકિત પાત્રજો.
જા જા ધુતારી તું શું છળતી મને,
ફુચરે રિસમાં રાધા ભ્રુજતું ગાત્રજો ॥ ચંચળ
શામળીઆને સંતાડયો જળપાત્રમાં,
પણ હું નિરખું છબિ પાત્રે પ્રત્યક્ષજો.
એને પણમે પુરણ પિછાણીરે લીધો,
જહિં તહિં લીલા એની લહુ એ દક્ષજો. ॥ ચંચળ.
લલિતા વિસ્મયતાથી વળતી રે વદે,
મિથ્યા મુજપર શીદ કરે તું રોષજો,
કેમ સમાએ નંદકુંવર જળપાત્રમાં,
ભામિની ભોળી કયાં દે મિથ્યા દોષજો. ॥ ચંચળ
લલિતા સઘળી સમજુ તુજ ચતુરાઇને,
વેશ ધારી એ નટવર નંદ કિશોરજો.
સમજી સમય એ નાનો ને મોટો બણે,
છળે નહી રાધાને જાદૂ જોર જો ॥ ચંચળ
લે લે બેની જોઇ મારૂં બેડલું,
ઊતાર્યું લલિતાએ તે તત્કાળ જો.
જમના જળમાં જળ સંધુ રેડી દિધું,
ખાલી બેડું મુકયું નથિ ગોપાળજો. ॥ ચંચળ
શરમાતી વ્રિખુભાન કુમારી સંચરી,
જળ ભરતાં તે જમના જળમાં જોયજો.
સ્યામ સ્વરૂપ સલુણાજી સલિલે શોભતા.
નિરખી ધરણી ઢળિને મૂર્છિત હોય જો. ॥ ચંચળ
એવે શામળીઆજી ત્યાં આવી ઉભા.

સ્પર્શ કરંતાં ઉભી થઇ છે નારજો,
લલિતા ને રાધા આદિ જન સર્વને,
વ્યાપી રહ્યો છે ત્યાં આનંદ અપારજો. ॥ ચંચળ



## ૫૬.

(ગોવાળણીના ઘર પછવાડે, મોહન મોરલી બજાવેરે–એ રાગ.)

ઉભી રહી છે ગિરિવર શિખરે, શાણી રાધા વ્રજ રાણીરે;
ચકિત નયને, કંપ રૂદયને, ગદગદ કંઠે વાણીરે. ઊભી.
નિરખનિ ભયનાં ચિન્હ ચોપાસે, અંતર માંહી વિમાસેરે;
સાહેલી સરવે છૂટી પડીને, નિર્જન વન અહિં ભાસેરે. ઊભી.
ખરે અરે હું વન મારગની, નોતી તે છેક અજાણીરે;
લતાએ લપટિત કુંજગલીમાં, નિશ્ચય આપ ભુલાણીરે. ઊભી.
વિચિત્ર રચના કુંજગલીની, ગુંથાઇ વીકટ વાળીરે;
ભુલા પડે જ્યાં પળમાં, ચુકે તો, જતા જનો સંભાળીરે. ઊભી.
શ્યામની ધુનમાં ત્વરિત ગતીએ, વણ નિરખે હું ચાલીરે,
વાંકી ચુંકી વળી વાડની વચ્ચે, વાટ ન વળતી ભાળીરે. ઊભી
અણુચિંતવ્યું વાદળ દળ કાળું, આવી ચડયું ઉભરાઇરે,
કીલ અંધારૂં દશ દિશાએ, પ્રસરી વળ્યું પળ માંહીરે. ઊભી.
ઓ વીજળીથી ગર્જતું ગંભિર, ગગન શું જાય ચીરાઇરે,
શું હું કરૂં હવે, જાઊં ક્યાં હું, સૂઝે મુને નહીં કાંઇરે. ઊભી.
વેગથી છૂટયો કેવો પવન પણ, ધ્રૂજાવતો સૂસવાટેરે,
એકલી હું અહિં ધિરજ શું ધારૂં, રખે રૂદય મુજ ફાટેરે. ઊભી.

સાંભરી આવે સંકટ સમયે, સુંદર શ્યામ સલુણોરે,
હોય સમિપ તો પાર ઊતારે, બાળક પણ નીપુણોરે. ઊભી.
લીન વિચારે સ્વસ્થ થતાં તે, નયન કમળ બીડાયાંરે;
કોમળ કરથી કોમળ ગાત્રો, લહ્યાં છે નીજ ભિડાયાંરે. ઊભી.
નયન ખીલ્યાં પ્રત્યક્ષ પ્રિતમનું, આલિંગન સુખ પામીરે;
ગયું તિમિર, નથી વાદળ વાયુ, દુઃખ સરવથી વિરામીરે. ઊભી.
જય જય ગોવિંદ, જય જય રાધે, જય જય વ્રજની ભૂમીરે;
કૃષ્ણજીનું જહીં તેજ અલૌકિક, રહ્યું છે નિત્ય ઝઝૂમીરે. ઊભી.



## પદ.

મોહન મુરતીરે. ખસે નહીં નયનોથી;
નાવે નિદ્રા વ્રજ વનિતાને, ચોંકિ ઊઠે શયનોથી ॥ ટેક.
નિદ્રામાં પણ સામળિઆના, સ્વપ્ન સદાએ આવે;
ભાન નથી નિજ તનનું બકતી, જેને જયમ મન ફાવે ॥ મોહન.
ઊઠીને એ બ્યાકુળ નયનો, ખોલી નિરખે ત્યાં એ;
સમીપમાં સામળિઓ માની, બાથ ભીડવા ધાએ ॥ મોહન.
અરે ભુલી શું ભ્રમણા મંહી. સમજી થય નિરાશ;
પડે સેજમાં શુન્ય બણીને. નાખંતી નિશ્વાસ ॥ મોહન.
આસો માસે પુરણ કળાનો, ચાંદલિઓ છે ખીલ્યો;
જાળીમાંથી પ્રકાશ પડતો, છે સર્વાંગે ઝીલ્યો ॥ મોહન.
એને દૃષ્ટિ ચંદ્ર બિંબપર. પડતાં અચળ ઠરી છે;
સુંદર વરને નિરખે મિષે, નેનો નેહ ભરી છે ॥ મોહન.
જોતાં જોતાં આંખ મિચાઈ, ભુલિ ભાન તે જોતે;

તોએ સન્મુખ બિંબ મુર્તિમય, નિરખે અંતર પોતે ॥ મોહન.
ગયો ચંદ્ર ને ગયું અજવાળું, ગઇ છે વીતી રાત;
શબ્દ અને કોલાહલ કરતો, પ્રગટ પડે પ્રભાત ॥ મોહન.
જાગી ઊઠી નારી શિઘ્રે, શકે સમાધી મીઠી;
ભવ સંસાર તણી જંજાળે, લિધી ફરીથી વીંટી ॥ મોહન.
પ્રેમ અલૌકિક ધન્ય કેમ નહિં, જનમ મરણ એ ટાળે;
ચોટ લાગિ એવી તેને કયમ, પ્રેમે પ્રભુ ન ન્યાળે ॥ મોહન.



## + પદ.

કુંવર ચતુર તારોરે, આઇ યશોદા ॥ ટેક.
અહો એની ચતુરાઇ, રસના શું જાણે ગાઇ.
કૃતિ ન જાય કળાઇરે ॥ આઇ
દિશે છે બાળક નાનો, ગુણનો ભંડાર છાનો,
બહુ બુદ્ધિ મંત માનોરે ॥ આઇ.
જમનાને તૃટ સામે, સુખ પદ શુભ નામે,
જવું હતું નિજ કામેરે ॥ આઇ.
કાનુડાનો કર ઝાલી, જમનાને તીર ચાલી.
લહી નાવ ત્યાં રૂપાળીરે ॥ આઇ.
કાનુડાને સાથ લઇ, બેઠી હું તો તેમાં જઇ.
ચચળ નાવિક લહીરે ॥ આઇ.

---

+ ઇડા, પીંગળા અને સુષુમ્ણા નામની શરીરમાં જે નાડીઓ છે તેમાં ઇડા તે જમના નદી દર્શક છે. -

એવામાં શું થયું ભાઈ, ગગન ગયું ઘેરાઇ.
આવ્યો વેગે વાયુ ધાઈરે ॥ આઇ.
ચડી આવી વીળ જળે, ઊછળ્યાં તરંગ બળે.
પંથ ન નાવિક કળેરે ॥ આઈ.
ખડક સું અથડાઈ, પડયું છિદ્ર નાવ માંહી.
જળ ચાલિયું ભરાઇરે ॥ આઇ.
શામળીએ શિઘ્ર મારૂં, ચીરી નાખ્યું ચિર ચારૂ.
પાણીનું પુરાયું બારૂં રે ॥ આઇ.
ભયભીત આંખ મીચી, પાણીમે નાખ્યું કુલેચી.
લીધી કાનુડાએ ખેંચીરે ॥ આઇ.
નાવ આમ તેમ ફરે, મથન નાવિક કરે,
ગાત્ર મુજ થર થરેરે ॥ આઇ.
સામળીએ સાન કીધી, શીખ શું સહજ દીધી,
નાવિકે તે માની લીધીરે ॥ આઇ.
ચંચળના કરી પરી, દૃઢના વિશ્વાસ ધરી,
હોડલી હંકારી ખરીરે ॥ આઈ.
વાર ન લાગી લગાર, પામિઆં નિર્ભય પાર,
થઇ શાંતિ સુખકારરે ॥ આઇ.
ધન્ય ધન્ય બાળ તારો, મુજને ઉગારનારો,
માનું ભાર હું હજારોરે ॥ આઇ.
અમર અતિ સુહાઓ, દુખીનો આશ્રય થાઓ,
જગ એના જશ ગાઓરે ॥ આઇ.



## મંદાક્રાંતા.

ખીલ્યો વ્યોમે, પિયુષ ઝરતો, ચંદ્ર તે શાંતિ દાતા,
પંખીઓ ને, મનુશ્ય પશુઓ, પામતાં સુખ સાતા;
ચંદ્રીકાએ, ધવલ પટથી, વિશ્વને ખૂબ છાયું,
ધીરે ધીરે, વિમલ મૃદુલી, સીંચતાં વાય વાયુ. ૧
સેવે શાંતી, ભ્રમર કમળે, માળમાં પંખિ પ્રોઢે,
બેઠાં બેઠાં, પશુ પણ બહુ, નીંદમાં ઝોકિ ઘોરે;
શાંતિ સંધે, પણ ગણગણે, શબ્દ કયાંથી મધુરો,
વારી વોહો, ખળખળ કરે, સૂર પૂરે અધુરો. ૨
ખીલ્યું ખીલ્યું, મધુવન અની, મોદ વિસ્તારતું રે,
શોભા માંહી, સ્વરગ વનને, જે તિરસ્કારતું રે;
એકાંતે ત્યાં, અનુચિત સમે, સુંદરી કોણ સોહે,
હોશે દેવી, વન વિહરતી, અપ્સરા ક્યાં ન હોએ. ૩
કેશો કેરી સુ લટ વિખરી, જો નિચે ઊતરે છે,
ઊરે આવી, ચપળ ગતિથી, લ્હેકતી તે ફરે છે;
શોભે ગીરી, સ્તન યુગલ તે, શંકુ આકારવાળા,
સ્પર્શી તેનાં, કલુષ શિખરે, મારની માર બાળા. ૪
નારી ઊંચે, નિરખિ ગગને, ચંદ્ર રૂપે રૂપાળો,
છાતી કૂટે, ચચણિ ચિતમાં, મૂગિ તે દેતી ગાળો;
ઊરે અગ્ની, બળતિ અતિશે, છે બની બાવરી તે,
બેબાકુળાં, નયન કર ઊંચા, જોય સંધે ફરી તે. ૫
છાંડી કાર્યો, ભય સકળને, લોક મર્જાદ છાંડી,
રાત્રીએ તે, વિજન વનમાં, આવી હોશે શું ગાંડી;

વિચારે છે, ઉભિ રહિ તહીં, એમ તે કામિનીરે,
વાગી વાગી, અહિજ મધુરી, મોરલી સ્યામનીરે. ૬
શબ્દો ગાજે, વિજન વનમાં, નક્કિ તે નાદના છે,
જો જો નીચે, નિરખું વળિ શું, ચિન્હ આ પાદનાં છે;
વ્હેલી વ્હેલી. નમિ નમિ નિચે, રેણુને ચુંબતીરે,
ઊઠી શોધે, અધિરિ કહિં એ, પાદ પંકતી જતીરે. ૭
ધુંડી થાકી, પ્રિતમ પણ ત્યાં, દ્દષ્ટિએ ના પડયારે,
વીમાસે છે, જિવ જિવનજી, નિષ્ઠુરા નીવડયારે;
પામી મૂર્છા, પૃથવિ પડિ ત્યાં, રાણિ રાધા રસીલી,
કોમું કોયું રૂદય કુમળું, લાગિ નીરાશ ખીલી. ૮

ધાયા ધાયા, તરત કરૂણા નીધિ ગોવીંદ પોતે,
ચાંપી તેને, રૂદય સરસી, સ્નેહથી ચુંબિ જોતે,
રોમે રોમે, પિયુષ સહજે, વ્યાપ્યું સર્વાંગ માંહે,
ધીરે ધીરે, નયન કમળો, જો વિકાસીત થાએ. ૯

આશ્ચર્યે તે. વિરહિણિ બણી, દર્શણે હર્ષ ઘેલી,
દુઃખો સર્વે વિસરિ ગઇ છે, થાય આનંદ હેલી;
એણી પેરે, જનમ ધરિને, જીવ સંસ્કાર વાળો,
સત્કર્મોથી, વિમળ મૃદુ નેં, અંતરે તે રૂપાળો. ૧૦
થાતા તેને, ધટિત સમયે, કાંઇ સંસ્કાર ઊદે,
આધ્યાત્મિકા, શુભ વિષયનો, લાગશે રંગ રૂદે;
સંસારેથી, વિમુખ મનડું, અંતરે તો વળે છે,
માયા કેરાં, દુખ કર જુડાં, બંધનો પીગળે છે. ૧૧
સાચિ ભક્તિ, તણી ભિતરમાં, ચોટ જ્યાં તિવ્ર લાગી,

ભાગી ભાગી, ભવની બહુધા, ભીતિ ત્યાં તર્ત ભાગી:
સ્ફુરે સ્ફુરે, ગુપત ભિતરે, નાદ દૈવી સ્ફુરે છે,
વિયોગેથી, પિડિત જિવડો, વ્યાકુળો તે ઝુરે છે. ૧૨
આતૂરો શું, નિશદિન ભમે, ઇષ્ટના દર્શણે તે,
છે મજ્જેવો, વિઘ્ન નડતાં, છો ભલે, ના ગણે તે;
કાળી રાત્રી, દિવશ ઉજળો, સર્વ સામાન્ય તેને,
સ્થીતી વર્તે, સતત ચિતમાં, ભક્તિની એક જેને. ૧૩
એવી રીતે, મંથન કરતાં, ભાન પોતાનું ભૂલે,
ઓચીંતો તે, તવ જઇ પડે, અંધકારે વિપૂલે;
અંધારૂં એ, નથિ ખરૂં અરે, મૂળ તેનું જણાએ,
જોતાં જોતાં, તરત ઝગકે, આતમારામ તાંહે. ૧૪.



## શિખરિણી વૃત.

પ્રસાર્યો ક્ષીરાબ્ધી, વિમળ નહિ સીમા કહિં જડે,
નિચે ઊંચે સધે, નવ સમજ જોતાં કંઇ પડે;
વિરાજે છે મધ્યે, લવણ મુરતી જ્યોતિ રૂપ જે,
મહા વિષ્ણુ જેને, સુર અસુર સર્વે નિત ભજે. ૧
ફણાધારી શેષે, શયન કરિ શાંતિઃ પ્રસરતા,
શકે બ્રહ્માંડોની, ભવિષ રચના ચિત્ત ધરતા;
ઝઝુકે છે અંગે, અતિ રૂચિર પીતાંબર વળી,
ન જાએરે શોભા, ભુષણ શુભ દિવ્યો તણિ કળી. ૨
ગદા શંખે ચક્રે, મૃદુલ કમળે પાણિ વિલસે,
રૂડા બાજુ બંધો, ચતુર ભુજને આશ્રય લસે;

દિપે ક્રીણો તિવ્ર, ઉર વિપુલ તે કૌસ્તુભ મણી.
સુગંધી વિસ્તારે, ચપળ વન માળા અતિ ધણી. ૩
ખરે એકે સૂત્રે, વિવિધ વરણી વ્યક્તિ સઘળી,
બતાવે શું આંહી, રહિ અભિન એકત્રજ મળી;
જડયો નાના રત્ને, કિરિટ શિર શોભે અમુલરે,
"જુઓ ઊંચે ઊંચે, જન" શિખ દિએ છે અતુલરે. ૪
નિહાળે શ્રી લક્ષ્મી, રહિ સમિપમાં એક ચિત્તથી,
વિના આજ્ઞા જેની, શયન સમયે પ્રવૃતિ નથી;
વિંટયાં ચારે પાસે, બહુ અવનિના મંડળ ઘણાં,
મણીની ગુંથી શું, નિયમસર માળા નથિ મણા. ૫
દિપે સર્વે મધ્યે, સુરજ સમ સર્વોપરિ કંઈ,
રહી સુ તેજસ્વિ, કિરણ અતિ સૂક્ષ્મે સહુ લહી.
અહો સર્વે વ્યક્તિ, ગૃહ સહિત સૂર્યો નિરખતાં,
પ્રભુ પોતે મધ્યે, સ્વરૂપ અતિ સૂક્ષ્મે ઝળકતા. ૬
વિના એના તેજે, અગણ રવિ તે તેજ હિન છે,
રહી વારી મધ્યે, લવણ કણિકા જેમ લીન છે;
ન ચંદ્રો ના સૂર્યો, નથિ દિવશ રાત્રી કંઇ તહીં,
પરંતુ જ્યોતિની, અદ્ભુત છટા વિસ્તરી રહી. ૭
ન જોતાં જોવાએ, ગહન, નિજનું ભાન ભુલવે,
ન બુદ્ધિએ ગ્રાહ્ય, કયમ અકથને વૈખરિ કવે;
અહો રાત્રી એનું, સ્મરણ જિવ સદ્ભાગ્ય કરશે,
પરં શાંતિ સ્થાને, ભવ જળ તરી આપ ઠરશે.



# આરતી.

## (શ્રાવણ માસ માટે.)

જયદેવ જયદેવ, જય બાળ મુકુંદે, (૨)
જય શશિ બાળક વંદે, જય પરમાનંદે ॥ જય.
બાળ ક્રીડાથી ગોકુળ, પવિત્ર અતિ કીધું;
સુખ વૈકુંઠ સરીખું, વ્રજ જનને દીધું ॥ જય.
રમતા પડતા ઉઠતા, હસતા મૃદુ કાંઈ;
જોતા વદન સમારી, કેશાવળી છાંઈ ॥ જય.
દધિ માખણ ઉછાળ્યાં, ગોરસ બહુ ફોડયાં;
ફણિધર શિરપર નાચી, માન સમુળ મોડયાં ॥ જય.
વંદા વિપિન વિહારી, જય જય ગૌચારી;
વૃક્ષ લતા ફળ ફુલે, વધાવી લે ભારી ॥ જય.
ગેડી લટકો કરતી, કરમહિં ઉછળાતી;
નિરખી વ્રજ વનિતાઓ, અંતરમાં બળતી ॥ જય.
જય જય અસુર વિદારી, ગોવરધનધારી;
મદ સુરપતિ બ્રહ્મનો, નાંખ્યો ઉતારી ॥ જય.
દ્રુમ કદંબે બર્હિણ, પીંછ મુગટ ધારી;
સુંદર શ્યામળ મુરતી, દિપતી ચિતહારી ॥ જય.
અધરે ચુંબિત વેણું, ચળકિત છે નયને;
મોહન મંત્રે ગાજત, ભાંજત ભવ ભયને ॥ જય.
ગગને નાદ છવાયો, વેગે વ્રજ ધાયો;
વ્રજ વનિતાના કાળજ, કોરી હરખાયો ॥ જય.
થઈ વ્હીવલ વ્રજ નારી, વાગ્યાં વિખબાણ;

વરને વિપરિત, પ્રોયા, પ્રભુજીમાં પ્રાણ ॥ જય.
ચરણ કમળની પાસે, દોડી ભરિ આશે;
અદ્દભુત રાસ વિલાસે, રિજવી અવિનાશે ॥ જય.
સુરગણ પત્ની સહિતે, વિસ્મિત રહિ ગગને;
વૃષ્ટિ ફુલની કરતા, જોતા મન મગને ॥ જય.
નંદ જસોદા નિત નિત, ઓવારણ લેતાં;
લાડ લડાવી વિધ વિધ, આનંદે રહેતાં ॥ જય.
લિલાનો નથિ પાર, સાર કંઇક સમજે;
આદિ પુરૂપ ઇશ્વર છો, ગાતા નીગમ જે ॥ જય.
બાળ કૃષ્ણ રૂપધારી, જય જય મોરારી;
સાધુ જન સુખકારી, જય જય ભવતારી ॥ જય.



## આરતી દશ અવતારી.

જય જય શ્રી ભગવંતા, જય વિશ્વનિયંતા, (૨)
સોહે શયન અનંતા, નિર્ગુણ ગુણવંતા ॥ જયદેવ જયદેવ
કરિ કિરપા બ્રહ્માને, જય મિન રૂપ ધારી,
વેદ હરણ કરનારા, હયગ્રિવને મારી ॥ જય.
ત્રિભુવન મય પૃથ્વીને, પૃષ્ટે જળનિધિમાં,
અમૃત ઘટ સમ તારી, કચ્છપ રૂપ મહિમા ॥ જય.
વરાહ રૂપે વસુમતિ, કરિ કંદુક કેલી,
દંત દંડ પર તોળી, જય જય જગમેલી ॥ જય.
હિરણ્યકશિપુ હણિઓ, સ્તંભે પ્રગટીને,

નિજ પ્રલ્હાદ ઊગાર્યો, જય જય નરહરીને ॥ જય.
ત્રણ પગલે ત્રિભુવનને, ચાંપી બળિ છળિઓ,
સુરવર સુમન વધાવે, જય વામન બળિઓ ॥ જય.
ઇદ્રી વશ ક્ષત્રીએ, મદમાતા મારી,
પરશુરામ રૂપ ગાજ્યા, ધર્મ, ધરા તારી ॥ જય.
રામનું ક્ષત્રી તેજ, રામે હરિ લીધું,
રાજ્ય રોળી રાવણને, વિભિષણને દીધું ॥ જય.
અદભુત બાળ ચરિત્રો, અસુર વિદારક છો,
જય જય કૃષ્ણ કૃપાળુ, ધર્મ ઉધારક છો ॥ જય.
તજ્યાં રાજ સુત નારી, બુધ કરૂણાકારી,
ધર્મ નીતિને બોધે, ઊગર્યા સંસારી ॥ જય.
દુષ્ટ મ્લેચ્છ સંહારક, સત્ યુગ વરતાવો,
જય જય કલ્કિ સ્વરૂપ, પ્રસન સદા થાઓ ॥ જય.
આરતિ દશ અવતારી, જન જે કો ગાશે,
વિષ્ણુ કૃપાથી જન તે, નિર્ભય રે થાશે ॥ જય.



## આરતી.

જય દેવ જય દેવ, જય કરૂણા સિંધુ,
તેજોમય શ્રી બિંબે, વદુ અલખ બિંદુ ॥ જય.
ચિદ્રૂપ વિલાસવંત, સંત મહંત ભજે;
અંતરયામિ સનાતન, અંતરહિત ગરજે ॥ જય.
અધરધણી ધરણીના, ધરણી અધર ધરતા;
નિરૂપ વિવિધરૂપ સંધે, વિશ્વ વિશે મરતા ॥ જય.

અગમ્ય નિગમથી પાર, જ્ઞાન નિગમ હેતુ;
દુસ્તર ભવસાગરમાં, અચલ અભય સેતુ ॥ જય.
જન લોચન તુજ કિરણે, ઘટ તિમિરે દેખે;
જોય સરવને તુ પણ કો ન તુને પેખે ॥ જય.
સ્પર્શ કરે તું સહુને, સહુ અવની માંહી;
તુજને સ્પર્શ પરંતુ, નથિ કરતું કાંઇ ॥ જય.
ઉત્તર દક્ષણ પુરવ, પશ્ચિમ ઉપ દીશા;
નથિ નથી ઉર્ધ્વ અધો પણ, અદભુત જગદીશા ॥ જય.
રવિ શશિ ગ્રહ નક્ષત્રે, ભુવન ચતુર્દિશમાં;
ધામ ન એકે તારૂં, નથિ કંઇ તુજ ઉપમા ॥ જય.
તોય ચરાચર સર્વે, જહિં તહિં છબિ તારી;
ચિતને ચેતન થાએ, મન જાએ હારી ॥ જય.
પુરણ નિરંતર ભરપુર, નથિ કશિ પણ ન્યુન;
તોય નિરૂપ નિરંજન, નિર્ગુણ ને શુન્ય ॥ જય.
સૂક્ષ્મ મહી અતિ સૂક્ષ્મ, તુજ કાંતિ ભાસે;
અગણ મહત્ બ્રહ્માંડો, તુજમાં નિવાસે ॥ જય.
રોમ રોમ ને છિદ્રો, અણુ પ્રતિ અણુ માંહી;
તેજ અખડીત તારૂં, નિત્ય રહ્યું છાઇ ॥ જય.
જ્યોતિ અનંત અખંડિત, ઝળકિત નિજ પોતે;
અવર પ્રકાશક પણ તે, જણાય નહિ જ્યોતે ॥ જય.
સુવર્ણ મય કિ ણો શું, અગણ રહ્યાં પ્રસરી;
ઉછળે તેજ તરંગો, શુભ ઉપરા ઉપરી ॥ જય.
કથન કરૂં કયમ મહિમા, પ્રભુ બળ કશું મારૂં;
ચિંતન પળ પળ હૃદયે, વિમળ હજો તારૂં ॥ જય.

## હોરી.

× લૂંટી લુટીરે લાજ કનૈયે સખી,
એવી ટેવ પડી છે નઠારી સખી ॥ લૂંટી
જળ ભરવા નહિ ગઇતી હું કાલે,
મુને નિરખી નિકટ છેલ આવ્યો સખી ॥ લૂંટી
નયન નચાવી રસીલાં હસતો
પગ લપસી તણાયો ઘડુલો સખી ॥ લૂટી
તરત તેણે જળમાં ઝંપલાવ્યું.
ઝાલી મુજને, લિધો ગ્રહિ ઘડુલો સખી ॥ લૂંટી
છટકી ઊભી રહી માગ્યો ઘડુલો,
લેવા લાંબો કિધો કર મેં તો સખી ॥ લૂંટી.
તરત ગ્રહી કર તાણી મુનેરે.
પડિ અણચિંતિ જળમાં ભિંજાઈ સખી ॥ લૂંટી.
ચિડવાઇ કઠિન વચન મેં કહ્યાંરે,
હસિ છળથીં મુને મુખ ચુંબ્યો સખી ॥ લૂંટી
તન તરછોડી મેં હાથ છુંટાવ્યો,
મારૂં તાણી ચીર્યું ચીર ચારૂ સખી ॥ લૂંટી
જાણી મુને પર પ્રેમ પરાયણ,
શુદ્ધ દોષ રહીત ખરે હું સખી ॥ લૂંટી.

---

× સાધારણ અર્થ શિવાય "લાજલૂંટી"નો બીજો અર્થ એવો છે કે જેમ કોઇ વસ્તુ લૂંટી લઈ જાય તેમ મારામાં લાજ હતી તે લઇ લીધી. ઇશ્વર ભકિત કરતાં જો કોઇ પહેલાં લોકથી શરમાતો હોય તો ભકિતનું બળ વધતાં શરમ જતી રહે છે.

નયન ને શિરપર છાળક જળની,
મારી મારી કરી બાવરી હું સખી ॥ લૂંટી
કીધાં અડપલાં બિજાં રે ઘણેરાં,
વારૂં ત્યમ ત્યમ અધિક સતાવે સખી ॥ લૂંટી
વચન એકાંત મિલનનું દિધું મેં,
તારી તીરે કાનુડાએ ત્યારે સખી ॥ લૂંટી



## પદ.

છુપે કયાં સુધી છુપાવ્યોરે, સ્નેહ સલજ્જે ॥ ટેક.
છુપાવ્યો તે કયમ છુપે, પ્રગટે એ અનેક રૂપે,
જાને તે છતે નિરૂપેરે ॥ સ્નેહ.
છે નાગર નંદ કિશોર, તુજ કાળજડાની કોર,
રાધે તુજ મનનો મોરરે ॥ સ્નેહ.
છે અધિક પ્રાણથી પ્યારો, અંતરમાં નિત વસનારો,
જાણ્યો એ આત્મા તારોરે ॥ સ્નેહ.
બહુ ચતુર રસિક તુજ વાણી, લોચનની લટક કંઇ શાણી,
મૃદુ હાસ્ય મરમની ખાણીરે ॥ સ્નેહ.
એ સમિપે વારે વારે, જાગે તું નિમિત હજારે,
કરિ ઝાંખી નીચું ન્યાળેરે ॥ સ્નેહ.
દરશાવે નિજ ચતુરાઇ, સેવામાં છે અધિરાઇ,
કૃતિ એની લહે સુખદાઇરે ॥ સ્નેહ.
અંતર મેં તારૂં પિછાણ્યું, રાખે હાવાં શિદ છાનું,
ધન ધન ભાયગ તુજ માનુ રે ॥ સ્નેહ.

છઆઁ હૃદયે રાખી એની, ભજ ભજ એને નિત એની,
રે શરમ ધરે છે શેનીરે ॥ સ્નેહ.
આતુરતા તુને ઘણી છે, તવ શિદ અતિ ભિરૂ બણી છે,
સિદ્ધિ તો શૌર્ય તણી છે રે ॥ સ્નેહ.
પુરણ પ્રેમે અલબેલી, ભજ ભજ પ્રભુને તું વ્હેલી,
થાશે સુખ આનંદ હેલીરે ॥ સ્નેહ.



## પદ રાગ હોરી.

આવ્યો વિલાસી વસંત,
સખીરી મોરીરે, તજ ચિત ચિંતા ॥ ટેક.
મસ્ત ફિરેફો, સુમન સમુહે,
ધસિ ધસી ચૂસે અંત ॥ સખીરી.
પંખિણી મંડળ માંહી મચેલો,
પંખી શું કલ કૂંજત ॥ સખીરી.
સુંદરી વૃંદે, મસ્ત કપી વર,
ખેલત ખેલ અનંત ॥ સખીરી.
પેશી નલિન વન, ખેલે ખિલી શશી,
તોડી તિમિરના તંત ॥ સખીરી
મદન વિહવળ છે, વિશ્વ વસંતે.
સત તજે શિવ ને સંત ॥ સખીરી.
દિવ્ય ભક્તિ રૂપ દેવી તૂનેરે,
આધિન છે ભગવંત ॥ સખીરી.
કાનુડો તુને છે નિજ આત્મા,
સુ દિવ્ય લક્ષણ વંત ॥ સખીરી.

ૠતુ આનંદી ને આનંદ મય તે,
લપટાવશે ઊર કંથ ॥ સખીરી.

---

## ૫૬.

ગાજે ગાજેરે, આજે ગગન જયનાદે,
વાયુએ વિસ્તારિ વધાઇ, વિશ્વ ફુલ્યી આલ્હાદે ॥ ટેક.
દશ ઇંદ્રીનો મસ્ત દશાનન, અહંકાર સ્વરૂપ,
ભોગ વિલાસી ઇંદ્રપુરી સમ, લંકાનો છે ભૂપ ॥ ગાજે.
વ્હાલાં રાક્ષસ વૃંદ કરીને, દેવ સરવને દમતો,
સિદ્ધિ બહુ વિધ સાધી નિશદિન, દુર્મતી સ્વાર્થે રમતો ગાજે. ॥
ધર્મ દ્વેષીએ અધર્મ પ્રીતે, વર્તાવ્યો ચોપાસે,
ત્રાસે ધ્રૂજી ગયું ત્રિલોકી, રહ્યું રામની આશે ॥ ગાજે ॥
સુર, સાધુ, સેવક સરવેની, સાચી લઇ સંભાળ,
રૂઠયા રઘુપતિ રામચંદ્રજી, કૃરૂણાનિધિ કૃપાળ ॥ ગાજે.
ઘેરી લંકા, બાળી. લંકા, લુંટી લંકા સારી,
રોળ્યાં છે રણુ રજમાં મસ્તક, રાક્ષસને સંહારી ॥ ગાજે.
સીતા હરણુ કરીજે દુષ્ટે, સૂતો સર્પ જગાડયો,
દશ શિર છેદી, ભેદી તનને રાવણને રણુ પાડયો ॥ ગાજે.
જય જયકારતણાં ગર્જનથી, ગગન સમસ્ત છવાયું,
દેવ પુષ્પની વૃષ્ટિ કરતા, વિશ્વ સકળ હરખાયું ॥ ગાજે.
દિવ્ય અલૌકિક, મંગળ મૂર્તિ, રામ રૂદયમાં ધારો,
સીતા પતિ શ્રી રામચંદ્રનો, જય જય સહુ ઉચ્ચારો ॥ ગાજે,

## ૫૬.

હાર્યા, હાર્યા પ્રભુજી, જીત્યો હું રાવણરાય ॥ ટેક.
વૈકુંઠથી મુને કરી વિખુટો, પાડીઓ પૃથ્વી માંહ્ય ॥ હાર્યા.
ચરણ કમળના કિંકરથીએ, સહન વિયોગ ન થાય ॥ હાર્યા.
ધર્મ વિરોધી, કર્મ કીધાં મેં, જાણીએ શ્રેષ્ઠ ઉપાય ॥ હાર્યા.
માનવ દેહથી ભુતળ ઉતર્યા દીધાં દર્શણ જગરાય ॥ હાર્યા.
શિર દશ છેદી, મુજ તન ભેદી, પાડયો મુને રણ માંહ્ય ॥ હાર્યા.
આસુરી દેહથી, મુક્ત થયો છું, જન્મ સફળ મુજ થાય ॥ હાર્યા.
ઇચ્છા પુરીને કીધો કૃતારથ, ફરી ફરી લાગું પાય ॥ હાર્યા.
શું લડવાનું મારૂં ગજું રે, કીડી કુંજરનો ન્યાય ॥ હાર્યા.
ભક્ત વત્સલ ભગવાન સદા છો, લીલા તે નહિ સમજાય॥ હાર્યા,
તમ કરૂણા ને, પ્રેમ કૃપાનો, ગાઉં વિજય મહિ માય॥ હાર્યા.



# ज्ञान विशे.



## પ્રહાષણી વૃત.

લૂંટે છે હરિરસ સાધુ સર્વ લૂંટે, બ્રહ્માંડે સહુ લુટતાં ન લેશ ખૂટે;
રીઝે છે અધિક હરી વિશેષ લૂંટે, તેનોથી અમિમય ધાર ખૂબ છૂટે.
સંતાનો સરવ સમાન તે વિચારે, સંધાને સમતુલ તે કૃપા પ્રસારે;
પૂરે છે જગત નીખિલ સૂર્ય તેજે, અંધોને તિમિર પરંતુ હોય સ્હેજે.
રાત્રીએ પિયુષ શશી સદા ઝરે છે, હોંસે તે સરવ વનસ્પતી ઝિલે છે;
ઝેરીલાં પશુ જિવ જંતુ ના ગ્રહે છે, વેલુમાં, પણ અમી તે વૃથા વહે છે.
વિશ્વે છે ગુઢ રચના ઘણી રચેલી, સંધાને, પ્રગટ સમીપ છે મુકેલી;
જોએ છે કંઇ જન અંતરે તપાસી, પાગે છે ચતુર પુરૂષ સાર, પ્યાસી.
પામે છે સહુ જન સાધનો સમાન, વિરોધી પણ ઉપયોગ છે નિદાન;
દીએ છે શરિર હરી સમાન બાહ્ય, કર્મોમાં પણ ભિનતા રહી સમાઇ.
શાનેરે હરિ શિર દોપ વ્યર્થ મેલો, લક્ષ્મિને વણ સમજેજ આપ ઠેલો:
લીએ છે સહુ નિજ યોગ્યતા પ્રમાણે, દાતાને અતિ કૃપણી મુદો પિછાણે.
વૃષ્ટિથી સરવર પૂર્ણ જ્યાં ભરાએ, પાણી તે કયમ અદકું તહીં સમાએ;
ભક્તિ તો જ્યમ અતિ અંતરે ભરાશે, સિંચાંતા, ભિતર અતી પ્રફુલ્લ થાશે.
માટે ઓ, મનુશ લુંટો લુંટાય તેમ, પોતાનો સફળ કરોની જન્મ એમ;
દીશે છે પુરણ કૃપાળ વિશ્વનાથ, અજ્ઞાને બહુ ભરમાય જીવ સાથ.
યજ્ઞે ને, અતિ તપથી અનેક દાને, જાત્રા ને સુકૃત સદૈવ તીર્થ સ્નાને;
વસ્તુ જે પરમ કદી નહી પમાએ, સ્હેજે તે હરિરસ પાનથી સધાએ.

ભાસે છે ભરપુર વિશ્વમાંહિ સંધે, સંસ્કારી જિવ લહિ ધાય ત્યાં સુગંધે;
પીતાં તે વમન થતા ભુંડા વિકાર, થાએ છે વિમળ વપુ પછી અપાર.
વ્યાધીઓ, સમુળ, બધાય નાશ પામે, આનંદે હરિગુણ ગાનમાં વિરામે;
જીતે છે નિજ ભવ આ અને ભવિષ્યે, બ્રહ્માંડે હરિરસ તે અપૂર્વ દીશે



## પ્રહર્ષિણીવૃત.

પૃથ્વીમાં ભિતર રહે ન પૃથ્વી જાણે, પાણીમાં ગુપત છતે ન પાણી જાણે.
અગ્નિમાં સતત વસે ન અગ્નિ જાણે, વાયૂથી નિત વિટલ્યો ન વાયુ જાણે.
છે વ્યોમે સદિવ રહ્યો ન વ્યોમ જાણે, રાજે છે મન મહિં તે ન મંન જાણે.
બુદ્ધિમાં, ઝળકિત તે ન બુદ્ધિ જાણે, હુંકારે, પણ વિચરે ન હું પિછાણે.
ચિત્તે છે, તદપિ નહીજ ચિત્ત જાણે, અવ્યક્તે સતત તે ન અવ્યક્ત જાણે.
વર્તે છે ગુહ્ અતિ અંતરે સદાએ, જ્યોતી છે પણ નવ લેશ તે જણાએ.
વૃક્ષોએ જયમ રસ અંતરે વહે છે, તોએ તે તરૂવર કાંઇ ના લહે છે.
સંચારે વિજળિ સદાય તાર માંહે, કાષ્ટે છે અનળ, અજાણ એક ત્યાંહે.
પુષ્પે છે પરિમળ પુષ્પ તે ન જાણે, શબ્દોમાં રહિ ગતિ શબ્દ ના પિછાણે
વ્યાપ્યું છે સકળ શરીર મધ્ય વારી, અજ્ઞાની જડરૂપ વાહણી બિચારી.
શોભાવી પટકુળે અંતરે ધરે જે, જાણે ના પટકુળ દેહને ખરે તે.
તત્ત્વો તે શરિર રૂપે સુહાય જેનાં, અજ્ઞાની શરિર બધાં જણાય તેમાં.
અંધારૂં અતિ ઘટ એ બધે પ્રસાર્યું. સાચું તે નહિ સમજાય ને છુપાયું.
દેહોમાં વ્યરથ જીવો ધરે અહંતા, લે જોઇ સ્વરૂપ તજી શરીર ચિંતા.
હું વિષ્ણુ અજ શિવ ઇંદ્ર હું, ન અન્ય, જાગીને સત સમજી તું માન ધન્ય
સૃષ્ટિનું મુળ પણ એક હુંજ સ્વલ્પ, જુઠા છે ભ્રમકર ચિત્તના વિકલ્પ.

એ થાએ લય સહુ ચિત્તને અભાવે, યોગીઓ પરિભવ ચિત્તનો ગજાવે.
સાંધી લ્યો સ્વરૂપ તણી પિછાણુ એમ, મીટરે જિવ શિવનો વિભેદ જેમ.



## પદ.

જોઇ જોઇ મેં જોઇરે, સારી જગતને જુઠી ॥ ટેક.
કામ ક્રોધ મદ મત્સર લોભે, વસ્તી સકળ રહી મોહીરે ॥ સારી.
પિંડ તણા સહુ પોષકતોષક, વૃત્તિ બધી પિંડ પ્રોઇરે ॥ સારી.
છળ કુડ કૃતિમાં રહિં પંડિતાઇ, પ્રવિણુ બુદ્ધી ખરી ખોઇરે ॥ સારી.
સાધવા સહજજ સ્વારથ નિરખે, બીજાની હાણુ ન કોઇરે ॥ સારી.
બહુ ગુણવાન ગણે જન જેનું, નિજ સરીખું નિચ લોહીરે ॥ સારી.
એમ કુમાર્ગે વિશ્વ તણાતું, લહું સહુ આત્મા હોહીરે ॥ સારી.
ત્રાહી ત્રાહી પ્રભુ શું રે થવાનું. જોઇ રહું હું તો રોઇરે ॥ સારી.



## સમાનતા.

### ઈંદ્રવજ્ર.

ગાજે ધ્વનિ ખૂબ સમાનતાનો ॥ સર્વે દિશા, પંડિત માન્યતાનો ॥
પંડિત તેઓ નહિંરે જણાએ ॥ સૃષ્ટિતણા નીમ લહે ન કાંએ ॥
સમાનતા છે કહિં વિશ્વવિષે ॥ મર્માળિ જેની રચનાજ દીશે ॥
વનસ્પતિની બહુ જાત જોઇ ॥ છે ભિન્નતામાં જગ સારી મોહી ॥
કો પુષ્પનાં, કોઇ ફળો તણાં છે ॥ બન્ને વિના વૃક્ષ બિજાં ઘણાં છે ॥
પુષ્પો ફળો તે પણ ભિન્ન રંગી ॥ વેલી, તૃણો ઘાસ, અનેક રંગી ॥
ઊંચા ઉગેલાં કંઇ વૃક્ષ મોટાં ॥ બીજાં ઘણેરાં બહું છેક છોટાં ॥
વાડી, ગિરિ, વંન, નદી તટાદી ॥ રૂડાં ભુંડાંઓ સ્થળનાં સવાદી ॥

પોતે નથીરે પૃથ્વી સમાન ॥ છે ગિરિ ને ગહ્વર દૃશ્યમાન ॥
કો વાંઝણી ભૂમિ, કંઈ રસાળી ॥ કો કોલસાની, કંઇ રત્નવાળી ॥
છે સાગરો ને નદી ક્ષુદ્ર નાળાં ॥ રૂપે ગુણે તે પણ છે નિરાળાં ॥
આકાશમાં સૂરજ ચંદ્ર તારા ॥ તેજસ્વિ ને દિવ્ય દિપે અપારા ॥
સમાનતા ત્યાંપણ જો નથીરે ॥ જુદી જુદી સ્થિતિ બધે કથીરે ॥
નિર્જીવ જાણો નહિ એક એમાં ॥ ભેદો તણું છે તત્વ મૂળ શેમાં ॥
પક્ષી પશુ ને જીવજંત જાતી ॥ ક્યાંહી જણાએ નવ તુલ્ય ભાતી ॥
છે કિન્નરો, ભૂત, પિશાચ, આદિ ॥ છે દેવપિતૃ અસુરો પ્રમાદી ॥
જોતાં નથી તે મહિં તુલ્યતારે ॥ મનુષ્ય મધ્યે કયમ હોય ત્યારે ॥
અનેક વર્ગે રહી ભિન્ન વૃત્તિ ॥ વર્ત્તી રહી ભિન્ન બધે પ્રવૃત્તિ ॥
છે વિશ્વની માંહીં અનેક વ્યક્તિ ॥ વિશ્વેશની શોભની યુક્તિ શક્તિ ॥
સર્વે તણા નિશ્ચળ ભિન્ન ધર્મો ॥ સર્વે તણાં ભિન્ન સદાય કર્મો ॥
જેવું હશે કારણ ભાઇ જ્યાંહે ॥ છે કાર્ય તેવું નિપજે જ ત્યાંહે ॥
જ્યાં કારણો તો સરખાં ન હોએ ॥ ત્યાં તુલ્યતા કાર્યની કોણ જોએ ॥
સૃષ્ટિનું અસ્તિત્વ અનેકતામાં ॥ અનેકતા સોહ્ય વિભિન્નતામાં ॥*
સોહાઉં હું એક અનેક રૂપે ॥ એ કામનામાં અતિ મર્મ છૂપે ॥**
એકે નહિ સૃષ્ટિ કદાપિ હોય ॥ માતા પિતામાં બીજ સર્વ કોય ॥

---

* સૃષ્ટિનું અસ્તિત્વ અનેકતામાંજ રહેલું, અનેકતા છે માટેજ સૃષ્ટિ છે, અને અનેકતા ભિન્નતામાં રહેલી છે. ભિન્નતા ન હોય તો અનેકતા કેમ શોભે ?

** હું એક છું તે છતાં અનેક રૂપે પ્રગટ થાઉં એવી ઇશ્વરની ઇચ્છા થઇ અને તે ઇચ્છા સૃષ્ટિનું કારણ છે. એ ઇચ્છામાં ઘણાં ગુપ્ત રહસ્યો સમાયલાં છે.

પૂરૂષ ને પ્રકૃતિ યોગ થાએ ॥ સૃષ્ટિનોં ત્યારે રચના રચાએ ॥
નિર્ગુણ છે પૂરૂષ નિર્વિકારી ॥ સદાય સત્યે સ્થિતિ એક ન્યારી ॥
રે પ્રકૃતિ તો ઉલટી દિસે છે ॥ પ્રસન્ન વિકારમહીં હસે છે ॥
એ હાસ્યમાં મોહ મહા ભર્યો છે ॥ વિવેક મોહે સમુળો હર્યો છે ॥
ચાળા કરી સત્યથકી ચુકાવે ॥ શાણાઇ સંધિ જીવની મુકાવે ॥
સ્વભાવ જેનો નિત છે વિકારી ॥ રૂપો કૃતિને બહુ વિધ ધારી ॥
તેથીજ લીલામય સર્વ સૃષ્ટિ ॥ થાએ બહુ ભાવની નિત્ય વૃષ્ટિ ॥
અનેક ભેદો વરતે ન જાંહે ॥ સૌંદર્ય ને શક્તિ ન ત્યાં સુહાએ ॥
અનુભવો ત્યાં બહુ વિધ કયાંથી ॥ સ્વરૂપ સંપૂર્ણ પમાય જ્યાંથી ॥
અનેકતા જે રહીં અત્ર તત્રે ॥ પ્રોવાઈ છે સૂક્ષ્મ એક સૂત્રે ॥
આધાર છે એક અનેકતાનો ॥ હિતાર્થ એ તો શિખવે છ છાનો ॥
આ જે પ્રભુએ રચના રચી છે ॥ જેમાં સદા વિસ્મયતા પચી છે ॥
અપાર શક્તિ બહુ બુદ્ધિમંત ॥ તેની લીલાનો નથિ કાંઇ અંત ॥
વ્યાપી રહ્યો ન્યાય બધે સદાય ॥ કર્મો પ્રમાણે ફળ પ્રાપ્તિ થાય ॥
સત્કર્મ છે ઉન્નતિ શુભકારી ॥ ભ્રાંતિતણું તીવ્ર તિમિરહારી ॥
લીલા લહી તત્વ બધે તપાસું ॥ શિક્ષા લઇને પુરૂષાર્થિ થાશું ॥
ભેદો ભુંડા તે ટળિ સર્વ જાશે ॥ ચૈતન્ય જ્યાં એક સદા પ્રકાશે ॥



## ઇંદ્રવજ્રા.

માતંગ મોટો મદને ઝરંતો, નિહાળી રૂડાં વનમાં ચરંતો,
નિશ્ચે મને મૂરખ કો વિચારે, માદો થયો એ મરશે સવારે. ૧
બીજા જનોને કહિ તે વળે છે, ટોળે તહીં એમ ઘણા મળે છે,
હા હા જુઓ સત્વ વહી જતું રે, હોશે ઘણું કષ્ટ કદી થતું રે. ૨

વાતો પરસ્પેર કરે છે એવી, બુદ્ધી બધાની રહિ એક જેવી,
હોકાર મોટા સહુકો કરે છે, કાંઇ કરી એ નગરે ફરે છે. ૩
માતંગ જે નીજ સ્વરૂપ જાણે આનંદમાં અંતર મરિતમાણે,
લોકે ઘણો શોર બકોર કીધો, માતંગ તેથી ન લગાર બીધો. ૪
શાણો તહીં કોઇક આવિ જોએ, હોકારથી વિસ્મીત શિઘ્ર હોએ,
હોકારનું કારણ તે પુછે છે, તેને ઘણા ઊત્તર એમ દે છે. ૫
પેલો દિવાનો, નિરખો રહ્યો છે, માતંગ માદો બહુરે થયો છે,
છે ચીકણું ને મધ જેવું વારી, ગંડ સ્થળેથી વહિ જાય ભારી. ૬
વિનાશ એનો સમિપે દિશે છે, જાવા સ્વધામે નહિ તે ખસે છે,
પાછો વળે થાયજ સારવાર, થાએ હતો તેમ ફરી લગાર ૭
હાથી બિજાને અહિં તે બગાડે, એ ચેપ ભૂરો સહુને લગાડે,
જ્ઞાતા હસીને સમજાવતોરે, છાંડો જુઠા તર્ક અને મતોરે ૮
માતંગ એવા વિરલાજ કોઇ, રીઝે શું સાધારણ હસ્તિ જોઇ,
આને શિરે મોતિ અમુલ્ય પાકે, એ ના મળે, શોધી નૃપેંદ્ર થાકે. ૯
ચિંતા તજી ઘેર બધા સિધારો માતંગમાં એ મણિ રૂપ ધારો,
શર્માઇ નીચું સહુ કોઇ ન્યાળે, પાછાં તહીંથી પગલાંજ વાળે. ૧૦
જાણે નહી ને કરતા ટિકા જે, તે એણી પેરે પછિ આપ લાજે,
પાષાણને રત્ન અમુલ્ય કેરી, સાચી પરિક્ષા કરતા ઝવેરી. ૧૧
બીજા લિગે કાચ તણી કણી તે, ભુલી પિછાણી, અમુલું મણી તે,
વાંચ્યા ઘણા ગ્રંથ નિચા વળીરે, કુંચી ગુરૂથી પણ ના મળીરે. ૧૨
તે હાર્દ સાચું કયમ ભાઇ દાખે, ભેદ્યા વિના કોણ ન સ્વાદ ચાખે,
જાણ્યા વિના ના વદવું કદાપી, બોલો કદાપી નહિ વેણ પાપી ૧૩

રે દોષ દૃષ્ટિ સમુળી તજોરે. ઇર્ષા અને દ્વેષ નહી ભજોરે,
સારૂં જ સઘેથિ લિયો સ્વિકારી, ઇચ્છો કદી ઉન્નતિ જો તમારી. ૧૪



## કવિત અથવા મનહર છંદ.

વાગી રહી છે ભુંગળ, છપન ઉપર ભાઇ,
ધન ધાન્ય ફળ તણાં, ડુંગર અપાર છે;
હાજી હાજી હજુરનો, શું હુકમ, કરનાર,
હજુરમાં ચોપદાર, ચાકર હજાર છે. ૧
વાડી ગાડી લાડી મન, માનતી મઝાહ માટે,
જ્યારે મન ગમે ત્યારે, તરત તૈઆર છે;
સગાં અને સ્નેહિ મિત્ર, ખુશામતીઆ અનેક,
પણ જન દુખી, વ્યાધી, પીડીત લાચાર છે. ૨
શરીર સામર્થ્યવાન, કશરત કરી ઘણી,
પાચનની શક્તિ બહુ, બધે વખણાઇ છે;
પેટના પોષણ તણાં, ફાંફાં બહુ મારનાર,
વસુ વણ પશુ સમ, સ્થિતિ દુખદાઇ છે. ૩
આવીને મળી છે અતી, સમૃદ્ધિ અખુટ અને,
શરીર આરોગ્ય અને શક્તિમંત રહોય છે;
નિત્ય કરનાર કલેશ, આવી મળી નાર ભુંડી,
કુટીને કપાળ જન, દીન રાત રોય છે. ૪
વળી કંઇ માનવીઓ, સંતતિ રહીત બહુ,
કરમને દઇ દોષ, અહોનીશ ઝુરતા;

કોને મળી સંતતિ તે, સંતતિ અંગાર રૂપ,
તેનું ઉર કોરી ખાય, ચિંતા ને આતુરતા. ૫
દઈ ભોગ તન મન, ધનનો અપાર કોઇ,
વિદ્યાઓ ભણીને ઘણી, પંડિતાઈ મેળવી;
નહી ધન નહી માન, મળ્યું જન મંડળમાં,
ફળી નહીં લેશ આશ, પ્રથમથી કેળવી. ૬
સ્વારથ સબળ અતી, દ્વેષ ઇરષા અપાર,
કષ્ટકારી કલેશ તણાં, કારણો સદાય છે;
ભિન્ન ભિન્ન વ્યક્તિ મહીં, ભિન્ન ભિન્ન મંડળમાં,
ભિન્ન ભિન્ન પ્રજા મહીં, ખુનરેજી થાય છે. ૭
ગુણ ન ગણાય કંઇ, નબળા પૂજાય જહીં,
ધર્મને અધર્મ તણી, જરી ન પિંછાણ છે;
સાધુ સંત સન્યાસિઓ, પામે દુખ દીલ માંહી,
આસુરી પ્રબળ મહી, લહી જગ હાણ છે. ૮

કામ ક્રોધ લોભ મોહ, દુખમાં દોરવનાર,
સકળ સંસાર તણાં, બીજ જે ગણાય છે;
સારૂં કે નઠારૂં બીજ, જેવું ભાઇ હોય તેવું,
સારૂં કે નઠારૂં પછી, તરૂવર થાય છે. ૯

દુખી બીજમાંથી થયો, દુખિયો સંસાર તેમ,
સમજી લીધો સદાય, કેવળ અસાર તો;
સુખ હોય શોધવું તો, ન મળે સંસાર માંહિ,
મુકી સહુ મોહ જુઓ, સંસારની પાર તો. ૧૦



## ૫૬.

જુઓ જુઓ ભાઇ, ગુરૂજીની અગમગતી,
જેનો મહિમા જોઇ શારદા, વિસ્મય થતી ॥ જુઓ.
પ્રૌઢ પાપના પુંજ પલકમાં, પાવક વણ પરજાળે,
અંજન આંજ્યાં વિના જન્મના, અંધાપાને ટાળે ॥ જુઓ.
તારણ વણ ભવસાગર દુસ્તર, અપાર પાર ઉતારે,
જમ કિંકરના ત્રાસો મોટા, તેથી સહજ ઊગારે ॥ જુઓ.
પાંખ દિધા વણ ચૌદ ભુવનમાં, ઊડવા શક્તિ આપે,
દેવ દાનવો પદ રજ હોંસે, એની મસ્તક થાપે ॥ જુઓ.
રજને અધિક બનાવી અજથી, શબ્દ શ્રવણમાં રેડી,
જગ જંજાળો જુડી જીવની, નાખે સંધી ફેડી ॥ જુઓ.
અધમ જીવને શીવ બનાવે, પ્રણમું પ્રીતે પાયે,
મહિમા મોટો સદ્‌ગુરૂજીનો કોથી નહિ વર્ણાએ ॥ જુઓ.



## મનહરછંદ.

રૂદ્રાક્ષના ભાર ભરે, વિભુત સર્વાંગ કરે,
મંદીર મંદીર ફરે, જય જય ઊચરે,
વ્રત ને પુજન પાઠ, જપ, તાપ, દાન, યજ્ઞ.
કરે બ્રહ્મ ભોજન ને, તીર્થ બહુ સંચરે; ૧
ત્યાગી ને વેરાગી બણી, માગી ઘેર ઘેર ભીખ,
પડી રહી આળસમાં, કાળ નીજ નિર્ગમે. ૨
ભલે ભાંઇ એવું થાય, ભક્તિ ખરી ન કથાય.
ભુધર ન ભોળવાય, એમ નહી રીજશે,

ભગવંત ભક્તાધિન, ભક્ત ભગવંત રૂપ,
નિયમ એ નિત્ય નિજ, અંતર ગ્રહી દસે, ૩
નીજ ઇષ્ટ રીઝવવા, ચિંતન સંતત કરે,
પ્રવૃત્તિ ઇશેજ ખરી, નિવૃત્તિ સ્વિકારશે,
મ્હેલી મન મલીનતા, રૂદય પવિત્ર કરી,
શણગારી સદ્‌ગુણથી, તે સદા સુહાવશે. ૪
નીજપણું ભુલી જઇ, સ્વાર્થ વૃત્તિ ગઇ વહી,
પર ઉપકાર મહી, નીજ ચિત્ત લક્ષશે.
પર પીડથી પિડાય, ટાળવા કરે ઉપાય,
નીજ હીત સમ લહી, પરહીત રક્ષશે, ૫
દયા દીલ ઊભરાય, પ્રેમથી સદા તણાય;
પ્રાણી માત્ર પ્રતિં જન, ભિન્નતા ન ભાળશે,
કર્મની રચાઇ દેહ, કર્મથી પ્રફુલ્લ તેહ.
કર્મ દેહ ધર્મ લહી, સ્વજીવન ગાળશે ૬
દયાળ, કૃપાળ, પ્રતિપાળ, દુખ ટાળનાર,
પ્રભુ મુજ ઉદાશીન, બેશીજ નહી રહે,
નાચે નરનાર પણ, દોરી નટવર હાથ.
ભુત માત્ર તણું શુભ, નિરંતર તે ચહે ૭
અરે ખરે અતિશ્રમ, પડે મુજ પ્રભુજીને,
કેમ હું આળસ મહી, બેશી રહી જોઊં રે,
તેનો શ્રમ કમિ થાય, તેમ હું કરૂં સદાય,
દાધા તેણે એજ કાજ, શક્તિ શીદ ખોઊં રે, ૮
પરમ પુરૂષ પુજ્ય, પિતાજી પ્રભુ પવિત્ર,

પુત્ર હું પ્રયત્ન કરી, બણું પ્રેમ પાત્રરે,
પરમાર્થ જગતનું, પ્રભુ કાર્ય કરી કરૂં,
પુણ્યથી પ્રકાશવંત, સફળ આ ગાત્રરે, ૯
મનન તે એમ કરી, કાર્ય કીરતાર તણું,
કરવા તત્પર રહે પૂરણ ઉત્સાહથી,
સમર્પણ પરિણામ, પ્રભુજી ચરણ કરે,
નીજહીત નથી લેશ. ભકત તે કહું કથી, ૧૦

---

## પદ.

માયા તૂજ નેનને છુપાવરે છુપાવરે ॥ ટેક.
કરે ઉત્પાત અતિ, કળાય ન તૂજ કૃતિ;
અગણ જીવોને ન ફસાવરે ફસાવરે ॥ માયા.
સુંદર રસીક દૃગ, ઠગ રૂપ લહું બગ;
અજ્ઞાનીને નહિં લલચાવ લલચાવરે ॥ માયા.
વસે મહીં અહી ઝેરી, પુરૂષનો દુષ્ટ વેરી;
ઊંડો ડંખ કારી દિયે, જોઇ નિજ દાવરે ॥ માયા.
કોમળ હૃદય નાર, દયાળુ કહી અપાર;
કેમ તૂજ ક્રુર કૃતિ, કઠિન સ્વભાવરે ॥ માયા.
આલિંગન કરી કરી, લિયે સર્વ વિત હરી;
અધરના પાનથી ન વીખ પ્રસરાવરે ॥ માયા.
એમજ પીડિત આપ, બાળે તન પરિતાપ;
તણાઊં લહર મહી, કરૂં કહીં રાવરે ॥ માયા.
વરતે તિમિર ત્રાસ, નિરખું વિનાશ પાસ;

હજી પણ મોહને સમાવરે સમાવરે ॥ માયા
સુઝતો અરે ઉપાય, વ્યર્થ તુજ કૃતિ થાય;
કરૂં કરૂં તેજ ધરી, શુધ્ધ ભક્તિ ભાવરે ॥ માયા
પરમ ગુરૂ કૃપાળ, દીન બંધુ પ્રતિપાળ;
માયાતીત તૂજ પતિ, અતુલ પ્રભાવરે ॥ માયા.
દેવ દેવ તે મહેશ, ટાળશે તે સર્વ કલેશ;
તેને ભજી માગીશ હું, પ્રભુ દયા લાવરે ॥ માયા.



## પદ.

સંત તણી સત સંગત કરજો, સંતને ચરણે મસ્તક ધરજો ॥ ટેક.
દોષ તમારા સરવ તે હરશે, નિર્મળ ચમત્કિત ચિત્ત તે કરશે ॥ સંત.
પાષાણને તે ઘડિ ઘડિ ભાવે, મૂર્તિ પ્રભુની પુજ્ય બનાવે ॥ સંત.
સંત સમાગમ, સત સુખદાઇ, સાંપડતો સદ્‌ભાગ્યેજ ક્યાંહી ॥ સંત.
સંત સદા પરમેશ્વર બીજો, પૂરણ પ્રીતથી પદ રજ પૂજો ॥ સંત.



## પદ.

સંત તણો મહિમાય, અકળ છે, સંત તણો મહિમાય ॥ ટેક.
સદ્‌ગુણનું તન ધર્મનું મંદિર, પુરણ પવિત્ર ગણાય ॥ અકળ.
શુધ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપે, તે જીવ સદૈવ સુહાય ॥ અકળ.
વેદ શ્રુતીના, મોહ વિનાશી, નાદ શ્રવણ જહિં થાય ॥ અકળ.
જળ-હળ જ્યોતિ જ્ઞાન પ્રકાશી, અંતર તમ રવિ જાય ॥ અકળ.

જીવ દરીદ્રી, અહિં સેવાથી, ચક્રવર્તિ પલટાય ॥ અકળ.
દાનસુરા, ઉદાર, કૃપાળુ, સુરથી અધિક ભણાય ॥ અકળ.
એની કૃપાથી ભવ ભય મિટતા, સાયુજ મુક્તિ સધાય ॥ અકળ.
સંત સકળનો જય જય નિત્યે, અવનિ મહી ઉચરાય ॥ અકળ.



## પદ જોગીઓ.

અતી દુર્લભ આ નર દેહ, પામ્યો પુરવના પુણ્યથી તેહ,
ચિત ચેતી જો મન વિચારી, આવી પરમની પ્રાપ્તિની વારી;
નાવ ભવ જળ તરવાનું એ છે, જમ જીતવાનું શસ્ત્ર કહે છે,
સહુ સુર સ્વરગે વસનારા, નર દેહને તલપે અપારા.
લખ ચોર્યાસી લહિ ભાઇયોની, તેમાં શ્રેષ્ટ મનુષ્યની જોની,
ફરિ ફરિ હાથ એ નહિ આવે. મિથ્યા મનુષ મુરખ તે ધ્રુમાવે,
જ્ઞાની વેરાગી કરમ ઉપાસી, બ્રહ્મચારી ગૃહસ્થ સંન્યાસી.
વળી જન યોગ કેરા અભ્યાસી, લહે મહિમા તે મનમાં વિમાસી;
ઊંચા ગુણનો રત્નાગર એ છે, તેનો લાભ ધીવર બહુ લે છે,
મન માનતી મોજ તે માણે. છુપી શક્તિ તેની કોણ જાણે,
નરદેહ મંદીર છે વિચિત્ર, વસે દેવતા ત્યાંહી પવિત્ર,
દેહ વણ જીવ છે બળહીણુ, થાએ દેહથી પાતક ક્ષીણ.
નરદેહથી જીવ શિવ થાએ, દેહ સાધન સબળ સુહાએ,
કર રક્ષાનું જત્ન સદાએ, પરમારથ એથી સધાએ.
કર નિર્મળ દિવ્ય એ ધામ, પછી ભજ ભજ આતમારામ,
એમ જનમ સફળ તુજ થાશે, સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રકાશે.



## પદ.

માગે માગેરે, બાઇ તું આશ્રય કેનો;
વિવિધ વસ્તુને છે તું વળગ્યો, પાર ન આવે જેનો ॥ ટેક.
વિલાસિ ઇંદ્રીઓને બાઝી, મચિયો મસ્ત વિહારે;
સગાં સ્નેહિનાં મંડળ મધ્યે, સ્નેહ પાશ વિસ્તારે ॥ માગે.
આશા તૃષ્ણાથી જોડાયો, ચઢયો માનને મોભે;
રાત દિવસ પુષ્ટિ પામ્યો છે, ધન કીર્તીના લોભે ॥ માગે.
અતિ બાહ્ય તેં સરવ વસ્તુમાં, વૃત્તિ નીજ પ્રસારી;
લીધા મિથ્યા જગત મોહને, નિત્ય સબળ સ્વિકારી ॥ માગે.
ગયું વહી જળ જળાશયેથી, યંત્રે વિજળી ખૂટી;
તુજ આશ્રય શુભ અંતર કેરૂં, ગયા તેજને લૂંટી ॥ માગે.
દુઃખ પ્રસંગો પડતાં દિન દિલ, હરીને ક્યાં બોલાવે;
માનીતા તુજ આશ્રય હસતાં, કરે ઠેકડી હાવે ॥ માગે.
દુર હરી છે તો તે તારા, સ્વરને શું સાંભળશે;
રે અજ્ઞાની એમ ન તારૂં, મનનું માંગ્યું મળશે ॥ માગે.
હરિ તે આત્મારામ નિરંતર, ઝળહળ જ્યોત પ્રકાશે;
નથી દુર તે નિજ અંતરમાં, ગુપત નિત્ય નિવાસે ॥ માગે.
વણુ સમજે ખોટું ખરચીને, તેજ સબળ તેં ખોયું;
તિમિર તાંદ્ર વ્યાપ્યું અંતરમાં, જણાય નહિ કંઈ જોયું ॥ માગે.
માનીતા ચંચળ આશ્રયની, મમતા દે તું મેલી;
વાળી દે અંતરમાં વૃત્તિ, એજ શિખામણ પ્હેલી ॥ માગે.
વસ્તિ ને વ્યવહાર ગર્જના, મધ્યે હરી ન નિરખો;
શાંતિ ને એકાંતે ઝળકિત, આશ્રય પોતે પરખો ॥ માગે.



## પદ.

(મેં તો ઘુંઘટ ખીરી માધુ બનમેં--એ રાગ.)

રૂડી આવી આ રૂતુ વસંત,
હાંરે જુઓ ખોલી નયન સહુ સંત ॥ ટેક.
સૃષ્ટિ લીલા નથી, વ્યરથ રચાઇ,
દીશે કરતા તે શ્રેષ્ટ ધીમંત ॥ હાંરે.
પૃથ્વીએ કીધાં, સહન સંકષ્ટો,
દેહે ચીરા શું કારી દીસંત ॥ હાંરે.
દિવશ વીત્યા ને, સાંપડીયું સુખ,
દઢ ચિતની એ ધીરજવંત ॥ હાંરે.
સ્વરૂપ સુરજનું, છે પલટાયું,
ખીલ્યો કરૂણાળુ કાંતીમંત ॥ હાંરે.
સૂર્ય પ્રતાપે, વિલસે વસુધા,
ખીલ્યાં ફુલ ગુણ લક્ષણવંત ॥ હાંરે.
પરમ સૌંદર્ય ને આનંદ રૂપે,
દીયે દર્શણ શ્રી ભગવંત ॥ હાંરે.
દેહ અને દેહી એમ વિલસતાં,
જન્મ મરણની મીટશે ચંત્ત ॥ હાંરે.



## ધીરાનું પદ.

કર્મ નિયમ છે નિશ્ચળરે, લેશ માત્ર તે નહિં ચળશે;
બાણુ હાથથી છુટયુંરે, પાછું નહિં તે વળશે ॥ ટેક.

ધ્રુવ સરીખો અચળ વિરાજે, કર્મ નિયમ જે ન્યાય,
વિશ્વ સકળ આધિન છે તેને, મહાશક્તિ ભણાય;
તેનાં દઢ આદેશોરે, અલ્પ જીવથી કયમ ટળશે ॥ કર્મ.
રૂપ રંગ ને ઊંચ નીચનો, નથી જાતિનો ભેદ,
નાથ લલચાણું લાંચ તણું ને, નથી ખેદ ઉમેદ;
પક્ષાપક્ષી માંહીરે, કર્મ નિચે નહિં ઢળશે ॥ કર્મ.
નવ ગૃહને બંધનમાં નાખ્યા, ડોલાવ્યું કૈલાસ,
પવન પાણી પાવક પણ જેને, સેવે નિત થઇ દાસ;
તેહ દશાનન પામ્યોરે કર્મ દંડને કો કળશે ॥ કર્મ.
હિરણ્યકશિપુ બળિ બાણાસુર, બળિઆ બીજા રાય,
ત્રણુ ભુવનના જીતનારાઓ, નમે કર્મને પાય;
સારૂં ફળ સારાંનુંરે, માઠું માઠાંનું મળશે ॥ કર્મ.
બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્રાદિકને, રૂષિ મુનિ મહા સમર્થ,
કર્મ પ્રવાહે સર્વ તણાયા, થયાં કર્મ ન વ્યર્થ;
રવિ શશિ નક્ષત્રોરે, કર્મ તેને પણ ફળશે ॥ કર્મ.
વિવિધ વિષયના જુઠાં સુખનો, અભિલાષી જે હોય,
કરે જ્ઞાનની વાત વડી પણ, બગ ભગત તે રહોય;
ભોળાંને છો ભુલવેરે, કર્મ નિયમને શું છળશે ॥ કર્મ.
અંતરમાં જે સદા પ્રકાશે, સાક્ષી રૂપે આપ,
નથી છુપું તેનાથી કાંઇ, ભલે પુણ્ય કે પાપ;
ચુકવી તેની દૃષ્ટિરે, દુર જીવ તે ક્યાં પળશે ॥ કર્મ.
આશા, તૃષ્ણા, મોહ મિટે ને, રાગ, દ્વેષ પણ જાય,
કરિ કર્ત્તવ્ય ન ફળને જોએ, કામ વૃત્તિ હણાય;
સાચાં નિર્મળ જ્ઞાનેરે, નિજ અજ્ઞાન જવ ગળશે ॥ કર્મ.

જ્ઞાને ઇશ્વર રૂપ બને છે, ઇશ્વર આશ્રિત કર્મ,
નથી કર્મનું લેપન તેને, લહે ગુપ્ત એ મર્મ;
બીજા જુઠા ઢોંગીરે. નરકમાં ટળવળશે ॥ કર્મ.



## પદ.

આશો શબ્દ તણો મહિમાય, હાંરે એ તે કેમ કરીને કથાય ॥ આશો
ગાજી રહ્યો ઘટ નિત બ્રહ્માંડે, તાલ સહિત સુર માંય ॥ આશો.
સૃષ્ટિ સકળનું એ અવિનાશી, કારણ મૂળ સુહાય ॥ આશો.
સંતત પાલન પોષણ કરતા, લય પણ એથી જણાય ॥ આશો.
અકળિત અદભુત એ રૂપ મધ્યે, ગુપત ત્રીમૂર્તિ સમાય ॥ આશો.
આનંદ ઉર્મી ઉછળિ રહ્યાં છે, અમૃત• સત ઉભરાય ॥ આશો.
મરમ પરમ એ લહિને નિરંતર, સંત પ્રસન મન થાય ॥ આશો.



## ગીતીવૃત.

ગગન વિશે ઊંચે જે, રવિ શશિ તારા અગણિત વિસ્તરતા.
સર્વે આ પૃથ્વી સમ, ગોળા રૂપે સદૈવ છે ફરતા;
તેજે ઝળકિત સર્વે, નિરખી વિસ્મિત થતાંજ જન મોહે,
પૃથ્વી પણ માળાનો, અદભુત મણકો તથા વિધી સોહે. ૧
રત્નો નાના વિધનાં, પૃથ્વી કુખે અપાર ઝગઝગતાં,
પાણીવાળાં મોતી, ઉદધી ઉદરે અનંત નીપજતાં;
સુવર્ણ આદી ધાતુ, પ્રકાશ મય શું મનને લલચાવે.
પાષાણો પણ ચળકિત, નિજ પૃષ્ટે આ વસુધા દરસાવે ૨
છે સાગર ને સલિતા, અવર જળાશય પ્રગટ તેજ તરતાં,

અરફ ખડક ને પર્વત, ગુપ્ત અખુટ તેજને સદા ઝરતાં;
ફુલ ફળ અનેક જાતી, સહજ તેજને સદાય ધરનારી,
વનસ્પતી પણ સર્વે, છે નિજ તેજે જન ચિત હરનારી.. ૩
જળ ચરતાં મીનોનાં, અંગ ઝબુકે પ્રકાશિ શું વિજળી,
પંખીઓ પચરંગી, પેખી દેદિપ્યમાન થાય રળી;
સિંહ વ્યાઘ્ર આદી કંઇ, પશુ પ્રકાશે શું તેજ નિજ કેશે,
તેજે વેષ્ટિત તેમજ, વસે માનવી જુદે જુદે દેશે. ૪
અંતરિક્ષ પણ તેજે, પુરણ ભરેલું સદા સરસ વિલસે,
તેજે વ્યાપ્ત તિમિર છે, તેજ રહિત કો અણુ નહી દિશશે;
કોમાં ઓછું હોયે, પ્રગટ નયને નહીંજ દેખાએ,
તેજ મૂર્તિ અગની સમ, તેજ કોઇમાં વિશેષ સોહાએ. ૫
ઉપર નિચે દશ દીશા, બાહ્યે તેમજ નીગુઢ અંતરમાં,
તેજ તેજ વીલોકું, કોઇજ સ્થળ પણ લહુંજ અંતર મા;
સમસ્ત વ્યાપી તેજે, તરતાં દેખું અનંત બ્રહ્માંડ,
નિરાધાર જે સહુનો, આશ્રય ભુત છે સમર્થ શ્રી દંડ. ૬
ગ્રંથ અલૌકિક શ્રષ્ટી, જોએ તે તો મરમ ગુપત વાંચે,
પુરૂષ પ્રકૃતિ બેના, વિલાસ નિરખી રૂદય વિશે રાચે;
અદ્ભુત જુગલ સ્વરૂપનું, અનાદી જ્યોતિ અનંત દુર્બોધ,
કોટી પ્રણામ તેને, એજ ગુરૂ મુજ દિએ સદા બોધ. ૭



## પદ.

મનવા કહે શું ધુંડતો તું ફરે ॥ ટેક.
ભુવન ભુવન ભટકે ભુત પેરે,

શિદ દેશ વિદેશ વિશે વિચરે ॥ મનવા.
વન ઊપવન વા ગિરિ જળ તરૂવર,
રવડે નિજ હેતુ નહીજ સરે ॥ મનવા.
બાળા બાળક કેડ છતે જયમ,
કહિં બાળક મુજ ફરતી ઊચરે ॥ મનવા.
મંદમતી નહી મીનજ પ્રીછે,
શુભ મોતી અમુલ્ય રહ્યું ઉદરે ॥ મનવા.
નાભી છતે કસ્તુરી કારણ,
રવડે મૃગ વ્યર્થ સુવાસ વરે ॥ મનવા.
સંતત શ્વાસે, સોહં સોહં.
તન યંત્રથી શબ્દ રૂડો નિસરે ॥ મનવા.
ગુપત એ વાણી સમજ સમજીરે.
ગ્રહિ શિક્ષણ આપ પિછાણ ખરે ॥ મનવા.



## ભુજંગી.

સદા સર્વથા દેહ આ છે નકામી,
ભુલાવે મની જોઈ આશ્ચર્ય પામી.
ભસે ભોગ ભાવે કદી ભોગવે છે.
જુઠાં સૂખ સંસારનાં જોગવે છે. ૧
સહે છે તૃષા, ઉષ્ણતા, શીત સર્વે,
દિપે અંગ સામર્થ્યમાં નિત્ય ગર્વે.
મથે અંગ આરોગ્યતા કાજ જન,
દિપાવે અલંકારથી નીજ તંન. ૨

વ્યથા અલ્પ થાતાં કરે શોચ ભારી,
ખરૂં દેહને તત્વનું તત્વ ધારી.
મથે રક્ષવા જંન તે સાનુરાગે,
બધી વસ્તુ મિથ્યા ગણે તેની આગે. ૩

સ્વભાવીક છે સ્વાર્થની વૃત્તિ એવી,
ભલી આપની વૃદ્ધિ વીચારી લેવી.
અતી કારમી દેહ આ મોહકારી,
રહે છે, સહે છે, કરે છે વિચારી. ૪

શું હોઇશ હું દેહ રૂપેજ ત્યારે,
પડયો ગૂઢ વીશાળ સદેહ મારે.
જડી ભૂત જો દેહ છે મર્ણ થાને,
ન દીશે કંઇ લાગણી કોઇ વાતે. ૫

થઇ ઇંદ્રિઓ શુન્ય નિસ્તેજ સારી,
ગની હીન દીશે ઘણી તે અકારી.
જડી ભૂત જે દેહનાં સર્વ અંગ,
લહે તે કશા હર્ષ શોક પ્રસંગ. ૬

કહીં દુઃખ ને સુખ ને આધિ વ્યાધી,
રહી વેગળો જોય થાતા ઉપાધી.
જુદો નક્કિ કો દેહને દેખનારો,
નહી દૃષ્ય દૃષ્ટા બને એક ધારો. ૭

ખરૂં તત્વ જે દેહમાંથી ગયું રે.
જતાં તે કદાપી ન કોણે લહ્યું રે.

જદા દેહ આ નાશવંતી પ્રસિદ્ધ,
તદા સત્ય ને નિત્ય હું આપ સિદ્ધ. ૮
બળું અગ્નિથી ના, ન શસ્ત્રે હણાઊં,
ન કોટી પ્રકારે છણેલો છણાઉં.
જડી ભૂત કેમે ન ચૈતન્ય હોએ,
કદી હોય ચૈતન્ય તે સત્ય સોહે. ૯
વિના આદ્ય ને અંત તે સર્વ વ્યાપી,
નહિ સત્યનો નાશ હોએ કદાપી.
નિરાકાર ને તે અવિચ્છિન્ન સોહે,
અતી શક્તિમંતોજ સંપૂર્ણ હોએ. ૧૦
ન તેના વિના કો અણુ એક ખાલી,
ન કો વસ્તુ બે એક ઠામે નિહાળી.
નહી સત્ય તે હોય શું સત્ય સંગે.
સદા વ્યાપ્ત બ્રહ્માંડ છે એક રંગે. ૧૧
તદા બ્રહ્મ હું બ્રહ્મ હું સત્ય જાણું,
નહી અન્ય કો વ્યર્થ વાતો પ્રમાણું.
અહો સૂખ ને દૂખ છે સર્વ ખોટું,
સહૂ ભ્રાંતિનું મૂળ અજ્ઞાન મોટું. ૧૨
અતી સૂક્ષ્મથી સૂક્ષ્મ હું આપ પોતે.
સદાનંદમાં દીપ્ત હું નીજ જ્યોતે,
નિરાકાર ને નિર્વિકારી પ્રમાણુ,
શિવોહં, શિવોહં, સદા એક વાણુ. ૧૩



# પદ (ઝુલણા).

કાળ તે હુંજ છું જાણજે હે પ્રિયા, એમ શંકર કહે પાર્વતીને,
કાળ તે બ્રહ્મ ને બ્રહ્મ તે કાળ છે, કોક એની લહે કૃતિ ગતિને.
દિવશ ને રાત પખવાડીયું, માસ ને વિવિધ રૂતુ અને વર્ષ પુરૂં,
કલ્પ મન્વંતરો ને મહાકલ્પ પણ, કાળનું સર્વ દર્શણ અધુરૂં.
અગણ કલ્પો અને અગણ મન્વંતરો, ચપળ થઇ સહજ વીતી ગયારે,
ઠામ ઠેકાણું તેં તેનું ના જાણીયું, છુપીને કયાં સમોતા થયારે.
ભૂખ ત્રિકાળ અત્તિ કાળનું ગહન છે, પાર તેનો ન કયાંહી પમાએ.
વિવિધ રૂપ સર્વ જે અવિ તેમાં પડે, ભક્ષ થાતાં તહિં તે સમાએ.
અગણ સૂર્યો અને અગણ શશિને ગ્રહો, અગણ નક્ષત્ર તારા અનંત,
અગણ બ્રહ્માંડને કાળ એ ગળિ ગયો, ભવિષના અગણનો એમ અંત.
અગણ બ્રહ્મા અને અગણ વિશ્નુ અને, અગણ રૂદ્રો થયા ને થશેરે,
એણી પેરે ગતી સર્વની જાણવી, કોઇને એ નહીં ચૂકશેરે.
એમ વિમાસણે થાવું દિગમૂઢરે, ચિત્રવત આપણું મુખ વિકાશી,
ભ્રમણ ચકડોળથી બુદ્ધિ મૂર્છિત થઇ, થઇ ગતી હીન પડશે નિરાશી.
શકિત અદ્દભુત ને અકળ છે કાળની, રૂપ કે રંગ એને નથારે,
આદિ ને મધ્ય ને અંત એને નથી, સ્વરૂપ એનું કહું શું કથીરે.
જેમ આકાશમાં વાયરા નીપને, થાય આકાશમાં જેમ લીન,
સિંધુમાં જેમ મોજાં થઇ ઉછળતાં, સિંધુમાં થાય અંતે વિલીન.
સકળ સૃષ્ટિ વડી નવ નવા રંગની, પ્રગટ દેખાય જે વારવાર,
સર્વ મોજાં અને વાયરા રૂપ છે, નથિજ તે કાળના ઉદર બ્હાર.
થઇ ગયું થાય છે ને વળી જે થશે, ચિત્ર છે એક ત્યાં સહુ તણુંરે,

મૂઢ અજ્ઞાન તીમીરમાં અંધવત, ભિન્નતા માનતો શું ભણુ રે.
ગ્રહ શશિ આદિથી ગગન ઊંચે ભર્યું, ગગનથી તે નથી વેગળારે,
સર્વ પ્રત્યેક એ ગગનના અંશ છે, ચંદ્રમાં જેમ તેની કળારે.
માપ છે કર્મનું, કાળનું રે નથી, કાળ છે એક રસ નિર્વિકારી,
અચળ અવિનાશી સર્વત્ર વ્યાપી રહ્યો, નીજ સત્તા બધે છે પ્રસારી.
રૂપ સ્થાવર અને રૂપ જંગમ તણો, ઉદર છે એક ભંડાર એનું,
સર્વનું મૂળ ને સ્થાન ને જીવન પણ, પાર કે વેગળું નથિંજ કેનું.
જહિં તહિં જોઉં ત્યાં મધ્ય બિંદુ લસે, પરિધ કેથે નથીરે જણાતો,
મનન કર મનન કર ચતુર હે નાર તું, એથી સંશય બધોરે હણાતો.
વ્યક્ત અવ્યક્ત એ સર્વ રૂપે રહ્યો, વર્ણવ્યો જાય એનો ન મહીમા,
જ્ઞાની એ સમજતાં, પરમ ગતી પામશે, પામશે શ્રેષ્ટ શાંતિ અસીમા.



## વૈતાલ્ય છંદ.

ચપળતા નિજ શાંતિ સદા હણે,
અચળતા મહિ શાંતિ બધા ભણે.
ચપળતા મહિ વ્યક્તિ વસે વડી,
જતિજ અંતર શક્તિ જુદી પડી.
અચળ બિંદુ મહી રહિ પૂર્ણતા,
અગણ રેખ થતાં થતિ ન્યૂનતા.
સબળ મેઘ ધુમે અતિ વૃષ્ટિએ.
સમય કષ્ટ તણો તવ સૃષ્ટિએ.
સકળ તત્વજ મેઘનું નીસરે,
બન્ધિ. હિકાં સહુ અન્ન પુષ્ટી દ્દરે.

મલિનતા ન જશે જળ ડોળતાં,
મલિનતા કરશે સ્થિરતા થતાં.
વરણુ ચંચળ ચક્ષુ બહુ જુએ,
નયન તે નિજ જ્યોતિ બધુ ખુએ.
શ્રવણુને ત્યમ નાદ અનેક છે,
નિયમ વિશ્વ વિશે નિત એક છે.
ભ્રમણુમાં નથિ પૃથ્વી વિરામતી,
અગણુ છે ઉતપાતની ત્યાં ગતી.
ગગન તે તલ માત્ર નહી ચળે,
નથિજ ક્લેશ તહીં કંઇ કો પળે.
સુખદ છે સ્થિરતા સરવે સમે,
અચળતા મહિ શાંતિ સદા રમે.
અતિશ વેગથી વાહનમાં જતા,
સ્વરૂપ વસ્તુ ન તેજ પિછાણુતા.
ઘટિત ચંચળતા નિજ છાંડવી,
અચળતા ગળવા મતિ માંડવી.
ભ્રમણુ ભુડું તદા સહુ મીટશે,
સ્વરૂપના સહુ સંશય ફીટશે.
બહુ તરંગ જળે ઉછળી રહે,
સ્વરૂપ શુદ્ધ નહી જન ત્યાં લહે.
શિથિલ ચિત્તની વૃત્તિ બધી હજો,
પુરણુ શાંતિ સદા સહુ શોધજો.
નિરખતાં નિરખાયજ શુન્ય જ્યાં,

સતત શાંતિ કશી નથિ ન્યુન ત્યાં.
પરમ શાંતિ સહુ ભય હારી છે,
સફળ જન્મ કરે શુભકારી એ.

---

## ૫૬.

રોતાં જગત તેં જોઇ છે, રે અલ્યા ॥
બુદ્ધિ હવે શું બધી ખોઇ છે, રે અલ્યા ॥ ટેક.

હુંકાર એકલો હતો પ્રથમ તે,
જાણ્યું ન બીજું કોઇ છે, રે અલ્યા ॥
મારૂં મારૂં પછી ધીરે પીછાણ્યું
જોઈ નીજ હીતની સોઇ છે, રે, અલ્યા ॥
મારૂં ને તારૂં. ભિન્ન ભેદ માંહી
મતી તેં તારી પ્રોઇ છે, રે અલ્યા ॥
સારી તેં જીંદગી રોતાં દુખેથી.
નાખી નિજ દેહને ધોઇ તેં, રે અલ્યા ॥
રોતાં જગતને છાંડી જવું છે
તેમાં તે શીદ મતિ મોહી છે, રે અલ્યા ॥
માયા ધેનુને પાળી પ્રીતે ;પણ
અંતે તું પામ્યો લોહી છે, રે અલ્યા ॥
છે સુર ધેનુ ભક્તિ શંકરની
પીજે પિયુષ તું દોહી તે, રે અલ્યા ॥

## પદ.

છું અલમસ્તરે, નથી કશી દરકાર ॥ ટેક.
સંસારના વ્યવહાર કહે પણ. દીશે કહીં સંસાર ॥ છું
પ્યલો અમૃતનો પાયો ગુરૂશ્રી, ગાજી રહયો એકતાર ॥ છું
દૈત્ય ને દાનવ, યક્ષ ને કિન્નર. ગધર્વ દેવ હજાર ॥ છું
કોણ છે વિશ્નુ ને કોણ વીરંચી, ઇંદ્ર ને યમ દમનાર ॥ છું
સીમા સંકોચિત સમય ને સ્થળની, જુઠી ન જોઉં લગાર ॥ છું
એ મુજ કલ્પિત રૂપની છાયા, સરવનો હું કિરતાર ॥ છું
વ્યક્તિઓ સઘી સહજ સમાઇ, મૃગજળનો ઝળકાર ॥ છું
વ્યક્તિ તિમિરની લય, સહુ પામી, મીટી જતાં અંધકાર ॥ છું
ઘુમી રહ્યો હું એકજ સંઘે નથી અવર નિરધાર ॥ છું
એક અખંડીત જ્યોતિ સ્વરૂપે, કરૂં આનંદ વિહાર ॥ છું
જય જય શંકર જય જય ગુરૂવર, પડયો સકળ ભયપાર ॥ છું



## પદ.

હું એ નથી મહા વાક્ય ભણાએ,
જાણે તેને જગ જરૂર જીતાએ ॥ ટેક.
હું તે કવણ છું, એ તે કવણ છે, સંબંધ કેમ ઉભયનો સુહાએ ॥ હું
હું એ નથી મહી નથિ તે વળી શું, મરમનું માન કરો મનમાં હો ॥ હું
હું તે પ્રથમ છે, એ છે પછીરે, હું એ થતાં બહુ વ્યક્તિ રચાએ ॥ હું
સત ને અસત એ, અસત નથી તે, સંયોગ શું? કયમ? સત્ય મનાએ ॥ હું
હું નથી એ નથી, નથિ નથી ભાઇ, શેષ પછી તહીં શું રે કથાએ ॥ હું

હું એ નથી ને એ હું નથારે, નથિ હું, નથી એ, શું સમજાઓ॥હું
એ ત્રણ પ્રગટિત, જે થકી થાએ, જ્યોતિ તે અકળિત આદિ સુહાઓ॥હું
એજ પ્રણવ ત્રણ માત્રા તણો છે, આત્મ સ્વરૂપને એથી પમાઓ॥હું



## ઈંદ્રવ્રજા.

એકત્ર જેમાં શશિ સર્વ થાએ, એકત્ર તારા સહુ જ્યાં સુહાએ.
એકત્ર જેમાં સહુ સૂર્ય સોહે. એકત્ર જેમાં સહુ અગ્નિ હોએ.
એકત્ર જેમાં સહુ વેદ ભાસે, એકત્ર દેવો સહુ જ્યાં નિવાસે,
એકત્ર જેમાં સહુ થાય પ્રાણી, એકત્ર જેમાં લિન સર્વ વાણી.
એકત્ર જેમાં સહુ ઔષધીઓ, એકત્ર શક્તિ થતી જ્યાં બધીઓ.
એકત્ર જેમાં નદિઓ મળે છે, એકત્ર જ્યાં સૂક્ષ્મભુનો ભળે છે.
એકત્ર જેમાં ભુવનો અનેક, વીલીન જ્યાં પ્રકૃતિ મૂળ એક,
એકત્ર જેમાં અરૂપી રૂપી છે, એકત્ર જેમાં વિજળી છુપી છે,
એકત્ર જ્યાં થાએ સમસ્ત વર્ણ, જે સર્વનું શ્રેષ્ટ સદાય શર્ણ.
પ્રભાવ તેનો મહિમા અનંત, શોધી રહ્યા તે, ચિર બુદ્ધિ મંત,
રે જીવ જો તું નથિ દુર તે તો હૃત્પદ્મમાં સોઽહ સદય તે તો.
તેનું ધરે સંતત ધ્યાન ચિત્તે, શૂરો ખરો તે જગ સર્વ જીતે,



## પદ.

જાઓ હિમતને શું હારી, મળશે ફરી ન આવી વારી ॥ ટેક
દુર્લભ દેહ મળી માનવની, છે એ શુભ એધાણી,
સમય સાધિ લે તે છે શાણો, પરંપરા એ વાણી ॥ જાઓ.

માર્ગ સિધો પણ ઘણો સાંકડો, ખડગ ધાર સમ સોહે,
પ્રયત્ન વણ પણ પરમપ્રાપ્તિને, વિરલો જીવ શું ખોએ ॥ જાએ.
એજ માર્ગને પુરવે વિરલા કંઇક ગયા છે કાપી,
પમાય છે પદ પરમ, અવરને, એમ ખાતરી આપી. ॥ જાઓ.
નથી અમારી શક્તી ભાઇ, એવું નહીં ઉચ્ચરશો,
તર્ક વિતર્કે તણાઇને નહિં, સંશય માંહિ ઉતરશો ॥ જાઓ.
જે ચૈતન્ય હતું તેઓમાં તમમાં તેજ નિવાસે,
પાર નથી તેની શક્તીનો સમરથ સદા પ્રકાશે ॥ જાઓ.
નિજ બળમાં દૃઢ શ્રદ્ધા રાખી, આરંભો પુરૂષાથ,
ગુરૂદેવના મહા પ્રતાપે, સિદ્ધ થશે પરમાથ ॥ જાઓ.



## પદ.

ઓળખ ઓળખરે, જીવ તું-આતમારામ,
સંત સમાગમથી શોધી લે, સાચો નિજ વિશ્રામ ॥ ટેક.
મુકતી મુકતી માનવ મુરખા, મોહિત થઇશું માગે,
કોણ આપશે કોણજ લેશે, અચરજ મુજને લાગે ॥ ઓળખ.
ક્ષીર નીરને જુદાં પાડે, તેજ હંસ વખણાએ,
સારાસાર પડે જુદાં તવ, તત્વ ખરું પરખાએ ॥ ઓળખ.
પંચભૂતની પુતળી દેહો. પંચભુત વિનાશી,
એ સરવેથી ભિન્ન અંતરે, સાક્ષી છે નિવાસી ॥ ઓળખ.
મનોભાવ વિકાર નથી તું. નથિ તું વળિ વિચાર,
નથી બુદ્ધિ ને અંહકાર તું, પ્રાણ નથી નિરધાર ॥ ઓળખ.

નથી દાતા તું નથી લેતા તું, નથિ કર્તા તું કાંઇ
કર્મ રહીત, રહીત અપેક્ષા, છે નિર્લેપ નવાઇ ॥ ઓળખ.
જન્મ નથી ને, નથી મૃત્યુ પણ, નિર્ગુણ નિરાકાર,
સ્વયંબોધ રૂપ, અનંત વ્યાપક, સાર તણો પણ સાર ॥ ઓળખ.
સૃષ્ટિનો આધાર સતત પણ સૃષ્ટિ થકી નિરાળો,
બંધન મોક્ષ ઉભયથી તે પર, સ્વતંત્ર નિશ્ચય ન્યાળો ॥ ઓળખ.
સ્વરૂપ તણું અજ્ઞાન બંધ છે, મુક્તિ પણ અજ્ઞાન,
આપ શિષ્ય ને, ગુરૂ તે આપજ, આપજ સોહે જ્ઞાન ॥ ઓળખ.
આત્મા તેજ સદા પરમાત્મા, આત્મા તે વિશ્વાત્મા,
સ્વરૂપ પિછાને પ્રયત્ન કરવું, મુકી મનના ભામા ॥ ઓળખ.



## ઝુલણા છંદ.

જોગીઓ જંગલે જરૂર જોઇ રહ્યા, જીવતાં જૂજવાં જીવ જંત,
તેહથી ન્યાળિયાં નગર, વીમાસતો, શું પ્રભુની લિલા છે અનંત.
જોઉં જહિં તહિં બધે, જીવ ઉભરાય છે, વિશ્વમાં કોઇ ખુણો ન ખાલી,
સર્વનું જાય જીવન ભલીભાતથી, સોહ્ય સમરથ જગનાથ વાલી.
મનુષ્યનાં વૃંદ નિજ કાર્યમાં ધુમિ રહ્યાં, પિંડને પેખતા ભક્તિ ભુલી,
અલિક કૃત્રીમ સુખ સાધનો શોધતાં, નગર નિવાસથી જાય ફુલી.
મુરખ ફુલાઓ શું નિજ કૃતીથી બધે, છાય કિલ્મિષની છાઇ નાખી,
દિવ્ય અદ્ભુત સૌંદર્યની કાંતિની, નિર્મળી કવચિત ત્યાં થાય ઝાંખી.
દુનીઆ માંહિ તે મનુષ્યને દેખતા, લેખતા તે નથી અવર પ્રાણી,
અધિક રૂડા જિવોની ભુમી છે ઘણી, નથિ પ્રભુની લિલાને પિછાણી.
પાર નહિં પામિએ ઉદધિ અગાધમાં, રમણ શું કોટિ જીવો કરે છે,

પવન વણ પાણિમાં, તિમિર દુર્ઘટ વિશે, કેમ તેનું જીવન વીચરે છે.
નદિ જળાશય ગુફા, પર્વતો ગગનમાં, જહિં જુઓ તહિં વસે વસ્તિ ભારી,
પૃથ્વિને ખણિ ખણિ છેક ઊંડે જતાં, નવિન નિરખાય આશ્ચર્યકારી.
વ્યોમ વિશાળ આ, વન વનસ્પતિ વડે, વિવિધ વર્ણોવડાં વૃક્ષ વેલી,
અગણ પશુ પંખિ જિવ, જંત નીવાસનાં, કલરવે કરત કલ્લોલ કેલી.
વૃક્ષ ને વેલિ વાસીત વિમળ વપુ, વ્હાલ વિશેષ વિસ્તરતાં શું,
અવર જિવને કરે મુદિત સંબંધની, તે અભીલાષ ઉરે ધારતાં શું.
પાંદડે પાંદડે, અણુ પ્રતિ અણુ વિશે. તેજનો ગુપત આભાસ ભાસે,
સર્વ વ્યાપી સદા મૂળ ચૈતન્ય તે. તેમનાં અંતરે પણ પ્રકાશે.

એમ સહુ સ્થળ વિશે, જે અનુકુળ જિવન, હોય તે જિવન જીવો ધરે છે,
હોય રૂપી અરૂપી ભુમિ પણ બધી, સોઘ્ર ભરપુર જીવે ખરે છે.
રવિ શશિ ને ગૃહો આદિ ઊંચે ભૂમિ, અવર તે શુન્ય શું છે બિચારી,
રૂપ ને અરૂપ વ્યક્તિ વસે તહિં ઘણી, શક્તિ જેની લસેરે અપારી.
જ્યોતિના સમિપમાં હોય તે જ્યોતિમય, અધિક બિજાથી નિત્યે પ્રકાશે,
ઘટ્ટ ઉપાધી વડે હોય વિંટલાયલી, વસ્તુ બહુ દૂર તે ઝાંખી ભાસે.
એમ બહુ વ્યક્તિઓ, પાર નહિ પામિએ, અનુક્રમે પંક્તિમાં ગોઠવાઇ,
કલ્પના શું કરૂં, શિર ભમી જાય છે, ચિત્રવત થઇ રહું શું નવાઇ.
તેજના પાત્ર તે તેજથી સાંધ્યાં, વિશ્વમાં વ્યક્તિ સહુ એમ બાંધી,
જ્યોતિ છે જીવન ને જ્યોતિ વ્યવહાર છે, જ્યોતિ છે, છો વિનાશે ઉપાધી.

વિશ્વમાં જીવ છે, અગણ કોટી બધા, બાંધિઆ સ્નેહના એક પાસે,
છે પરસ્પેર આધીનતા સર્વદા, પુરણ સ્વતંત્રતા નહિ વિભાસે.
મેલ રે મેલ અભિમાન તું જીવડા, દ્વેષ ને કલેશની વૃત્તિ ટાળ,
અન્ય જીવો પ્રતી સ્નેહ સહાયને, સાચિ સેવા તણી વૃત્તિ પાળ,

પૂર્ણ છે પૂર્ણ છે, નિખિલ બ્રહ્માંડરે, કંઇ કરે તે ન થાશે અપૂર્ણ.
જ્યોતી જ્યોતી બધે જોઉં છું સર્વદા, થાય અજ્ઞાન જ્યાં છેક ચૂર્ણ.



## પદ (જોગી)

ભુરાં ગગન નિચે અંતરિક્ષે, તિવ્રદ્રષ્ટિથી લહું એકલક્ષે;
તેજ તેજ છે વ્યાપ્યું સર્વત્ર, પડે પ્રગટ શું રચના વિચિત્ર.
હીરાકણીઓ શું અગણિત ઝળકે, થાએ ને જાએ પ્રત્યેક પલકે.
પંકિત તેની તે રેશા રૂપાળી, સીધી, વક્ર, વર્તુલ રૂપ ભાળી,
અન્યો અન્ય તે ધાડી ગુંથાઇ, જેથી આકૃતિ અગણ મનાઇ.
કૃતિ કલ્પનાની સહુ એ છે, એક તત્વ તે સરવ લસે છે.
ભિન્ન ભિન્ન ભલે રૂપ ધારો, ભિન્ન નામ ભલેજ ઉચ્ચારો,
જન જોય તે વિસ્મય થાએ, જ્ઞાન ઉત્કૃષ્ટ તેથી પમાએ.
અન્યો અન્ય છે આકૃતિ જોડી, બજે તોડતાં ખોડી વખોડી,
નથી એક સ્વતંત્ર નિરાળી, લ્હેરી જળનિધિની જેમ ભાળી.
એક ચિત્રનાં સરવ એ અંગ; સોહ્ય સાંધીઆં સહજ સલંગ.
એક તુટતાં તે ચિત્ર અપંગ, થાય સૌંદર્યનો તહિં ભંગ,
છુટી પડી અહિં તહિં અફળાએ, અંતે તેનો વિનાશજ થાએ,
અરે શું હું તે હું હું કરૂં છું, મારી ફોગટ ફાંફાં મરૂં છું.
વિશ્વ રૂપ મહીં એમ સંધે, જીવ બાંધિઆ જકડિત બંધે,
મહા પ્રાણુ સરવનું જીવન, મહા પ્રાણુ વિના નહિં જન.
ભેદ ભ્રમણાની હુંમાં ભમે છે, તેને અજ્ઞાન પુરણ દમે છે.

ઇચ્છું મુરખ શું મુક્તિ હું મારી, વૃત્તિ સ્વાર્થની એજ નઠારી,
જીવ જોડયા સકળ મમ સંગ, થાય, સંબંધ એ કયમ ભંગ,
ભંગ થાતાં રૂધીર રેલાશે, જતાં આશ્રય બહુ કષ્ટ થાશે.
આંખે પડળ કે આવ્યું અંધારૂં, સ્થિતિ સાચી હું શેં ન વિચારૂં.
નહિ, નહિ, મૂજ મુક્તિ હું માંગું, બંધે બાંધ્યું બંધુત્વ ન ત્યાગું,
બીજા પીડાયે સંસાર માંહે, કયમ શાંતિ તે મુજને સુહાએ,
બીજા દુખિઆ તે હુંજ દુખી છું, સુખી સર્વ તો હુંજ સુખી છું.
માટે મથવું તે સરવને કાજે, એજ કર્ત્તવ્ય માયરૂં છાજે,
એક નાવમાં સાથ બધાએ, સહુએ સાથ તે પાર જવાએ.
દૃઢ એજ મતી મમ થાજો, જય આતમારામનો ગાજો:



## પદ બિલાવલ.

અંતરમાં ભીતરી અલ્યા, બેઠો કોટ કરીને,
સંબંધ બાહ્યની વસ્તુ સું, લિધો સરવ હરીને ॥ ટેક.
નિમગ્ન થઇ એક નીજમાં નિત્ય મન મલકાએ,
સમજ સમજ પણ જિવન તે, પૂર્ણ સફળ ન થાએ ॥ અંતર.
કાજો કારાગ્રહ કરી કહીં, રીજે ગોંધાઇ પોતે,
પાત્રમાં અગ્નિ ગુપત રહ્યા, અંતે બુઝાય જયોતે ॥ અંતર.
પુરી રાખ્યો ઘટ પાત્રમાં, કદી સહસ્રરશ્મિ,
નથિ ઉપયોગી તે પૃથ્વિમાં, જેમ સંતાડી લક્ષ્મિ ॥ અંતર.
હું મહી સર્વ સંકોચવું, ભેદ, સ્વારથ, એ છે
ઓળખ આતમારામની, નહિં સાચી તે દે છે ॥ અંતર.

સંસાર જે તુજમાં વસે, નથી ભિન્ન તે તુંથી,
પટમાં તંતુ, તંતુ પટ મહી, ગુહ્ય રચના છે ગુંથી ॥ અંતર.
પ્રાણ અનંત પ્રવાહમાં, જીવ બિંદુ શીછળતું,
બિંદુ તે પૂર્ણ પ્રવાહથી, વેગળું શું નીકળતું. ॥ અંતર.
કોટ ને અંતર આંતરા, નાખવા સર્વ તોડી,
પ્રેમ વિસ્તારીને વિશ્વને લેવું સ્વરૂપમાં જોડી ॥ અંતર.
આતમારામ અનંત છે, તેમાં સરવ સમાયું,
સરવમાં તેમ તે ઝળકતો, એમ નિગમમાં ગાયું ॥ અંતર.
રસબસ થઇ બધું પીગળતાં, ભેદભ્રમ ટળી જાશે,
તત્વ અખંડ સ્વતંત્ર ત્યાં, એક સત્ય સુહાસે ॥ અંતર.



## પદ.

સુઝે ન મુજને કાંયરે હું તો બનિગો દિવાનો ॥ ટેક.
હર હર શંભુ, શિવ હર શંભુ, લાગી એ ધૂન સદાયરે ॥ હું.
એકજ ધારી, એજ લવારી, ઝંપે ન જીભ જરાયરે ॥ હું.
શિવ શિવ શબ્દે, શ્રવણ ગુંઝે છે, શુન્ય સુશિખરે ચડાયરે ॥ હું.
સન્મુખ જહિં તહિં, નિરખું હું શિવને, નેનમાં શિવજી સુહાયરે॥ હું.
શિવ શિવ શબ્દે અમૃત ઝરતું, સર્વાંગ પુલકીત થાયરે ॥ હું.
અકથ અનુપમ, અખુટ એ રસથી, મસ્ત ઘુમું જગમાંહ્યરે ॥ હું.
પુરણ ચિદાનંદ માંહિ નિમગ્ન, લ્હેરં લ્હેર લ્હેકાયરે ॥ હું.
છું હું દિવાનો, દાખો દિવાનો, દુનિઆ, શું દરકાર ત્યાંયરે ॥ હું.



## પદ.

હાંરે અલ્યા અલખ નિરંજન તે,
નહિં જોગી જગમાં જણાએ ॥ અલખ.
હાંરે જેની દૃષ્ટિ વિષયમાં નિમગ્ન,
ભુલ્યો ભવમાં અથડાએ ॥ અલખ.
હાંરે તે તો પરવર્યો ઉલટે પંથ,
જેનો નહિં પાર પમાએ ॥ અલખ.
હાંરે કંઇ ફળતાં પુરવનું પુણ્ય,
ભિતર નિજ વૃત્તિ વળાએ ॥ અલખ.
હાંરે એ તો પડતર છે ભૂમિ છેક,
ઊગ્યાં ઝુંડ ઝાડીનાં લહે ॥ અલખ.
હાંરે બહુ કાળથી બાઝીઆં ઝુંડ.
સમુળાં ઉખેડી નંખાએ ॥ અલખ.
હાંરે પડયા વળિ મળ પુંજ પ્રચંડ,
ખસેડવા દૃઢતા ધરાએ ॥ અલખ.
હાંરે ઘટ તિમિરમાં કષ્ટથી એમ,
મારગ નિજ શુદ્ધ કરાએ ॥ અલખ.
હાંરે તવ ગુરૂ ઉપદેશનો ઘંટ,
શુણી જીવ સાવધ થાએ ॥ અલખ.
હાંરે સદ્ બુદ્ધિનો પડતાં પ્રકાશ,
ગુહ્ય તહિં ગુપત જણાએ ॥ અલખ.
હાંરે બણિ નિડર ને કરતાં પ્રવેશ,
પરમ નુર તહિં ઉભરાએ ॥ અલખ

હાંરે શુભ ઉજવળ મુરતી રૂચીર,
ઝળળ ઝળકે મધ્ય માંહે ॥ અલખ.
હાંરે જોત જોતાં અલોપ તે થાય,
ગઈ ગુહ્ય મુરતિ તે કયાંહે ॥ અલખ.
હાંરે એક વિના નથી કંઇ અન્ય,
સ્વરૂપ સિદ્ધ આપ સુહાએ ॥ અલખ.



## પદ (જોગીઓ)

બીજ જળ માંહી ગુપત નિવાસે,
જળે અંકુરી કમળ વિકાસે ॥ ટેક.
ભેદિ જળને ઉપર તેજ આવે, ભેગી ભ્રમરનું મન હરખાવે,
જળ વણુ નહિં કમળ વિલાસે ॥ બીજ.
શ્યામ ગગને સુધાનિધી ખીલે, તેનું અમૃત ઔષધી ઝીલે,
જીવ ઝંપતાં તાપ વિનાશે ॥ બીજ.
કાળી પુરવ દિશા અંધકારી, તહિં પ્રગટે સુરજ તમહારી,
જગ ચક્ષુ એ ભાસ્કર ભાસે ॥ બીજ.
ઘટ વાદળ દળ વિકરાળાં, તહિં વિજળી કરે ચમકારા,
મેઘ વિહિન ન વિજળી પ્રકાશે ॥ બીજ.
રૂડું મંદિર તમથી છવાએ, કંઇ વસ્તુ પિછાની ન જાએ,
પ્રગટે તહિં દિપક ઉજાસે ॥ બીજ.
માયા અજ્ઞાન જહિં જહિં હોએ, તહિં ઝળહળ જયોતિ ન સ્હોએ,
જયોત ઝળકતાં ભય સહુ નાશે ॥ બીજ.

તમોમય વિટલાઇ અંધારે, જિવ ચિદને હિમ્મત તુંજ હારે,
રવિ કિરણુ ઉદય અહિં થાશે ॥ બીજ.
નિજ સ્વરૂપ ને વીર્ય વિચારે, અતી ધીરજ અંતર ધારે,
તરી તિમિર સમુદ્ર તે જાશે ॥ બીજ.



## પદ.

જો જો જિવ તું અંતર માંહે, રચના અદ્‌ભુત તહીં સુહાએ ॥ ટેક
સુરજ શશી ને ગૃહ નક્ષત્રો, તારા અગણિત ચળકે,
પૃથ્વી પાણી પાવક પ્રગટયા, પવન ગગનમાં ખળકે ॥ જો જો.
પર્વત ગુફા સાગર સરિતા, વનસ્પતિ રહી ખીલી,
કીટ પતંગો પશુ પંખિડાં, લીલા પેખ રસીલી ॥ જો જો.
વિધવિધ જાતી માનવની ત્યાં, મોહે મસ્ત ફરે છે,
અગણુ જીવ ત્યાં જન્મ પામતા, જીવો અગણુ મરે છે ॥ જો જો.
દેવ દાનવો મુનિ મહાત્મા, રૂપી અને અરૂપી,
નાનકડાં અંતરની માંહે, વિશ્વ રહ્યું છે છૂપી ॥ જો જો.
જે વ્યવહાર જણાએ તે તો, છે અંતરની છાયા,
છાયા સહુને મનાવી સાચી, નિત્ય છળે છે માયા ॥ જો જો.
બ્રહ્માંડે તેવું પિંડાંડે, પિંડાંડે બ્રહ્માંડે,
પોકારી પોકારીને એ, કહ્યું વેદના કાંડે ॥ જો જો.
સોય અગ્રના સરખું બિંદુ, ઝળકે ઝળહળ જ્યોતિ,
વિસ્તરતાં તે અનંત, સુરતિ, આપ પણું ત્યાં ખોતી ॥ જો જો.
અનેક બ્રહ્માંડો પિંડાડો, બિંદુ મહિ સમાયા,

અણુ પરમાણુ બ્રહ્માંડોમાં, ઝળહળ બિંદુ જણાયાં ॥ જો જો.
તેમજ પિંડાંડે બ્રહ્માંડો, જોતાં દર્શન થાએ,
પિંડાંડે જ્યોતિ બિંદુની, ઝળકી રહી સદાએ ॥ જો જો.
એમ વિલોકીને પોતાનું, સ્વરૂપ સાચું સમજો,
સત્વર એ સમજીને નિશદિન, નિજાનંદમાં રમજો ॥ જો જો.



## ગઝલની રાહ.

દીધું મે મન દઇ દીધું, હરી ચરણે શરણુ લીધું,
ધુણું પાદાબ્જ મધુ પાની, હવે દરકાર મને શાની.
જગતને જોઇ છે ભુંડી, નયન રંગો, ગયા ઉડી,
મોટી મતી મુજ અભિમાની, હવે દરકાર મને શાની.
સકલ સંસાર કરતા મંન, ગયું તે ને રહ્યું છે શુન્ય,
ભ્રમણુ છે સર્વ પીછાની, હવે દરકાર મને શાની.
ઉપાધી કેરૂં, કારણુ જે, સકળ ભય લાજ ધારણુ જે,
કારણુની છે ન નીશાણી, હવે દરકાર મને શાની.
કહો જગ જેમ તે ચાહે, નથી દીલ તો પછી ત્યાંહે,
જઇ કરશે શું જગવાણી, હવે દરકાર મને શાની,
હવે તે ચોર શું લૂંટશે, નથી કઈ ત્યાં કશું ખુટશે.
લીધી ફકીરી, રૂડી માની, હવે દરકાર મને શાની.
રીપુના ફેડીઆં થાણાં, નથી ઠરવાજ ઠેકાણાં.
કવણુ કરશે મને હાની, હવે દરકાર મને શાની,
જતી મુની જે સદા ગોતે, પયોધી પ્રેમનો પોતે.
પરં જે બ્રહ્મ કહે જ્ઞાની, હવે દરકાર મને શાની.

પૂરણ ભરપુર છે પ્રેમ, બીજાનો જ્યાં નથી વ્હેમ,
જુદાઇની ન એંધાણી, હવે દરકાર મને શાની,
સદા જ્યાં એક રાજે છે, સદા સુર એક ગાજે છે.
રહે ત્યાં જીવ મસ્તાની, હવે દરકાર મને શાની.



## ઝુલણા છંદ.

જિવન જીવન અલ્યા શું કરી તું રહ્યો, જિવનમાં મોહ પામી અપાર,
જિવન સાચું કિયું, સમજ તેની તને, જાણજે કે નથીરે લગાર.
જિવન જે જુઠું ત્યાં, ઝંપલાવી પડયો, હાંસભર નીશદિન ત્યાં મચ્યો છે,
કરિ કુતર્કો જુઠાં ઝાંઝવાનાં જળે, ગગનમાં મ્હેલ મોટો રચ્યો છે.
જિવન સાચું અલ્યા, આપ સમજી રહ્યો, તે નથિ જિવન પણ જાણ મર્ણ,
પંચ ભૌતિક તણા, પિંડ જડ સું જડયો, રહિત ચેતન તણું લીધું શર્ણ.
જોડું પૃથ્વી વિશે, જઇ પડયું, ઠગ વળયા, માટીના, શીગની બણિજ બિજની,
તિમિરમાં ડુલીઓ, સ્વરૂપને ભૂલિઓ, દિવશ વીતી પડી ઘોર રજની.
પૃથક પરમાણુઓ, થાય, પલટાય છે, પળ પળે પ્રકૃતિ પિંડ પુતળી.
કાળ વિકરાળ દુકાળિઓ ફાળથી, મૂકતો મૂખમાં રૂપ મસળી,
એમ મૃત્યુ અલ્યા પળ પળે થાય છે, ગાય છે રૂષિ મુની તત્વ જ્ઞાની.
મોહિ સુવર્ણ સમ આશથી ધાય છે, જોઇ પડછાયને વસ્તુ માની,
જાગૃતિ તેજ નિદ્રાખરે જાણ જે, જાણ નિદ્રા ખરી જાગૃતિ છે.
જ્ઞાન જે જાણતો તેજ અજ્ઞાન છે, થાય અજ્ઞાન તો જ્ઞાન પ્રીછે.
જિવનતો પ્રથમથી, છે અખંડિત સદા, એક સૂત્રે મણી અગણ પ્રોયાં.
સૂત્રને ત્યાગિ મન, માંડિયું મણિ મહી, ચિત્તના ગૂણ તત્કાળ ખોયા,
પરમ સૌંદર્યને પ્રેમ મય સૃષ્ટિના, વિવિધ વિલાસ બહુ સૂખદાઇ.

રમણુ કરતો હતો, પ્રથમ તે આજરે, સુપન વત કયાં ગયા છે છુપાઇ,
સ્વપ્નવત સર્વ સંસાર વ્યવહારજે, તે ખરા તુજને ખુબ લાગે.
નહિ લહે લેશ તું, સ્થીતિ જાગૃત વિશે, જે બનાવો બને તુજ આગે,
મરણુ પામ્યા વિના જિવનની જુક્તિને, જરૂર નહિ જોગવાએ જરાય.
પીંજરામાં પુર્યો હંસ પરતંત્ર છે, ગગનમાં કેમ તેથી ઉડાય,
નિર્વિકારી, નિરાકારિ આનંદમય, જિવન જે એક સર્વત્ર વ્યાપ્યું.
પૂર્ણ પવિત્ર જે પામવા પરિશ્રમે જોગિએ ચિત્ત છે નીજ થાપ્યું,
ખોયું તે ખોયુંરે, જિવન તે ખોયુંરે, જીવન જીવન હવે શું જ જલ્પે.
ગગનના નગરવત, ક્ષણિક સંસારમાં, સૂખને શોધવા વ્યર્થ તલ્પે,
ભૂલી સંસારને, સમર કિરતારને, પરમ ગુરૂ અંતરે જે વિરાજે,
તેજ સદ્બુદ્ધિના સુરજના કિરણુથી પ્રેરશે શક્તિ તુજ હીત કાજે.
ભ્રમ ભુંડા ભાગશે, નીંદથી જાગશે લાગશે નવિન અનુભવ બધારે,
ચેતરે ચેત તું મુરખ જિવડા હજી, જિવન જોવાની છે, હોંસ જ્યારે.



## પદ (રેખતો.)

જિવ આસપાસ નિહાળિને, અજ્ઞાન માંહી તું ફ્રસ્યો,
તું પૂર્ણિમાના ચંદ્રને, આ દુષ્ટ રાહુએ ગ્રસ્યો ॥ ટેક.
હું કોણુ છું? હું કોણુ છું? તે જાણુવા આતૂર તું,
બહુ શોધ માંડી તેં તથાપી, ચૂકિઓ છે ચતુર તું ॥ જિવ.
ઊંચે હિમાલય શિખર વાસી, ઉતરતો નીચે ગયો,
નવ નવી ન્યાળી ભૂમિકાઓ, મોહિ તેમાં લિન થયો ॥ જિવ.
તેમાં પ્રવેશી તું રહ્યો, આ તેજ હું છું માનતો,
હારી ઉપાધિ રાજિ થઇ, નથિ વિકારી જાણુતો ॥ જિવ.

નીચે વળી બીજું નિહાળી, ચિત અતી વિમાસતો,
આ પણ હઇશ શું હું ખરે, તેમાં પછી પ્રવેશતો ॥ જિવ.
અહિ એક ઉપર બિજીને, વળિ અન્ય પણ અહિ છે ઘણી,
એ સર્વ કારાગૃહ કઠિન, રૂપે રહી તુજને બણી ॥ જિવ.
સોપાન પંક્તિ ઉતરતાં, અંતે તું સ્થૂળમાં ઉતરે;
સહવાસથી પછિ માનતો, આ સ્થૂળ હું પોતે ખરે ॥ જિવ.
ભુલ્યો અલ્યા તું એમ ભુલ્યો, ભોંયરામાં છે પડયો,
આનંદ ધન તન કષ્ટ મનમાં, માનિ સાચું તું રડયો ॥ જિવ.
ગુણવંતિ એ ઉપાધિને, વિમાસિ જોની અંતરે,
કેવળ વિરોધી નિર્ગુણો તું, કેમ એ હોએ ખરે ॥ જિવ.
તું છાં[illegible]ને છાંડજે, સહુ છાંડજે ઉલટા ક્રમે,
ચડવા [illegible]ચે રદિ ધૈર્ય હીંમત, ખંતથી મચજે શ્રમે ॥ જિવ.
જે જો[illegible]. તે તું નથી. નહિ જોય તું તે તૂંજ છે,
કર ખોજ અંતરમાં તહીં, અદ્ભૂત જ્યોતિ પૂંજ છે ॥ જિવ



## હરીગીત છંદ.

સુંદર સલીલા, સોહ્ય, સલિતા જળ સ્વરૂપ જણાય છે,
જળમાં ક્ષણીક તરંગ અગણિત, થાય તરત સમાય છે;
વહિ જાય ચંચળ એ તરંગિણિ, સ્થિર નથી પળ એક તે,
પલટાય છે રૂપ એમ પળપળ, તોય કહિં નહિ તેજ તે. ૧
અગ્નીથી નિસર્યો ધુમ્ર કેરો, સ્તંભ ઊંચે જે ચડે,
સ્થિર કો અવસ્થા પળ નથી, ભમતી નવી ધુમ રજ વડે;

નથિ સ્તભ તેનો તેજ પણુ, તે એક રૂપ દેખાય છે,
પલટેછ પળ પળ સ્વસ્થિતી, વળિ વાયરા જે વાય છે. ૨
અતિ તિવ્ર વેગે ભ્રમણ કરતાં, નિત્ય સૂરજ મંડળે,
અવકાશના સંજોગમાં, અચળિત અવસ્થા કો કળે;
સ્થિરતા અને રૂપ એકતા, જોતાં જણાએ છે જગે,
ભ્રમણા જુડી એ જાણવી, માયા મનુષ્યોને ઠગે. ૩
જિવ જો વિચારી એમ તું, છે જિવન ચંચળ તાયરૂં,
પળ એક ઠરતી કો સ્થિતિ નહિં, લહિશ શું ત્યાં માયરૂં;
સ્થુળ શરિર જેને મોહિ મોહિ, બહુ પ્રયત્ને પોષતો,
તેની ગતી પણ એજ છે, વળિ તેમ સઘળા કોષ તો. ૪
કોનાં હવે સાચાં કહો, સ્નેહી સગાં ભંડારરે,
છે અજબ માયાનો અરે, આ ખેલ વિસ્મયકારરે;
આ જિવન તે ક્ષણિક બનાવો, એક તે જોનાર છે,
અવિનાશિ અવ્યય સતત સત્, મન બુદ્ધિથી જે પાર છે. ૫
તું ખોજ કર તે કોણ છે, છે શક્તિ શીરી તે તણી,
તે તૂંજ છે તે તૂંજ છે, શકતી અનંતોનો ધણી;
સરવે મહી તે તૂંજ વિલસે, સરવ વિલસે તૂંજમાં,
અનન્ય છે તું એક રે, નીમગ્ન થા તે હુંજમાં. ૬



## પદ.

ઉદય ઉદય લહુ, સુરજનો સામે,
નવિન જિવન સહુ, જગત આ પામે ॥ ઉદય.
સુવરણ સરખાં, કિરણ સહસ્ર, પ્રસરી વળ્યાં છે, અહિં સર્વત્રા ઉદય,

સહસ્ત્ર શીર્ષા, સહસ્ત્ર લોચન, સહસ્ત્ર બાહુ, અંતર રોચન ॥ ઉદય.
જેમ જેમ તપતું જ્યોતિ પ્રતાપી, જાગૃતિ વધતી ત્યમ જગ વ્યાપી ઉદય.
પ્રવૃત્તિ કેરા વેગી પ્રવાહે, વિસરી વિવેકને, જીવ ઘસડાએ ॥ ઉદય.
પ્રતાપ મોટા વિશ્વપતીને દર્શાવે દીવશ, સૃષ્ટિ કૃતિને ॥ ઉદય.
કર્મ પ્રવૃત્તિ બંધ પડે છે, નિવૃત્તનીશા આવી અડે છે ॥ ઉદય.
લીન નિદ્રામાં જિવ સહુ થાએ, વિસ્મૃતિ સંધે, પુરણુ છવાએ ॥ ઉદય.
વિશ્રાંતિ શાંતિને, સમય નિશા છે, જ્યોતિ શશી રૂપ શિતળ પ્રકાશે ॥ ઉદય.
સૃષ્ટિ પ્રલય ને એ ફેરે છે, ચક્ર નિરંતર એમ ફરે છે ॥ ઉદય.
અકળ લીલા તુજ સમરથ શંકર, કથન કરૂં કયમ અલ્પ હું કિંકર॥ ઉદય.
ભ્રમણુ એ ભારી, બહુ દુઃખકારી, લેજે લેજે હર, મુજને ઉગારી॥ ઉદય.



## અપરવકત્ર વૃત.

હરપદ સુખદા સદા સ્મરો, અવર બધું દુર દીલથી કરો.
સમરણુ ભુતનું ગણો વૃથા, પળ વિતિ તે નહિ થાય અન્યથા. ૧
ચપળ સમયમાં વિમોહશો, પવનસમા, વહિ કયાં તમે જશો.
વળગિ મમતમાં પ્રસંગને, સુખ દુખના નિરખો છ રંગને. ૨
સ્થિતિ નવ નવિમાં સ્વચેતના, અનુભવથી પ્રગટે પ્રકંપના,
ભુત ભવિષ દિશે સિમાવના, સમય બિજે મન કેરિ કલ્પના. ૩
નિમિષ નિમિષને ગળી જતી, નથિ ટકતી અતિ વેગની ગતી,
ક્ષણિક ઉચ્ચરતાં કહીં પળી, ગુપત ઘણી ભુતમાં ગઇ ભળી. ૪
અકળિત રૂપ એ બધે છળે, અમિત થતા બહુ જીવ ભૂતળે,
નહિ જરિ ટકતી નીમષને, સત સમજી જિવ મૂર્ખ રે બને. ૫
સમય વરતનો પછી કશો, ભુલત્રણિમાં કયમ સુતરે ફસો,

વિપત ભુતતણી વિસારવી, ભવિષ ભણી નિજ દૃષ્ટિ વાળવી. ૬
સ્વરૂપ સમયનું ખરૂં લહે, અચળ ચિતે નિત નિસ્પૃહી રહે,
મરમ ભુત તણો, જુઓ કળી, લિપિ કૃતિઓ ક્રમ માંહ્ય સાંકળી. ૭
કૃતિ ભવિષ મહી થશે યથા, અનુસરતો દિપશે સમે તથા,
મરમ પરમ એ ધરો ઉરે, અસ તતજી સતમાં રહો નુરે. ૮
વસતિ અચળના સદા જહીં, ખરૂં સત છે સમજો સદા તહીં,
ન કૃતિ, ન ગતિ ત્યાં વિનાશની, સમિ ઉરમી તહિં સર્વ શ્વાસની ૯
શિવ ચરણ સદા પ્રશાંત છે, જહિં કંઇ કર્મ તણી ન ભ્રાંત છે
નથિ ભુત હમણા નથી પછે, સમય સદા અવિકારિ એક છે. ૧૦
શરણ સુખદ એ ગ્રહો સહુ, સત સતએ નહિ અન્ય ને લહું,
જિવન ખરૂં તહીં પમાય છે. સતત અખંડિત કાળ જાય છે. ૧૧



# મન વિશે.

## પદ (બિહાગ)

મન જીતે જગ જીત, એ છે પરમ વીતનું વીત ॥ ટેક.
સમય સિમા ને સર્ગ પ્રલયનું, કારણુ ચંચળ ચીત ॥ મન.
સ્પંદન મહિંથી ઉરમી ઉછળે, વિશ્વ વ્યક્તિની રીત ॥ મન.
સ્વરૂપ ભુલી, જુડી માયામાં, ત્રિપત વેઠવી નીત ॥ મન.
મન્મથ માર્યો, થયા ન શિવજી, લીલા મંહિ મોહીત ॥ મન.
શાંતિઃ સેવન કર શિવ સમરી, ધરી આત્મામાં પ્રીત ॥ મન.



## પદ.

મનનો ગરમાળો, મહિમા મહત્વનો માનો ॥ ટેક.
મનનો મહિમા છે બહુ મોટો, જો જો મનન કરીને,
અકળ સ્વરૂપ ને ગતિ ગહન છે, સમજો ફરી ફરીને ॥ મનનો.
નાનકડું ને શુન્ય જણાતું, વિશાળ વિશ્વ સમાવે,
વિના પાંખ બ્રહ્માંડ ફરીને પળમાં પાછું આવે ॥ મનનો.
માત બને એ તાત બને ને, બને પતિ સંતાન,
સગાં સ્નેહી સંસાર બને છે, વૃક્ષ પશુ નાદાન ॥ મનનો.
મન છે બ્રહ્મા મન છે વિષ્ણુ, મન તે રૂદ્ર ભણાએ,
વિવિધ રંગના વસ્ત્ર વિચિત્રે, બહુ રૂપી પરખાએ ॥ મનનો.
શશિ સુરજ ને ગ્રહ નક્ષત્રો, પંચ તત્વ તે એ છે,
ઈંદ્રિ રહિત એ છતાં સદાએ, સકળ અનુભવ લે છે ॥ મનનો.
ઉત્પત્તિ સ્થિતિ સંહારજ, દેશ કાળ પરિમાણ,
એની સ્ફુરણા માંહી સઘળું, સમાય સર્વ નિદાન ॥ મનનો.

નર કે નારી નથી રૂપારૂપ, એ ગોરૂં એ કાળું,
જડ ચૈતન્ય ઉભયને જોડે, અદ્દભુત શક્તિવાળું ॥ મનનો.
જન્મ મરણુ ને બંધન મુક્તિ, સહુ એને આધારે,
મન તે ભિન્ન નથી આત્માથી, તેજ તરે ને તારે ॥ મનનો.



## પદ.

મન ચપળ પવન સમ ધાએ,
ફરિ ફરિ મથન હું પ્રબળ કરૂં પણુ, નહિ નવલેશ ધરાએ ॥ મન.
વિચરત વિશ્વવિધ અતિ દુર નગરે,
નવિન રંગ ને રચના રમણિક, લહિને મુખ મલકાએ ॥ મન.
વિપુલ સલિત ભય કર બહુ સાગર,
વિઘન રહિત તે સહજ ત્વરાએ, તારણુ વણુ તરિ જાએ ॥ મન.
વિજન વિપિન ગિરિ ગુપત ગવ્હરે,
પશુ જિવ જંતુ નહિ ગૈણુકારી, ફરત નિડર નિશાએ ॥ મન.
ગગન ઊંચે રવિ શશિ નક્ષત્રા,
સ્વરગ મૃત્યુ પાતાળ તેથિ પર, અવર લોકમાં જાએ ॥ મન.
ચપળ અતી ચપળા પણુ તેથી,
ધરત અધિક તે નિશદિન ગતિને, કૃતિ કદિ નહિ સમજાએ ॥ મન.
જોય સકળ સ્થળ એકજ સત્તા,
ગુપત મધુર ને ચિતહર સંધે, એકજ નાદ સુહાએ ॥ મન.
વશ વરતત મન એ સત્તાને,
પરમ શક્તિ યશ મહિમા તેના, કયમ લહું નહિ વરણાએ ॥ મન.



# सृष्टि लीला विशे.



## ગ્રીષ્મ ઋતુનું વર્ણન.

પ્રચંડ ગ્રીષ્મે તપતો રૂવિરે, પ્રસ્વેદથી વ્યાકુળતા હવિરે ॥
વસ્ત્રો અનીશેં દુખદાઇ લાગે, તેને તનેથી જન તર્ત ત્યાગે ॥
રે એક વસ્ત્રે ગભરાટ થાએ, શું પંચ કોષે જીવ ના પિડાએ ॥
કંટાળતો કોષથી સુજ્ઞ જીવ, વિમુક્ત કોષે જીવ સોહ્ય શિવ ॥
છે ચક્રવર્તિ જ્યમ કોઇ રાય, કારાગૃહે તસ્કર તે ગણાય ॥
સાચું સદા શુદ્ધ સ્વરૂપ શોધે, વસ્તુ રૂચે શું સુખ જોઇ રોધે ॥
વિરક્તિ તેથી જન નિત્ય ઇચ્છે, ના અન્ય કર્મે નિજ હીત પ્રીછે ॥
સંસારના મારગ માંહિં હીંડે, તેને સદા તાપ અપાર પીડે ॥
છે પંથ લાંબો ધરિ ધૈર્ય હામ, પાંથી પળે છે કરતો મુકામ ॥
અધ્યાત્મ માર્ગે, જ્યમ જીવ કોઈ, થોભે છ દિક્ષા સ્થળ યોગ્ય જોઇ ॥
પાંથી તૃષા પુષ્કળાથી પિડાએ, ઝંખી રહે છે જળને સદાએ ॥
પથે પ્રવાસી નહિ પાણિ પામે, તે શક્તિ હીણો થઇને વિરામે ॥
પાદે તપી છે પૃથ્વિ પ્રચંડ, છે મસ્તકે મારણ મારતંડ ॥
જ્વાળા ઉડે છે બહુ ચાર પાસે, પાંથી અરણ્યે કહિં કેમ ન્હાસે ॥
પાણી વિના પ્રાણ રખે પડેરે, જળાશયો ના નજરે જડેરે ॥
એવે રિજે છે મૃગ વારિ જોઇ, જુઠું જણાતાં વળિ આશ ખોઇ ॥
સંસારમાં જેમ અલીક આશે, જીવો વૃથા મોહિત નિત્ય ધાશે ॥

તાપો મિટે અમૃત સત્ય બોધે, ધુર્તો ગુરૂને જન વ્યર્થ શોધે ॥
આ પંચ ભૂતાત્મક પૃથ્વિ વિશે, વ્યાપીત વન્હિ જયમ એક દિશે ॥
વાયુ તણી લ્હેર નથી લગારે, વન્હી ખરે વાયુ થયો વિકારે ॥
સેવેછ પંખી ગતિહીન માળા, નિર્વિર્ય દીશે પશુ વિકરાળાં ॥
પડી રહ્યો વ્યાઘ્ર નદી કિનારે, હિંસાની ભીતી નથી લેશ ત્યાંરે ॥
ભોરીંગ રેતે થઇ શક્તિ હીણુ, પડયો ન લેખે જિવ જંતુ દીન ॥
મયૂર છે ઉપર વૃક્ષ સાખે, નીચે રહ્યો સર્પજ ભીતિ પાખે ॥

દેહો જદા દુ:ખથી ક્લાંત થાય. દુર્વૃત્તિ વેરી તવ વિસરાય ॥
જળાશયો ભેંસ સદાય સેવી, કાળી રિઝે કાદવથી પચેલી ॥
વૃક્ષો થયાં ખિન્ન ન પત્ર હાલે, જો વારિનું તત્વ જતું વરાળે ॥
કર્માય છે કુંળિ વનસ્પતિઓ, દુ:ખેથી જેવી નબળી મતિઓ ॥
આકર્ષિ લે છે રવિ તત્વ તાપે, કૃશાંગિ રૂડી સલિના વિલાપે ॥
જળાશયો કર્કશ તે કરે છે, જીવો નિવાસી તફડી મરે છે ॥
પશ્વાદી બીજાં ફરતાં નિરાશે, ચિંતા તુરાં છે શું હવેજ થાશે ॥

છે પર્વતો નિશ્ચળ ને યશસ્વિ, શોભે મહા ભવ્ય રૂપે તપસ્વિ ॥
છે હારની પાછળ હાર લાગી, ભેગું મળ્યું મંડળ હોય ત્યાગી ॥
બેઠા સીધા આસન એક વાળી, દીશે ક્રિયા દેહની સર્વ ટાળી ॥
તેને નથી બાહ્યનું ભાન લેશ. જોતાં રહ્યાં કેવળ નગ્ન વેશ ॥
ઉંડા ચીરાઓ તહીં જે જણાતા, ખાડા પડયા માંસ તને ખવાતાં ॥
ચિંતા નથી વૃક્ષ ઉગે શરીરે, કષ્ટો રૂતુનાં ન ગણે જરીરે ॥

લાંબા તપે કર્કશ દેહ હોય, શું ધુંસરૂં શ્યામ શરીર રહોય ॥
મધ્યે નભે સૂર્ય લસે પ્રતાપી, ભૂમંડળે તેજ ગયુંછ વ્યાપી ॥
તે તેજથી પર્વત વિંટળાયા, શોભે શકે ઓજ તપસ્વિ કાયા ॥

દેહે ચઢે છે પશુ બીતી છાંડી, છે આશ ચારો મળશે અગાડી ॥
ચાલે નહી જે રહિ સાવધાન, નીચે પડે છે લપસી નિદાન ॥
સાંજે સવારે રિજિ સૂર્ય એને, કરે સુવર્ણા નથિ મંન તેને ॥
ખાંધે ધરી કામળ ડાંગ હાથે, મેષો અજાનું, લઇ વૃંદ સાથે ॥
ઊંચો રબારી વન વિચરે છે, ઊભો રહે તે પશુઓ ફરે છે ॥
તટસ્થ છે અંતર્યામિ જેમ, પ્રજા સ્વતંત્ર વરતેછ તેમ ॥
ખેડુત જે ખાતર નિત્ય ઝાંખે, ક્ષેત્રે પશુને દઇ દામ રાખે ॥
બેસે નિશિથે તહિં તે નિરાંત, જાણે મળી ભેગી પશુ જમાત ॥
પ્રાણી પિડાજે અતિશેં કરે છે, પ્રભુજી તેનાં બળને હરે છે ॥
નિઃશબ્દ રૂદેથી રૂદન ઊઠે, તે શાપ રૂપે વલગેછ પૂઠે ॥
સહસ્ર રશ્મિ બહુ જે પ્રતાપી, તેને ફૂળે એમ જિવો વિલાપી ॥
ધીરે ઘટે છે રવિ તેજ હાવે, ઊંચેથી તે છેક નિચેજ આવે ॥
એ દિવ્ય મૂર્તિતણિ એ ગતા છે, શું તેની? જેની અહિં દુર્મતી છે ॥
મધ્યાન્હ મીટે રવિ ઉતરે છે, ધીરે ધીરે તાપ બધે ટળે છે ॥
ઉદયોગિ છે ગામડિઆ થકેલા, વીરામતા તે સમિસાંજ વેળા ॥
પંખી પશૂ આળસ સર્વ છાંડી, સ્વકર્મ માંહી મચતાં અગાડી ॥
સૂર્યાસ્તથી શીતળતા પ્રસારે, ઉત્સાહ વર્તે વન માંહી ભારે ॥
ગાજી ઉઠયું કાનન કલ્કલાણે, ભીની અતિ પામતી હોય જાણે ॥
વાયૂની લ્હેરો ત્યમ વાય ધીરે, શાંતિ જિવોને ઇચ્છતી શરીરે ॥
પંખી સમૂહો કલકંકિરાવે, વૃક્ષે જઇ વૃક્ષ ઘટા ગજાવે ॥
પ્રસન્ન તે શું સુરના અલાપે, ધૂણાવતાં મસ્તક તાલ આપે ॥
જ્યાં ગામનું પાદર છે રસાલ, ભેગાં મળે ત્યાં રમતાંજ બાળ ॥
છાયું તરૂ ત્યાં વડનું વિશાળ, તેની ગુંથીને વડવાઇ ડાળ ॥

કો બાળ બેસે, ગ્રહી ડાળ હાથે, શોભે ઘટા વૃક્ષની છત્ર માથે ॥
બે પાગ નીચે લટકી રહે છે, કો સોબતી તે કરથી ગ્રહે છે ॥
હીંચોળનો તે પગને ઉછાળી, કુદી દીયે છે હસી અન્ય તાળી ॥
ઊભો થયો જો ઝટ બેસનારો, ઉંચા સ્વહસ્તે, ગ્રહિ ચુસ્ત ડાળો ॥
ખોબા ભરી કો ધુળને ઉછાળે, દોડે, પડે, કો, ઉઠિ થાક ટાળે ॥
એવી રીતે સર્વ મઝા કરે છે, અંધારૂ થાતાં ઘર તે ફરે છે ॥
છે ગામનું ગોદર સુ રસાળ, ત્યાં વૃક્ષ બીજું વડનું વિશાળ ॥
ચોરો કિધો જ્યાં દીસતો રૂપાળો, આવી મળે જ્યાંહિ અનેક નાળો ॥
બ્હેકી રહી છે અરણી સુવાસે, પ્રતપ્ત વૃત્તિ સુખી તૃપ્ત થાશે ॥
ભેગા નચિંતે તહિં થાય લોક, વિસારતા ત્યાં શ્રમ કાંઇ શોક ॥
દેવાલયે નીકટ કો મળે છે, ત્યાં દેવનાં કીર્તનમાં ભળે છે ॥
પૂજારી ત્યાં આરતિને ઉતારે, ઘંટા ધુમે નોબત નાદ ભારે ॥
સુગંધ ધુપો કરપુર કેરી, સર્વત્ર ફેલાઇ રહી ભલેરી ॥
ભાવીક ભક્તો કંઇ તાળિ પાડે, વાજીત્ર બીજાં જન કો વજાડે ॥
ઊંચા સુરેથી જય દેવનો તે, ઉચ્ચારી આનંદ સ્વરૂપ પોતે ॥
એ શૂભ નાદો દુર વિસ્તરે છે, પ્રવાસીઓનાં ચીતમાં ઠરે છે ॥
તારા ઝબૂકે શશીવ્યોમ ખીલે, ઝરે અમી તે જગ સર્વ ઝીલે ॥
છે વ્યોમ ઉચે નીલ નીર્મલું રે, તારા હીરાની કણીકા ભુલું રે ॥
બૂલ્યો ખરે સાચું હવે જણાય, કો દીવ્ય શક્તી ગગને સુહાય ॥
કો ચંદ્ર મૂખી મધુરું હસે છે, અગણ્ય તારા નયનો લસે છે ॥
શાન્તિ પ્રકાશ નિલ વસ્ત્ર ધારી, આવી કૃપાળુ જીવ દુઃખ હારી ॥
આ જગતની એ જનુની કહી છે. પુત્રી રૂપે દેહ બધી રહી છે ॥
પ્રેમાર્દ્ર તે પીડ પ્રજાની જાણી, પોતે પધારી રહી વિશ્વ રાણી ॥

બુદ્ધી વળી કોમળ જ્યાં પ્રકાશે, ત્રિવિધ તાપો તહિં શાન્ત થાશે ॥
પુરાણ રામાયણની કથાએ, પ્રસન્ન ભક્તો ભજનો ગવાએ ॥
પામેછ શાન્તિ સહુ એણીપેર, નિદ્રા લીએ છે. જઇ નિજ ઘેર ॥
સાદું ભલું જીવન એ ગળાએ, ઉપાધિએ ના મનડું વિંધાએ ॥
વિશુદ્ધ વાતા વરણે વિંટેલો, ભકતીથી આમીક નથી ચુકેલો ॥
ત્યાં દિવ્ય સત્તા સઘળે પ્રકાશે, તેની છબી અંતરમાં છપાશે ॥
વ્યક્તિ બધી જ્યાં હરિ ગુણ ગાએ, નાસ્તીકતાથી નહિં ત્યાં ડરાય ॥
એ દિવ્ય વેણુ નહિં સંભળાએ. મોટાં વિલાસી નગરોની માંહે ॥

ઘોંઘાટ ભારી તહિં તો મચ્યો છે, સદાય હિંસારવ ત્યાં પચ્યો છે ॥
હોમાય જંતુ જીવ તો અનેક, ને હોમ ધુમ્રો ઘર છાય છેક ॥
દુર્ગંધ વાતા વરણે છવાઇ પવિત્ર વ્યક્તિ ઠરશે શું ત્યાંહી ॥
મોટા જનો જે નગરે વસંતા, લક્ષ્મી વડે જે જગમાં લસંતા, ॥
લક્ષ્મીની વૃદ્ધિ મહીં છેક લીન, વિચારમાં પ્રવૃત નીશદીન. ॥

ઉપાધિની ના ગણના ગણાય, છે વ્યગ્રચિત્તે સ્થિરતા ન કાંય, ॥
તે દેહને તત્વ ખરૂં પિછાણે, તેનું જુઠું જીવન સાચું માણે. ॥
ના અંતરે દૃષ્ટિ કરે કદાપી, સદા વિકારી સ્થૂળ માંહિ થાપી, ॥
તાપે પુરા તે અકળાઇ જાતા, દાસો પ્રતી તો ખુબ ખીજવાતા. ॥
પંખા તમે જોરથી ના ચલાવો, બકારતા આળસુ કેમ થાઓ, ॥
સેવે પલંગો જમિને બપોરે, નિદ્રા થતાં તે પછિ ખુબ ઘોરે. ॥
ઊંઘી ઊઠી આળસ નીજ મોડે, પાણી ભણી ચંચળ ચક્ષુ દોડે, ॥
આઇસ આઇસ કરીને પુકારે, મિશ્રીત ઠંડુ પય તે પિનારે ॥
ધીરે મિઠાં શર્બત પાન થાએ, ઝંપે ન તોએ જિવ તો જરાએ ॥
થાએ રવી ઊતરતો જહીંરે, વાડીનીં તૈયારી થતી તહીંરે ॥

છે લાડોં, ગાડી, વળિ રૂડી વાડી, શું કામ છે વાર હવે લગાડી ॥
ઝીણાં સુવાળાં પરિધાન ધારે, પત્નિ ગુંથાઇ શણગારમાંરે ॥
કેશો સમારી ફૂલથી ગુંથે છે, ચાંલ્લો કપાળે કરિને ચુંથે છે ॥
ફરી ફરી આરસીમાં જુએ છે, ચાંલ્લો તપાસી ફરિ તે લુહે છે ॥
વિલંબ થાએ બહુ એથિ પેરે, અંતે રૂડાં ભૂષણ વસ્ત્ર પ્હેરે ॥
ગાડી મહી દંપતિ તો વિરાજે, ગાડી તણા ઘંટ મધુર ગાજે ॥
વાતો મિઠી તે હસિને કરે છે, શું નેહ છુપો નયનો ઝરે છે ॥
વાડી મહી તે જઇ ઊતરે છે, સામા સહુ સેવક સંચરે છે ॥
શું બંગલાનો શણગાર શોભે, વિવીધ વસ્તુ મહિ મંન લોભે ॥
છે ટેબલો ને ખુરશી મઢેલી, ભીંતે ઉંચે છે છબિઓ જડેલી ॥
જાણે સજીવા છબિ દીસતી શું, દંપત્તિ સામે કંઇ હીસતી શું ॥
છે મૌન્ય તોએ સમજાવી સાને, પૂછે થયાં છો અમ તુલ્ય શાને? ॥
જડાત્મ તો નિશ્ચય છું અમેરે, છે પ્રાણપ્રેયા જડમાં તમેરે ॥
રાખી રૂડી ટેબલને સમારી, પુષ્પો ફળોથી લચતીજ ભારી ॥
દ્રાક્ષો લિલીના ઝુમખા રસાળ, શોભાવતી ચાંદિની ચારૂ થાળ ॥
નારંગિ, લીંબુ વળિ સંતરાએ, પાત્રો રૂપાનાં બહુ રંગિ છાએ ॥
છે ફાળસાં કેરી સુગંધવાળી, આકર્ષિ લે છે ચિતને સકાળી ॥
પુષ્પો અને પત્ર વિવીધ રંગી, દીપાવતાં ત્યાં ફુલપાત્ર ચંગી ॥
સીસા ઘણા શર્બતથી ભરેલા, છે રંગબેરંગી તહીં મુકેલા ॥
જોઇ વળે છે નર નારી તાંહી, વસ્ત્રો ઉતારે પછિ દુઃખદાઇ ॥
બાગે બધે સ્હેલ કરે ફરી તે, જોડયાં જણાએ બહુ બાહ્ય પ્રીતે ॥
લીલા તૃણો પાણિથી ઉછરેલાં, શોભી રહ્યાં કોમળ કોતરેલાં ॥
જાણે સુંવાળો ઊનનો ગલીચો, બીછાવિ શોભીત કિધો બગીચો ॥

વાંકાચુંકી ત્યાં જળનીક જાતી, છે પ્રકૃતિ સ્ત્રી તણી એક ભાતી ॥
વનસ્પતિઓ પયથી પ્રફુલ્લે, પુષ્પો ફળોના ઝુમખાજ ઝૂલે ॥
સાથે ફરે છે નર નાર ત્યાંહે, નિહાળી નેનો અતિ તૃપ્ત થાએ ॥
વૃક્ષે વળી કો વિંટલાઇ વેલી, ન્યાળે મધુરું હસિ નાર પેલી ॥
શું સ્વામિને તે સમજાવિ સાને, મુગી રહે છે મલકાતિ માને ॥
પુષ્પો સુગંધી બહુ ચિત્ત હારી, તોડી લિયે કોમળ હસ્ત નારી ॥
ભ્રાંતી મને તો મનમાં પડે છે, શું વેલિને વેલિ જઇ અડે છે ॥
સન્માન તેનું કરવા વિચારે, સ્વમસ્તકે સ્ત્રી લઇ પુષ્પ ધારે ॥
જાણે ખરી અંતરની હરીરે, જાણું અજાણ્યો નહિં હું જરીરે ॥
બેસે પછી બાગ મહી નિરાંત, છે નીજ દેહે ખરિ ખૂબ ખાંત ॥
દેશી વિદેશી બહુ રંગી છોડ, છે વૃક્ષ વેલી નથિ જેની જોડ ॥
શોભે કુંડાં રંગિત લાલ કાંઇ, બીજાં રૂપાળાં વળિ છે ચિનાઇ ॥
તેની સુપંક્તિ, દિપતી મરોડ, ઊભા રૂડા ચામર રૂપ છોડ ॥
ફળે ફુલે શોભિત વેલ વૃક્ષ, આકર્ષતાં વિવિધ વર્ણ લક્ષ ॥
વિદેશિ પુષ્પો દિસતાં રૂપાળાં, છે એક ખામી ન સુગંધવાળાં ॥
દેશી તણી છે બલિહારિ સંઘે, શું મોહકારી સ્વરૂપે સુગંધે ॥
રૂપે રૂપાળાં નહિ કોઇ રાજે, છુપા ગુણોનાં બહુ વ્યાધિ ભાંજે ॥
છે બાહ્યનું રૂપ અતિ રૂપાળું, છે તુચ્છ જો ભીતર તેનું કાળું ॥
ફુટી રહ્યા શીતળ શું ફુવારા, જાણે ઝિણી વર્ષંતિ મેઘ ધારા ॥
આવી મળે ત્યાં વળિ મિત્ર કોઈ, પ્રસન્ન થાતા રચનાજ જોઇ ॥
હોંસેથી ત્યાં શર્બત તો પિવાય, મેવા તણા સ્વાદ ભલા ચખાય ॥
વાતો મહી ત્યાં સમિ સાંજ વીતે, જમે જમાડે જનને બજીને ॥
પાછા વળે છે પછિ સર્વ ઘેર, વ્યતીત થાએ દિન એણિ પેર ॥

જૂઠી અલી એ સ્થૂળ દેહ કારી, મલીન દુર્ગંધિત ને વિકારી ॥
કેવો કિધો છે વશ તેં પતીને, સેવે સદા તે તુજ પ્રકૃતિને ॥
તે મૂઢ મોહી તુજનેજ જોએ, પોતાપણું એમ વિશેષ ખોએ ॥
શેઠાણી મોટી બણિ જાય દાસી, રાજા બને સેવક આ લિલા શી ॥
જે સ્થૂળ દેહે વળગી સદાએ, રક્ષે ધણી તે બહુધા ઉપાએ ॥
તે દેહનો આશ્રય શ્રેષ્ઠ જે છે, તેને કદી ના લવલેશ પ્રીછે ॥
તે આત્મ હત્યા કરતા નરીરે, તેની ભવિષ્યે ગતિ શું ? હરીરે ॥
આસક્ત છે લક્ષ્મિ વિશેજ જેઓ, તુને સ્મરે ક્યાં, જગ તાત તેઓ ॥

પ્રવૃત્તિમાં જે જરિ ના વિરામે, તૃષ્ણા અનંતે નવ પાર પામે ॥
તેને મળે ના અવકાશ ત્યારે, તારી ભણી દૃષ્ટિ કરેજ ક્યારે ॥
જે મ્હેનતુ વર્ગ મહી મજૂર, ચિંતાતુરા પોષણ કાજ ઊર ॥
તેને ઋતુઓ સરવે સમાન, કુટુંબનું રક્ષણ એક ધ્યાન ॥
તે તાપને લેશ નહી ગણે છે, વૃત્તિ ભુંડી આળસની હણે છે ॥
મીલો અને અન્યજ કારખાને, છે વ્યાપ્ત વન્હિ દવ જેમ રાને ॥
પ્રસ્વેદથી નીગળતા બિચારા, કામે મચે છે નિત તે અપારા ॥
પંચાગ્નિનું સેવન શું કરે છે, સ્વામી તણું હીત ચિતે ધરે છે ॥
છે અગ્નિ અગ્રે, વળિ અગ્નિ પૂઠે, છે અગ્નિ પક્ષે, શિર અગ્નિ રૂડે ॥

અગ્ની બધે એમ ભલે બળે છે, તે તો સ્વધર્મેથી નહીં ચળે છે ॥
એ ઉન્નતિ માર્ગ મહીં વધે છે, સ્વધર્મનો નીયમ એ બધે છે ॥
પ્રભુ લિલા ચિત્ર વિચિત્ર તારી, કળી શકે શું મતિ અલ્પ મારી ॥
છે વ્યક્તિ ભિન્નો ગણુતી ન થાએ, રૂપો બધામાં જડતા જણાએ ॥
સત્તા રહી એકજ સર્વ વીશે, તું અંતરે પ્રેરક એક દીશે ॥
અણુ અણુએ તુજ છે પ્રતીમા, રંગો ગુણો છે તદપી અસીમા ॥

ભૂતો તણી ભિન્ન સદા કૃતી છે, અનેક માર્ગો જિવની ગતી છે ॥
જ્યાં જ્યાં ફરી દૃષ્ટિ પ્રભુજી નાખું, ત્યાં ત્યાં બધે હું તુજનેજ દાખું ॥
જોતાં નઠારૂં કંઇ ના જણાય, છે નેષ્ટ તેમાં પણ ગુણ કાંય ॥
ચેષ્ટા બધીએ ગુણની ગણાય, ખૂબી બધા માંહિ કંઇ જણાય ॥
છે ભિન્નતા આ સહુ કેમ ત્યારે, મૂઝાય છે મસ્તક એ વિચારે ॥
તારા વિના અન્ય કશું નથીરે, અનાત્મ શું કોણ શકે કથીરે ॥
અભાવ ચૈતન્ય તણો રહેરે, જડાત્મ તેને ચતુરો કહેરે ॥
ચૈતન્ય જ્યાં ત્યાં ભરપૂર ભાસે, જડત્વ ત્યારે કહિરે સમાશે ॥
જડત્વ જુઠું નમુણું અસત્ય, કો સન્નિપાતે જયમ હોય ભ્રાંત ॥
ચૈતન્ય જ્યાં ત્યાં ભરપૂર ભાસે, સૌંદર્ય સાચું નિત ત્યાં પ્રકાશે ॥
સૌંદર્ય માંહી લિનતા થતાંરે, આનંદમાં મોહ મિટી જતારે ॥
સાચું ચિદાનંદ સ્વરૂપ મારૂં, માણ્યા પછી અન્ય કશું વિચારૂં ॥



## વર્ષાઋતુ. (મંદક્રાંતા)

## જંગલમાં જોગીરાજ.

આહા ઊંચે, ગગન સઘળું, ઘોર કાળું છવાયું;
અભ્રો કેરૂં, સબળ યુથ આ, ક્યાં થકી ભેગું ધાયું.
સૃષ્ટી સારી, તીમીરમય, ના વસ્તુ સન્મુખ સુઝે;
માયા મધ્યે મુરખ જીવડો, જેમ ના રૂપ બુઝે.
એકાંતી હું. વન વીપુલમાં, પર્ણકુટીની માંહી,
શું સંજોગો, નીત નવ નવા, આ વીલોકું હું આંહી.

વાયો વાયો, પણુ પવા શું, ખુબ આ સુસવાટે;
પાડે પાડે, તરૂવર ભલાં, કો ઘણું ઘાટ વાટે,
મોજાં મોટાં, જળનીધી વિષે, જોરથી તે ઉછાળે,
જાણે વેગે, ડુંગર અગણો, ધાય વીકાળ ક્રાળે.
ધુ ધુ શબ્દે અતુલ ભય શું, વીરતર્યું છે ખગોળે;
ઉંચે નીચે, પળ પળ જતાં, નાવ ગંભાર ડોલે.
છોળો મોટી, ભીતર પડતાં, નાવમાં વ્યાપ્યું વારી;
નાવીકાદી મનુષ બુડતાં, શું ઉઠે કીકીઆરી,
સંસારે આ જયમ વીવીધ કુ, વાયરા ખુબ વાએ;
મોટા ખોટા, અબળ જીવડા, સેહેજમાં જોખમાએ.
થાવા લાગી, ચપળ વીજળી, ઉપુરા ચાપરીરે;
નાખે છે શું, નીજ વપુ રખે, વ્યોમને એ ચીરીરે.
વસ્તુ સંધી, પ્રગટ પડતી, નીજ રૂપે ખગોળે;
વેગે વ્યાપી, ભુવન ભુવને, તેજમાં સર્વ બોળે.
આવે જાએ, પળ પળ ખરે, તેજ એ છેક ઢુંકે;
પીછાણે છે, સ્વરૂપ સુજનો, જેમ બુદ્ધી ઝબુકે.
જે ચોંકયો તે, ચતુર ચુકતો, લાભ દુર્લભ્ય ખોએ;
શુરા ધીરા, અચળ ચીતના, પામતા પાર કોએ.
ગાજે ગાજે, ગગન ધ્રુજતું, છે કડાકા ભડાકા;
બેબાકુળા, ભયભીત બણી, લોક છાંડે તડાકા.
એણીપેરે, ભવ વીપીનમાં. લોક વેણા ઘણી રે;
શાણા પોતે, શ્રવણ ધરતા, ના કદી તે ભણીરે.
ટ ગે તુટયો પુરાણુ બળથી, મેઘ અભ્રેથી તુટયો;

ઉંચાં ગીરી ધવલ શીખરે, આથડી ભેદી ફુટયો.
વેગી ધારા. ખળળ કરતી, ભુતળે ઉતરે છે;
શુષ્કો નાળાં સરવર નદી, પુષ્ટ પુરી કરે છે.
આત્માભોગે, વિપત પરની, શુણતાં તેની રાવ;
ટાળી દેવા, મથન કરવું, સાધુને છે સ્વભાવ.
ઉંચો ગીરી, ગગન અડતો, ભેદીને વાદળાંને;
મારે તેને, ફરી વળી રીસે, અભ્ર તે વાળવાને.
મોટા સાથે, વગર સમજે, ક્ષુદ્ર જે બાથ ભીડે;
ધ્રુમાવીને, નીજ વીત બધું, નીચું નીહાળી હીંડે.
પંખી ઉડા ઉડ કરી રહે, શોધતાં શર્ણ ધામ;
ગાયો આદી, કંઇક પશુઓ, મસ્ત થાતાં તમામ,
પુચ્છો ઉંચાં, શીરપર ધરી, કુદતાં નાસતાંરે.
ઝાડી ઝુંડે,, ગીરીવર ગુફા, ધુંડતાં શ્વાસતાંરે;
ઇંદ્રી પેઠે, સમય સમજી, છાંડતાં નીજ કર્મ.
શકતીહીણાં જડવત થયાં, પાળતાં મૌન્ય ધર્મ;
ગાજે ગાજે, વીજન વનમાં કેસરી ઉગ્ર જોતે;
સ્રષ્ટી મધ્યે, સબળ દીપતો શું અહંકાર પોતે.
શાંતી ઇંચે, થઇ તરત કે, શાંતી સંધે છવાઇ;
આનંદે આ, ભુતળ સઘળું, શાંત શોભેછ કાંઇ.
લીલા સંધી, ગહન શીખ શું, ના દીએ માનવીને;
કર્ત્તા કેરી, ગુણ કૃતી કથે, ભકતીભાવે દ્રવીને.
અભ્રો, વાયુ, ચપળ વીજળી, ગર્જના વારી વ્રષ્ટી;
ગીરી, ગુફા, તરૂવર, પશુ, પક્ષી આદીક સ્રષ્ટી.

દૈવી સત્તા, પ્રગટ જનને શું નહીં એ કરે છે;
શું તે ભકરી, અમીરસ નહીં, ભક્ત ઉરે ભરે છે.
જ્યાં જોઉં ત્યાં, અકળીત છુપી, વ્યાપી છે એક સત્તા;
જ્યોતી રૂપે, હૃદય ઝળકે, ના લહે તે પ્રમત્તા.
લોકો જાણે, સભય વનમાં, છું નીરાધાર છેક;
છું સર્વેનો, પણ સદીવ હું, શ્રેષ્ટ આધાર એક.
માયાની છે, અસત સરવે પંચભુતાત્મ વ્યક્તી;
આત્મા પોતે બીજ સકળનું; આદી ચૈતન્ય શક્તી.
સૃષ્ટિ સંધી, પ્રથમથી સદા, આપ માંહી સમાઇ;
સર્વ વ્યાપી, ગુપત વિલસું, એક હું સર્વ માંહી.
મારા વીના, નથી અવર કો, છે કશી બીતી મારે;
સંસારીઓ, દીસત દુખીઆ, ગાઢ અજ્ઞાનમાં રે.
જોગી જાણે, સુપનની દશા, જે અહીં જાગૃતી છે;
નીદ્રા તેને, પરમ સુખદા, જાગૃતીની સ્થિતિ છે.
લીલા સાચી, દીસત સહુ જ્યાં, બાહ્ય છે દૃષ્ટિ મારી;
પામે તે તો, વીલય બધી જ્યાં, અંતરે તે ઉતારી.
ઉઠે ત્યારે, સ્ફુરણ મહીંથી, વિશ્વની વ્યક્તિ થાએ;
થાતાં શાંતી, સ્ફુરણ સમતાં, એક અદ્વૈત છાએ.
જ્યાં સુધી રે, કરમ ભુમી આ, માનુષો દેહ ચાલે;
સૃષ્ટિ સ્થિતિ, પ્રલયની લીલા, જોઇને જીવ મ્હાલે.
જોગી જેને, સમય સરખો, છે અવીચ્છીન્ન એક;
વર્ષા આદી, ક્ષણીક રૂતુઓ, જાણુતો તે ન નેક.
મારી સ્થિતિ, કયમ કરી અરે, જીવ સંસારી જાણે;
આનંદે છે, સ્વરૂપ લીનતા, તેજ વિસ્તાર્યું માણે.

સદગુરૂનો, અકથ મહીમા, પ્રેમથી ગાઉં નીત્યે;
પાદાબ્જોને નમી નમી ધરૂં, દીવ્ય એ મૂર્તિ ચી-તે.



## શાર્દુલ વિક્રીડિત.

આહા હીમગિરી ગિરિવર તને છે ધન્ય સાચે કહું,
દેવી પૃથ્વિ શિરે સદા ઝળકતો કીરીટ તુને લહું.
ઊંચે છેક ચડી જતો ગગનમાં, સર્વાંગ છે ઉજ્વળ,
દીપે અંતરના અમુલ્ય મણિએ તેજસ્વિ ને નિર્મળ. ૧
તું દ્રષ્ટાંત રૂપે બણિ મનુશને ઉપદેશ આપે વડો,
સદગૂણિ દૃઢ ને પવિત્ર બણિને, રે ઊન્નતીમાં ચડો.
એવા તારિ કરી કદા સહજ તે, કેમે વૃથા ના જશે,
રૂડા દિવ્ય અનુભવો મનુશને કો સિદ્ધ શિઘ્રે થશે. ૨
એમાં વિસ્મય શું થવું, જિવ જરા જોની તું વિચારીને,
ક્રીડાનું સ્થળ એ વડું, રૂષિવરો દેવાદિ નિવાસિને.
રાત્રીના ભય ને પરિશ્રમ સહી, હું એક આ પર્વતે,
આવીને શિખરે લિલા લહિ બધી, ઊભો મુકી ગર્વ તે. ૩
અંધારૂં પ્રથમે બધે પ્રસરિયું છે રાત ચોપાસરે,
તારા નિર્મળ વ્યોમમાં ચળકતા, છે તેજ આભાસરે.
ભૂમી ઉજ્વળ હીમથી લસલસે, કીર્ણો મૃદુ સ્પર્શતાં,
કીર્ણો કાંઇક ધ્રુજતાં શશિ તણાં પીયૂષને વર્ષતાં. ૪
નીલા વ્યોમની છાઇ છાય, તરતુ તેમાં ઝિણું તેજરે,
છુપુ અંતરમાં પ્રવેશિ પસરે શાંતી રૂડી સ્હેજરે.

ગોળાકાર નીચે પ્રદેશ ફરતો, મધ્યે હું ઊચે રહ્યો.
શીરે ઘૂમટ ખેંચિયો ગગનનો, હીરા જડેલો લહ્યો. ૫
આ પૃથ્વી સરખી ઘણી અવનિઓ, દીપે સહસ્ત્રો ભલી,
છે પ્રત્યેક તણા અધીપ સબળા, લીલા ન જાએ કળી.
જાણે સોહ્ય સુષુપ્તિનો સમય શું, નિઃશબ્દતા વિસ્તરી,
પોતે એકજ હું રહ્યો અહિં, બધા સંસારને વિસરી. ૬
જો પૂર્વે પલટે દિશા સ્વરૂપને, ધીમે ધસે જાગૃતી,
ચિન્હો સૃષ્ટિ નવીનનાં પ્રગટતાં, થાએ છબીઓ છતી.
ફાટે શૂભ પ્રભાત છે પ્રસરતો, પારો દિગંતેજ શું,
જો તારા હિણુ તેજ સર્વ બણુતાં, શર્માઇ છુપાય શું, ૭

દીગંતે પલટાય છે પળપળે શું રંગ• રેશા ઘણી,
ગૂલાબી રૂચિરાંગિ કોમળ તનું, શું પૂર્વ દીશા બણી.
દૈવીને મૃદુ હાસ્યની સુનયના, થાતાં કંઇ સ્મર્ણરે,
ધારે શ્રેષ્ટ વખાણિયો કવિવરે, સુવર્ણનો વર્ણરે ૮

તેજસ્વી કીર્ણો સહસ્ત્ર પ્રસરે, છેટે સમંતાતરે,
સ્પેર્શે વસ્તુ સમસ્તમા રૂદયને, રંગે ભલી ભાતરે.
જોતાં મોહિ પડયો સહસ્ત્ર રશમી સ્નેહાતુરો ઊછળી,
ઓછંગે ચડિને લિયે હરખતો, આલિંગને તે રળી. ૯
દર્શાવે પ્રથમે બહુ રૂપ રવી, ક્રીડાવતી કામની,
છે પૂરૂષ સમર્થ ના વશ થશે, ભોળી ભુલે ભામની,
સુવર્ણા રસિલી રવી નિર્જં વિશે, દે છે સમાવી વળી.
જીવાત્મા મહિ જેમ કો સહજરે બુદ્ધી ગઇ છે ભળી, ૧૦
લીલા આ ચિતહારિ તારિ કહું શું, ભારી ચમત્કારી છે.

શું ગોળાર્ધ પ્રકાશતો પુરવમાં પશ્ચીમ તો કાળી છે,
નીલું વસ્ત્ર હિરામયો તન ધરી ગોળાર્ધ શું પ્રકૃતિ.
તેજસ્વી શુભ કારિ પુરૂપ બિજો, ગોળાર્ધ શોભે અતી, ૧૧
જ્યાં સુધી નથિ વ્યક્તિ એ ઉભયની, ત્યાં સુધી તીમીર છે
વસ્તુ સર્વ સૃજાય એ ઉભયથી. એ વહ્નિને નીર છે,
શોભીનાં બહુ રંગનાં કિરણ તે, પૂર્વે ગયાં છે રમી.
એ નારાયણ મૂર્તિ સૂર્ય સમિપે વૃત્તિ બધીએ સમી, ૧૨

જ્યાં વાતા વરણે રવિ કિરણનાં, તેજે તરંગો થતાં.
આવીને અથડાય કાચ સરખા, તુષારમાં ઓપતાં,
સિંધુ તેજ તણો અતિ ચળકતો, હીરા વિખેર્યા શકે.
પાદે થાય પ્રહાર તોય ગિરિ આ, ડોલે નહીં છાલકે, ૧૩
દીશે છે અવકાશ તેજમયીમાં, શું વ્યાપિ ચાપલ્યતા.
ઝીણાં કીર્ણ રવી તણાં સરવને, તે શું હશે પ્રેરતાં,
વ્યક્તી દિવ્ય અનેક શું લસલસે, ઘૂમી રહી ઉદ્યમે.
આનંદે સહુ તેજના જલધિમાં, લીલાર્થી ક્રીડા રમે. ૧૪

આહા જો નથિ અંતરિક્ષ પણ આ, રે શુન્ય કેથે જરી.
જોતાં જો ન જણાય તોય વસતી, સંધે દિશે છે ભરી,
એ છે સૂક્ષ્મ પરંતુ સૂક્ષ્મ અદકી, એથી ન કેમે હશે.
ઊંચે એમ વિચાર સિંડી ચડતાં, કયાં પાર કો પામશે, ૧૫
છે અદ્દભુત કૃતી લિલા પ્રભુ તણી, શક્તી શું એની હશે.
અજ્ઞાને અભિમાનમાં મલમતા જીવો તણું શું થશે,
સર્વે બ્રાહ્મની સૃષ્ટિથી નિસરતાં રશ્મી રૂપી કીર્ણરે.
સ્પર્શી અંતરમાં કરે રૂદયને, વીકાસતું પૂર્ણરે. ૧૬

છૂપી અંતરની છબિ પ્રગટતી, આશ્ચર્યતા શું કહું,
છાયા તે તણિ સર્વ બાહ્ય રચના, ઝાંખી ઘણેરી લહું.
પદ્મે ગૂપત બીજ જે હરિ રહ્યું, તે બીજમાં પદ્મ છે,
સૃષ્ટીના ગુહ્ય બીજમાં ત્યમ ખરે, સૃષ્ટી રહી ગુપ્ત છે. ૧૭

સર્વે સૃષ્ટિ સમાઇ જો મુજ વિશે હું શું સ્વરૂપે રહ્યો,
સોહં મંત્ર તણો વડો મરમ તે, મે તો હવે છે લહ્યો.
ઊંચે સૂરજ આવતાં તમ ટળે, ગોળાર્ધ બીજા તણું,
જ્યોતી મંડળનું હવે સહજ ત્યાં હું મધ્ય બિંદુ બણું, ૧૮

જે અજ્ઞાન તિમીર અંતર રહ્યું તે દૂર જ્યાં થાય છે.
જ્યોતી જ્યોતિ અગમ્ય શીતળ અતી સર્વત્ર સુહાય છે,
મીચી નેણ બણી તટસ્થ નિરખું, શું આ વિલોકું અહીં.
આતો સૂરજ અંતરે ઝળકતો, શું ઊતર્યો છે સહી, ૧૯

કોટી રશ્મિ પ્રકાશતાં દશ દિશા વેગે બધે ધાય છે,
ઊઘાડી નયનો ઉંચે નિરખતાં, ત્યાં સૂર્ય દેખાય છે.
છે આશ્ચર્ય અતી અરે ભુલવણી, આ શું મને થાય છે,
જોતાં અંતરમાં ફરિ રવિ તહીં, તેજસ્વિ સુહાય છે. ૨૦

જોતાં કેવળ લીન હું થઇ રહ્યો, ભૂલી બધું ભાનરે,
થાતાં જાગૃત, સ્વપ્ન નિશ્ચય હશે, થાતું અનુમાનરે.
હા! આનંદ અપૂર્વ વૈખરિ વડે, એ કેમ વર્ણાયરે,

રોમે રોમ પ્રફુલ્લ હર્ષથિ હજી સર્વાંગ કંપાયરે. ૨૧
રે હીમાલય ધન્યવાદ તુજને, આપું બહૂ વારરે.
સાચે કોઇક વીરલા સમજશે, તારો ચમત્કારરે,

પ્રાર્થું છું તુજને અનુભવ મુને, આવા ફરી આપજે.
પાદાબ્જે દિન દાસને તુજ તણી સેવા મહી થાપ જે, ૨૨



## શાર્દુલ વિક્રીડિવૃત.

### (વસંતરૂતુ.)

લીલા ને મહિમા વસંત તુજ હે, કો વીરલાઓ કળે.
વ્યક્તિ માત્ર સમસ્ત આ જગતમાં આનંદથી નીગળે,
કેવી નૂતન વસ્ત્રથી વસુમતી, શોભે નવાં જોઅને.
શ્યામા એ શણગાર શું ચળકતા, રીઝે ધરીને તને,
વૃક્ષો વેલિ નવીન રૂધિર-રસે, સર્વત્ર ખીલી રહ્યાં.
તેજસ્વિ ફળ ફુલ મંદ હસતાં, વીવીધ વર્ણે લહ્યાં,
વાતાવર્ણ મધૂર પીમળ મૃદુ, ધારે મૃદુ અંતરે.
વાયુ શીતળમંદ ગુમ હરિને લ્હાણી બધાને કરે,
ભૂરાં લાલ પિળાં અનેક વરણી, પંખી ઉડે સંગમાં,
ગાએ છે કલંકઠિ ગાન મધુરં કો મસ્ત ઉમંગમાં.
પૂંચ્છો મસ્તક ધારી કીરિટ રૂપે લાડે પશુઓ ઘણાં.
કૂદે છે કિકિઆરતાં તરૂવરે, વૃંદો કપીઓ તણાં,
મ્હાલે છે મૃગઆદિકો વન વિશે, શૈલો ધુતી પ્રસ્ત્રવે.
સર્વેને અભિલાષ શું નવ નવી, ઊરે છુપી ઉદ્દભવે.
ભૂરૂં નિર્મળ વ્યોમ જ્યોતિ જગમાં સર્વત્ર ઊછાળતું.
સિંધુ ને સરિતા સરો લઇ હસી, વાળેછ પાછું છતું,
રાત્રે કૂમુદ બંધુ પૂર્ણ ખીલતાં પીયૂષ વર્ષાવનો,

સર્વાંગે, નર નારને રસભરી, સુકાંતિ ખીલાવતો,
ભૂલે છે રિસ, માન, માનવિ સહૂ,સ્નેહે વિલાસે લચે.
ખેલે બાળક વૃંદ મસ્ત બણિને, તોફાન ભારે મચે,
ગાજે તાલ મૃદંગ ને ડફ વિણા, મસ્તાનીં ગાનો થતાં.
ગૂલાલે, અબિલે ઘટા થઇ રહી ધૂપો રૂડા વાસતા,
એણી પેર નિહાળતાં, ઉદધિ આ આનંદનો ઊછળે.
પ્રાણી માત્ર તરંગ માંહિ તરતાં, હર્ષે બિના નીગળે,
જેનાથી સહુ સર્ગ પાલન અને સંહાર દેખાય છે.
જેની શકિતતણી લિલા કૃતિ બધું સંતો સદા ગાય છે.
એ અવ્યક્ત અનંત, વિશ્વ રૂપ જે દુર્લભ્ય ધ્યાને કહ્યો,
સત્ ચિત્‌ને આનંદના સ્વરૂપથી, ભક્તીથી જાએ લહ્યો.
તે અવ્યક્તનીં એક શક્તિ પ્રગટી, આનંદની આ સહૂ,
પામું છું શુભ સદ્ય દર્શણુ અહો એની કૃપા શું કહું.



## છપ્પો.

### (પંચભૂત.)

ગગડે ઘન ગર્જન. ભયંકર કેવું ગાજે,
ખગોળ મંડળ સહિત વ્યોમ શું પડશે નીચે;
ઝબુકે ખડગ સમાન, તિક્ષ્ણ વિદ્યુત રૂપાળી,
કપટી ક્રુર કૃતાંત, કાંપતી ક્રોધે ભાળી;
આ લહિ વિક્રાળ પ્રસંગને, રૂદય થરથરી જાય છે,
વન નગર નિવાસી પ્રણિઓ, ભયભિત સહુ ગભરાય છે. ૧

વાયુ પણ બળવાન, અકળ બળ એનું દીશે,
કરતો શું સંહાર, ભરાએ તે જવ રીશે;
કરતો મોટો શબ્દ, વેગળે વેગે ધાએ,
સારૂં નરતું નહી, નિરખનો તે તો કાંએ;
કંઈ મોટાં અગણિત તરૂવરો, મરડી તોડી પાડતો,
બહુ સુંદર બરચક નગરને, સહજ મહી ઊજાડતો. ૨
જળ છે શીતળ તોય, નથી નિત શિતળ સ્વભાવે,
સિંધુ કરે ઘોંઘાટ, ઊછળતો નાવ ડુબાવે;
માલ મનુશનો ભક્ષ. કરે પણ તૃપ્ત ન થાએ,
ડુંગર સમાન તરંગ વપુ વિકાળ જણાએ;
છે નદિ તન્વાંગી પણ જદા, પૂર જોશમાં ધાય છે,
તટ તોડિ નગર વનમાં ધસી, કરિ વિનાશ ફુલાય છે. ૩
અગ્નિ અતિશય ઊગ્ર, જગતમાં છે જાણીતો,
મોટી ને વિકાળ, બ્હાર જો જિભ તાણી તો;
શું નહિ કરશે ભક્ષ. સદાએ હોય ભુખાળો,
જુનાં મોટાં નગર, તણાં ખંડિએરો ભાળો;
જળને ઠામે તે થળ અને, થળને ઠામે જળ કરે,
બળ વરૂણ અગ્નિનું ગહન છે, પુરણ માનવી કયમ કળે. ૪
સમરથ જળ વન્હિ ને, ધરા નિજ ઊરે ધારે,
ભક્ષે પર્વત દેશ, થાય મુખ વિકાસ ત્યારે;
પ્રગટ કરે પર્વતો, સમુદ્રો ઉદર સમાવે,
ધ્રુજાવે નિજ અંગ, જગતમાં ભય વર્તાવે;
સહુ પ્રાણી પર્વત ઔષધી, જળ, અચળિત તનપર વહે,
વળિ નિત્ય નિરંતર નિયમમાં, આપ અધર ફરતી રહે. ૫

અદ્ભુત શું સામર્થ્ય, રહ્યું પ્રસરી જગ માંહે,
ભિન્ન ભિન્ન બહુ રૂપી, પ્રગટ જહિં તહિં દેખાએ;
શક્તિ એક અનંત, અંશ એ સરવે તેના,
સર્વ ધર્મમાં દિવ્ય, લક્ષણો ગાયાં જેનાં;
મન વાણી બુદ્ધિથી અગમ, કોટિ સૃષ્ટિનો જે ધણી,
ભક્ત ભકનો ભાવે ભાળતા, વ્યક્ત શક્તિ તે પ્રભુ તણી. ૬



## વાટિકા.

---

### દોહરા.

અહો વાટિકા તાયરી, સાચી છે બલિહાર,
શ્રમિત જનોના તાપને તું હરતી તત્કાળ.
સજ્જન વસતા જગતમાં, નહિ પોતાને કાજ,
પરહિતમાં રહિ પ્રસન તે સેવે સર્વ સમાજ,
ધનાઢ્ય ને નિર્ધન અને, બાળક નર ને નાર.
સમાન સહુને માનતી, અમૃતની પાનાર:
ચિતહર તુજ સૌંદર્યનું, વર્ણન યોગ્ય ન થાય,
મનુશ પંખિ, જંતુ પશુ, તુજ સમિપે સહુ ધાય.
રાતા ઉજ્વળ ને બુરા, લીલા પીળા શ્યામ,
વિવિધ વર્ણનાં પંખિડાં, લે વૃક્ષે વિશ્રામ,
ભિન્ન ભિન્ન કલરવ કરે, કોમળ મધુર અપાર.
શ્રવણે નાદ સમસ્ત એ કેવો છે સુખકાર,

ભિન્ન ભિન્ન છે જાતિ ને, ભિન્ન ભિન્ન છે રંગ.
નાંનાં ને મોટાં ઘણાં તરૂવરનો છે સંગ,
જાઇ જુઇ જસવંતિ ને, ચંપો ને કલિહાર,
કરેણુ ને છે મોગરો, ગુલાબ હારો હાર.
છોડ વિદેશી શોભતા. વિવિધ રંગ ધરનાર,
છે ફુલ, ચમરી કંઇકને. શોભાનો નહિ પાર.
વિધવિધ ગુણનાં ફળ ઘણાં, બહુ રૂપ રંગ રસાળ,
લટકી મન લલચાવતાં, તરૂવર કેરી ડાળ.
કુમળાં લીલાં ઘાસનો, ગલિચો અતી વિશાળ,
ઢાંકી લે છે પૃથ્વીનું તન કાળું કંગાલ.
પુષ્ટિ દેવા પૃથ્વીને, જળના વહે પ્રવાહ,
ઉડી ફુવારા વરશતા, સમાવવાને દાહ.
રચના લીલા તાયરી, કુદરત કયમ વખણાય,
ભિન્ન ભિન્ન રસ વસ્તુને, લાવ્યો તેં જગ માંહ્ય.
દરેક વસ્તુ મહિ વસે, કંઇ લાવણ્ય સદાય,
પણ લાવણ્ય તણી અહીં, જાત અનેક જણાય.
શ્વેતે છે સૌંદર્ય પણ, છે કાળાસે કાંય,
પ્રસિદ્ધ છે આ જગ વિશે, ખટ રસનો મહિમાંય.
અહો વાટિકા તુજ વિશે, નિરખું છું હું અત્ર,
બહુ વિધ અનેકતા વડી, થઇ રહિ છે એકત્ર
થતાં સમસ્ત અનેકતા, બનશે એક સ્વરૂપ,
સંપુરણ સૌંદર્યનું, દર્શન થાય અનુપ.
અનેકતા પ્રત્યેકને, લક્ષો નહી લગાર,

બહુ અવયવની એક છે, મૂર્તિ કરો વિચાર.
એ હિતકારા મનુષને, શિક્ષા દે તું શ્રેષ્ટ,
નથી નકામી ગુણરહિત, વસ્તુ એક પણ નેષ્ટ.
એજ કારણે તું દિયે, શાંતી ને આનંદ,
ભિન્ન ભાવને જે હણે, તે સાચે સુખકંદ.
ભિન્ન ભિન્ન વૃક્ષાદિકો, અવયવ તણું રૂચીર,
જોતાં જો આ છે બણ્યું, સુંદર તુજ શરીર.
તેમ વિશ્વ સહુ સ્વરૂપરે, વિશ્વપતીનું સોય,
લીન એકમાં થઇ જતો, ભેદ ભ્રાંતિને ખોય.
ને અજ્ઞાન તીમિરને, સહજ તરીને જાય,
સાધી પરમ પુરૂષાર્થને, નિર્ભય રહે સદાય.



## સ્ત્રગ્વિણી વૃત.

## વનપ્રદેશમાં સમીસાંજ.

સૃષ્ટિ સૌંદર્યની શું બલિહારી છે, ॥
વિશ્વના નાથની શું કૃતી ન્યારી છે ॥
આવિઓ જંગલે ધૂનમાં ચાલતાં, ॥
જોઉં એકાંતમાં એકલો ન્યાળતાં. ॥ ૧
દૃષ્ટિ મર્યાદમાં દેશ વિશાળ છે, ॥
દીન વીત્યો સમીસાંજનો કાળ છે, ॥
પંખિડાંના મધૂરા તહીં નાદ છે, ॥
શીત સુગંધિ જ્યાં વાયુનો સ્વાદ છે. ॥ ૨

તૃમ છંદ્રી કરે, હોંસ ભિરે ભરે, ॥
આશ્રમોના શ્રમો સ્હેજ શિઘ્રે હરે, ॥
ગોળ ચારે દિશા વૃક્ષની હાર છે, ॥
કોટ શું વંન દેશે પ્રતીપાળ છે. ॥ ૩
કે કૃશાંગી ધરી શીર કેશાવળી, ॥
કોઇ ગુંથી રૂડાં પુષ્પથી તે વળી, ॥
એક સંપી અહીં સર્વ આવી મળી, ॥
છે ગિરી મધ્યમાં, વીંટિ તેને વળી ॥ ૪
ઉભિ પ્રદક્ષિણા કાજ એ શું સહૂ, ॥
એ ગિરીરાજનો છે મહીમા બહૂ ॥
કાચ જેવા ઝરા વારિના નીર્મળ, ॥
ઝુલની મોતિમાળા ગિરિ કંધર. ॥ ૫
કે પ્રગલ્ભા કૃશાંગી અધીરા અતી, ॥
ગીરિનાં અંગ આલિંગને રીઝતી, ॥
લેશ ગીરી તપસ્વી નહીં એ ચળે, ॥
નાર નીરાશ જ્યાં કામના ના ફળે. ॥ ૬

---

૩–૪–૫. વનને ફરતી વૃક્ષની હાર છે તે શું વનનાં રક્ષણ માટે કોટ કીધેલો હશે? કે કદાચ એમ સમજાય છે કે એ વૃક્ષો નથી પણ નાજુક પાતળી કમરવાળી સ્ત્રીઓ છે જેમાં કેટલીકો ચમરીઓ ધારણ કરે છે, કેટલીક માથાના કેશમાં ફુલો શોભાવી રહેલી છે, અને વનમાં મધ્ય ભાગે જે પર્વત આવી રહેલો છે તે પર્વતને સઘળી સ્ત્રિઓ વીંટલાઈ વળી છે, કેમકે એ પર્વતનો મહિમા ઘણો મોટો છે અને તેથી તેની પ્રદક્ષિણા કરવા તેઓ માગે છે.

ઊતરીને નીચે ચાલિ તે જાય છે, ॥
સ્વામી સમુદ્રની સન્મુખે ધાય છે, ॥
જે બપોરે બધા વીશ્વને બાળતો, ॥
જે પરિશ્વેદથી ગાત્રને ગાળતો. ॥ ૭
ભાનુ તે જેની સામું ન જોવાયરે, ॥
પશ્ચિમે તે હવે અસ્ત તો થાયરે, ॥
પીડી મધ્યાન કાળે અતી વીશ્વને, ॥
વીશ્વને વીનવે, નમ્ર કેવો બને. ॥ ૮
તપ્ત સુવર્ણનો વર્ણ તે ધારતો, ॥
કુમળાં કીર્ણ સર્વત્ર વિસ્તારતો, ॥
રંગનો સંગ તે જ્યાંહિ જ્યાંહિ અડે, ॥
રંગ્યું તે રંગથી સર્વ દૃષ્ટિ પડે. ॥ ૯
સોહ્ય તેજસ્વિ રાતાં ગિરી શીખરો, ॥
મોહિને થાય વીસ્મીત જોતાં નરો, ॥
સત્પુરૂષો તણો જેમ છે સંગરે, ॥
સેવકો પામતા તે તણો રંગરે. ॥ ૧૦

---

૫-૬-૭. પર્વતના ઉપરથી કાચના જેવા નિર્મળ [illegible]
નીચે ઉતરે છે, તે ડોકમાં લટકતી મોતીની માળા હશે પણ નહિં
નહિં, એ તો નાજુક પ્રગલ્ભા સુંદરીઓ પર્વતનું આલિંગન કરે છે,
પણ તેઓના સ્પર્શથી તપસ્વિ રૂપ પર્વત જરા ચળતો-ડગતો
નથી તેથી તે સ્ત્રિઓ નિરાશ થઇ નીચે ઉતરે છે અને પોતાના
સ્વામિ સમુદ્રની ભણી જવા માંડે છે.

૮-૯-૧૦. જે સુરજ બપોરે પ્રાણી માત્રને પરિતાપ કરે છે

સૂર્યને શું જવું લેશ રે ના ગમે, ॥
જો ઉંચો ને નિચો ધ્રૂજતો આથમે. ॥
વૃક્ષના અંતરે કીર્ણ શું નાચતાં, ॥
બાઝિ સર્વાંગને આસરો જાચતાં. ॥ ૧૧

બિંબનાં દર્શણે સ્વસ્થ હું તો ઠરૂં, ॥
ધ્યાન હું અંતરે નેત્ર મીચી ધરૂં, ॥
દિવ્ય મૂર્તિ રવી કેરી વીકાસતી, ॥
ગુપ્ત શું મૂજને વેણુ થાએ છતી. ॥ ૧૨

પ્રાણીને પ્રાણનો હુંજ દાતાર છું, ॥
વિશ્વને પૂજ્ય હું વિશ્વકીર્તાર છું, ॥
થાય ઊદે અને અસ્ત તે માયરે, ॥
માનવી મૂર્ખ શું હર્ષ શોકે કરે. ॥ ૧૩

જક્ત હીતાર્થ ના લેશ વિરામતો, ॥
સાધી કર્ત્તવ્ય આનંદ હું પામતો, ॥

---

તેની ગતિ શું થાય છે? સમિસાંજ થતાં તે નરમ થઇ જાય છે અને કુમળાં રાતાં-સોનાના જેવાં કીરણ—હાથ લંબાવીને બધાને રીજવવવાને મથે છે. એ કીરણોના રંગના સ્પર્શથી પર્વતનાં શિખરો તેવા રંગનાં થઇ રહે છે, સત્સંગનો આવો મહીમા છે.

૧૧. સૂર્યને હવે જવું ગમતૂં નથી, એ કેમ જાણ્યું ? જુઓની તે ધ્રુજે છે, ઉંચો નીચો થાય છે, અને પોતાનાં કીરણ રૂપી હાથે વૃક્ષનાં ડાળો, પાંદડાં થડ, વચમાં અંતર—ખાલી જગામાંથી પ્રવેશ કરી બાઝી પડે છે, અને જાણે યાચના કરે છે કે મને પકડી રાખો.

સોહું તેથી સદા સચ્ચિદાનંદરે, ॥
મૃત્યુ આધિન જે અન્યથા આચરે. ॥ ૧૪
નીજ કર્ત્તવ્યમાં મસ્ત સર્વે બણો, ॥
ને ફળાસક્તિની વૃત્તિ ભૂંડી હણો, ॥
વૃક્ષનાં બીજ જે માટી માંહી ગરે, ॥
જીર્ણથી ભેદિ હું તેમના અંતરે. ॥ ૧૫

ખેંચિને શક્તિઓ ગુપ્ત વિકાસતો, ॥
વૃદ્ધિ પામી બને બીજ તે વૃક્ષ તો, ॥
બીજનાં વૃક્ષ ને વૃક્ષનાં બીજરે, ॥
મૂળથી એ ક્રમે સૃષ્ટિ જો સંચરે. ॥ ૧૬

ઉન્નતિ જીવની થાય જેથી સદા, ॥
અંતરે ગુપ્ત શક્તિ ખિલે સર્વદા, ॥
તે પ્રયત્નો ખરી ખાંતથી આદરો, ॥
દુઃખદા ભેદ ભાવેથી નિત્યે ડરો. ॥ ૧૭

મુળ રૂપે સહુ થાય એકત્રરે, ॥
કાર્ય છે દૈવી એ, પુણ્ય પવિત્રરે, ॥
ઇશ્વરી કાર્યમાં રાખશો ના મણા, ॥
ઇશ્વરી ગૂણસંપન્ન તેથી ઘણા. ॥ ૧૭

એમ કલ્યાણ તો સર્વ કેરૂં થશે, ॥
જન્મ ને મર્ણના ત્રાસ તે મીટશે, ॥
પામિ વિરામ નિઃશબ્દ આ વાણીરે. ॥
ખોલિને જોઉં છું લોચનો તાણીરે. ॥ ૧૮

સૂર્ય તો કયારનો અસ્ત પામી ગયો, ॥
કૃષ્ણ વર્ણી નિશાનો સમે છે થયો, ॥
વ્યોમમાં મંદ પ્રકાશ પ્રસારકો, ॥
ભીતિ ધારી ધિરે નીકળે તારકો. ॥ ૨૦

જ્યાં પ્રતાપી પુરૂષો થતા અસ્તરે, ॥
ક્ષુદ્ર વ્યક્તિ ધસે અથ સમસ્તરે, ॥
દુષ્ટ તીમીરની થાય સત્તા જહીં, ॥
ભીતિઓ નીપને છે અનેકો તહીં, ॥
ઘોર હિંસાત્મકી શબ્દને શૂણુતાં, ॥
પાનિ પાછી કરી ધૂનમાં ધૂણુતાં. ૨૧



# વિવિધ વિષયો.

## શાર્દુલ વિક્રિડિત વૃત.

સદ્ વિદ્યા શુભ દાયિની, વિનયદા વિશારદા શારદા,
સિદ્ધિ બુદ્ધિપતી ગજાનન, મહા વિઘ્નો હરે જે સદા.
રિદ્ધિ સિદ્ધિ વિલાસ સુખ, બહુ જે સિંધુ સુના આપતી,
દુર્ગા દુર્ગતિ નાશિનિ, દુરિતના દુર્બંધ જે કાપતી.
જ્યોતી રૂપ પ્રતાપિ જે, દિનમણી તીમીર તાંહો હરે,
વિષ્ણુ વિશ્વપતી અહોનિશ સદા, સર્વેની રક્ષા કરે.
ત્રીપુરારી ઊમાપતિ ત્રિનયની, „કલ્યાણકારી હર,
થાતાં પૂર્ણ પ્રસન્ન એ, સરવને ઇચ્છીત દેજો વર.



## દુઃખનો શોક.

### પદ.

અહુજ વાંકાં તહિં રડું ભાઇ શેને,
કહિં જઇ કહું દુઃખ દિલનું હું કેને ॥ ટેક.
કરમ આગળ દુખ ફોગટ કરવું,
ધીરજથી જ્ઞાન સદા દ્રઢ ધરવું ॥ અહુજ.
ભાવિ તે કેમરે કોઇ મિટાડે,
નહિ પુણ્ય પણ કંઇ આવતું આડે ॥ અહુજ.
શું પાપ કહેવું ને પુણ્ય હવે શું,
બુદ્ધિ કહે જીવ એહ લવે શું ॥ અહુજ.

વિચાર કરૂં તવ વિપરિત લાગે,
કાર્યનું કારણ નહિ કંઇ થાગે ॥ અહજ.
સર્વનું કારણ ઇશ્વર લહેતાં,
જેમ ન ઉપડતિ સ્વચ્છંદી કહેતાં ॥ અહજ.
જાયું તે નિશ્ચય સરળ જવાનું,
સુમન ખિલ્યું પણ તે ખરવાનું ॥ અહજ.
દિલમાં દિલાસા મથી મથી લેવા,
કર્મના સરવ એ અકળિત મેવા ॥ અહજ.
કોઇ સમય પર સુખ હતું રે,
આજ વળી બહુ દુઃખ થતું રે ॥ અહજ.
સુખ દુઃખ નિશદિન દૈવને હાથે,
આવી મળે નીજ કૃત્યને સાટે ॥ અહજ.
દૈવ કૃતિ ન અગોચ્ય કથાએ,
સંદેહ જીવને વ્યરથ દુષ્ટ થાએ ॥ અહજ.
અકળિત હરિ કૃતિ રજવત્ પ્રાણી,
કેમ શકે મહા મર્મ તે જાણી ॥ અહજ.
પૂર્વનાં કર્મનું કાર્ય એ જોવું,
સાચું એ સમજી પછી શીદ રોવું ॥ અહજ.



## ઉદ્યમ.



### દોહરો.

ઉદ્યમ કરવો સર્વદા, સુખ સહુ ઉદ્યમ માંહ્ય,
કંઇ પણ જન દુખ દલણુ તે, આળસથી નહિં થાય.

વિદ્યા વણુ અજ્ઞાનના, તિમિર નહિ છેદાય,
વિદ્યા સંપાદન કદી, આળસથી નહિ થાય.
તાપ વૃષ્ટિ ને શીતળતા, જહીં તહીં યોગ્ય જણાય,
ફળ પ્રાપ્તિ વાવ્યા વિના, આળસથી નહીં થાય.
રક્ષણુ કરવા શરીરનું, લુગડાં મુખ્ય ગણાય,
વણુવાં સીવવાં તેમને, આળસથી નહીં થાય.
સરીતા પટ તરિ જાવું ને, જળ તો દુર નહિં જાય,
જળનું ઉલ્લંઘન તહીં, આળસથી નહીં થાય.
અરૂણોદયથી દીપતાં, વૃક્ષો ગીરી સુહાય,
શીખર ચડીને નિરખવું, આળસથી નહીં થાય.
અલંકારમય પદ્મિની, શશિ મુખ ખુબ ઝળકાય,
પિયુ મનરંજન તેથી પણ, આળસથી નહીં થાય.
વ્યાધીથી પીડીત જન, જો નહિ કરે ઉપાય.
દરદ ટળણુ ઔષધ વિના, આળસથી નહીં થાય.
પળ્યા વિના પરદેશ જન, નહિ કદિ યોગ્ય ઘડાય,
ઘર બેઠાં વેપાર પણુ, આળસથી નહીં થાય.
પંડીતની મૈત્રી વિના, નહિ રૂડી રીત શીખાય,
દરીદ્રતા દુખનું દળન, આળસથી નહીં થાય.
રિપુદળ આવ્યું જોરમાં, ગગન નાદથી છાય,
વિખરામણુ એ વેરીનું, આળસથી નહીં થાય.
અતિ વિકરાળાં વનમાં, સુસ્ત પડયો વન રાય,
ભક્ષણુ પ્રાપ્તિ તેહને, આળસથી નહીં થાય.
સુવર્ણ આદિ ખનિજને, મણિ મોતી સરસાય,

તેના અનુપમ ઘાટ તે, આળસથી નહીં થાય.
મુજ કીર્તિના સૂર્યમાં, ગૃહ તારા ઝંખાય,
અભિલાષા બહુ રૂડિ એ, આળસથી નહીં થાય.
રંગ મંડપે નવ નવી, શોભા અધિક રચાય,
મંડપની રચના ભલી, આળસથી નહીં થાય.
મ્હેલ મંદીરો શોભિતાં, મ્હેનતથી બંધાય,
વશ વનચર ઉપયોગનાં, આળસથી નહીં થાય.
સત્સંગતથી જ્ઞાનને, ભક્તિ મુક્તિ જન ગાય,
પણ સત્સંગત સહજમાં, આળસથી નહીં થાય.
કર્મ બિચારૂં શું કરે, એથિ ન પેટ ભરાય,
પુરૂષારથ વણુ કાંઇ પણ, આળસથી નહીં થાય.



## અપકારનો બદલો ઉપકાર.

### પદ.

શુણુ શિખ સલુણી અવગુણ કેડે, ગુણ કરતા વિરલા કહ્યા,
જન અવર ઘણા, પણ એ સમ નહિ અમુલ્ય જગમાં કો લહ્યા ॥ ટેક.
કંઇ કોઇ કદાપી ચુક કરે, સજ્જન નહિ મનમાં લેશ ધરે;
લહે ભ્રાત તણું મુળ સગપણુરે ॥ શુણુ.
અવગુણ કેડે ગુણ કરવાનો, ગુણ પશુ પખિમાં છે માનો;
જડમાં પણ છે રહેલો છાનો ॥ શુણુ.
હય બળદ હાથી ને ગાય ભણી, વરને જન નિર્દય છેક બણી;
સેવા કરતાં તે તોય ઘણી ॥ શુણુ.

જન ડાળ હણે મળ મુત્ર ભરે, વડ ગંભિર પણુ શ્રમ સરવ હરે;
કૃતિ દુષ્ટ નહી તે ચીત ધરે ॥ શુણુ.
મળ મનુષ મુકે કો સરવરમાં, પણુ સર નિર્મળ કરતું પળમાં;
સુખ શાંતિ સિંચે તેના દિલમાં ॥ શુણુ.
ચંદનનાં થડને કંઇ કાપે, પણુ પિમળ રૂડી તરૂ તો આપે;
જેથી સુખશાંતિ તન વ્યાપે ॥ શુણુ.
ગુણુ કેડે ગુણુ તો સરવ કરે, જન કરજ લિયે તે કરજ ભરે;
એમાં અચરજ નહિં ચતુર ધરે ॥ શુણુ.
અવગુણુ કેડે ગુણુ જહિં હોએ, અંતર નિર્મળ ત્યાં તો સોહે;
પ્રેમે પ્રભુ એવાને જોએ ॥ શુણુ.
શિક્ષા સાચી કહિ છે આ મેં. જે વરતે તે પ્રભુ પદ પામે,
તેની કીર્તિ ગવાએ સહુ ઠામે ॥ શુણુ.



# મરણ પાછળ શોક નહિ કરવો.

## ચોપાઈ.

મિથ્યા કરૂં હું જીવને કલેશ, નથિ ફરિ પણુ જીવ્યો લંકેશ;
દેવ દેવના દેવો ગયા, દૈત્ય રાક્ષસો નિર્મુખ થયા.
રાજા રણવીરા કુણ માત્ર, સ્થિર નથિ દીઠું વિશ્વે કો પાત્ર;
સ્થિર વસ્તુ નથિ જગમાં એક, મર્મ ભર્યો એ જ્ઞાન વિવેક.
પત્ર વાયુથી આવી પડયું, પત્ર વાયુથી ઉડી ગયું;
બગ થઇ જોવું ન પૂઠ જવાય, દુર્બિનથી જોયું ન જણાય.
જળ તરંગ ઉછાળી અંગ. જાય એહવા જતું તરંગ;
તે પણુ તે સાથે સમિ જાય, ચાલે એમાં નહિ ઉપાય.

જળ આવ્યું જળ ઉતરી જાય, એમાં શું વિસ્મય કહેવાય;
પશુ પક્ષિને નિર્જીવ જેહ. જાયું તેથિ જવાનું તેહ.
જકત નીમ વશ સહુ કો રહે, મુક્ત થવા જન મિથ્યા ચહે;
શોકે નિજ તન દમવું વ્યર્થ, પિડિત થયે શું સરશે અર્થ.

સગાં સહોદરને આપણી, કરાવવી ચિંતા શિદ ઘણી;
દુખિઆંનો ઇતિહાસે વાસ, તે લઇ તજવો શોક નિવાસ.
મરણ કારમું આ ભયકાર, એથી અધિક પણ થયાં અપાર;
જીવ હરે છે જે દાતાર, કરવો તવ શિદ કલેશ અપાર.

પ્રભુ પ્રસનતાનો એ કલેશ, જ્ઞાની કોણ કહે એ એશ;
હરી ઇચ્છાના મારગ મહી, સમ ચિન્તે સંચરવું સહી.

આડે માર્ગે જે સંચરે, અગણ વિપત તે પોતે હરે;
નાશ નથી કેશાનો અહીં, માત્ર રૂપાંતર છે જગ મહીં.
મરણ લ્હેરી નિદ્રા સુખકાર, જેમાં ચિંતા ન્હોય લગાર;
દુખ નથિ એમાં સુખ અનંત, જ્ઞાને સમજે સાધુ સંત.

સંસારી માયાથી વિરક્ત, જિવ થાએ શિદ રડિ રહું રક્ત;
બંધિખાનુ જગ અતિ વિકાળ, દેહ કોટડી ત્યાં ભયકાર.

માયા બંધન જિવ ગભરાય, એથી છુટવું ચતુરો ચાહ્ય;
પ્રભુનું વૈભવમય જ્યાં પુર, હર્ષ સુખ જ્યાં છે ભરપુર.

અહિંથી છુટી ત્યાં જઇ વસે, પ્રેમે પ્રભુની સેવા ઠસે;
ગત જનનો જીવ સુખિઓ થાય, શું જીવતાથી નહિજ ખમાય.

રડીકુટી દુખ શિદને ધરૂં, મરણ સમે અપસુકન કરૂં;
જ્ઞાન અંકુશે દાબું શોક, દેહ મદોન્મત મથું હું ફોક.

સ્નેહીનો સાંભરતાં સ્નેહ, ઉચરૂં શું દુખ થાએ જેહ;
સુખમય ભુત દુખકારી થયું, મુજ સમ કો નહિ દુખિયું લહ્યું.
વળિ કરૂં ઉતરિ રૂદય વિચા'ર, નડે દેહનો ધર્મ અપાર;
જ્ઞાન દ્દષ્ટિએ જોઉં જદા, જોઉં ન એમાંનું કંઇ કદા.
મરણુ અર્થ એમાં શું વસે, જીવ દેહથી જુદો ખસે;
નિર્જિવ દુખકારી છે તન, ફોગટ ચિંતા તેની મન.
જીવ અમર નહિ પામે નાશ, માત્ર રહે નહિ આપણુ પાસ;
વિયોગ લાંબો એ મીટશે, મળી જીવ સંધા ભેટશે.
સાથે રહેવું સમય અનંત, શોક તજીને થાવું શાંત.



## નવું વર્ષ.

### હરીગીત.

રૂડું વર્ષ ઉગ્યું આજ સહુ કો સ્વસ્તિ શબ્દ પોકારતા,
શરબત મિઠાઇ પાન સુંદર, પુષ્પ ગોટા વાટતા.
અંતઃકરણુ ભર્યું નવિન રૂધિરે, સ્નાયુ ઉછળે જોરથી,
કંઇ આશ સુખકારક પ્રકાશી, ધુમે જન બહુ શોરથી.
સહુ વાત મિથ્યા છાંડીને, પ્રભુ સ્મર્ણ કરિ હિત ચિત ધરો;
ગત વર્ષના ઘાયલ જનો, ઉત્સાહ પાછો આદરો.
ગત વર્ષના જે રંગ વિધવિધ, અભ્ર ચિત્ર રૂપે ગયા,
સુખ દુઃખ કોટી હર્ષ ચિંતા, કાળનાં પ્રાણી થયાં.
આજે નવો રવિ ઉદય થાએ, નવલ રંગ વિરાજતા,
ગત કાળનો સહુ શોક ટળિઓ, હર્ષમય સહુ છાજતા.
સહુ વાત૦ ॥ ગત વર્ષ૦ ॥

આળસ સમય હણવાની ઇચ્છા, હતિ સ્વતઃ તે સંચર્યો,
આ વિશ્વ ચૈતન રવિજ દીસે, ચપળ ને ઉદ્યમ ભર્યો.
રવિ કીર્ણ મધુરં વન ઉપવન, સીધું ભેદી પાછું ફરે,
જન નેત્ર ભીતર લલિત મનહર, ચિત્ર અનુપમ ચીતરે.
સહુ વાત૦ ॥ ગત વર્ષ૦ ॥

જન સર્વકો કલ્લોલ કરતા, ઊદ્યમે ફેરા ફરે,
કોકિલ સ્વરાં પંખી તણાં, બહુ વંદ આકાશે ચડે.
સહુ પ્રાણિઓ ગત વર્ષનાં, દુખ શોકને વિસારતા,
ઉત્સાહથી ઉદ્યમ કરો, સહુ દેવ દુત ઉચ્ચારતા.
સહુ વાત૦ ॥ ગત વર્ષ૦ ॥

ફરિ સૃષ્ટિનો પ્રારંભ આજે, લહી ભૂત વિસારજો,
નિજ દેશ હિતની વૃદ્ધિમાં, તન શ્રમ કરો ધોકારજો.
વેપાર વાધે લક્ષ્મિ લાધે, વધે વિદ્યા દેશમાં,
જન કળા ને કૌશલ્ય કૃત્યથી, ગાય કીર્તિ વિદેશમાં.
સહુ વાત૦ ॥ ગત વર્ષ૦ ॥

પુસ્તક નવીન રચાય અદકાં, થાય ખ્યાતિ દુર ગામમાં,
વિચરે તિમિર ને દેશ સુધરે, ઠરે દુષ્ટ નહિ ઠામમાં.
સારાંશ કે કવિતા રૂપે, નિજ દેશને કરવા તમે,
શોધી ઉપાયો સરસને, કરજો ફળદ આ શુભ સમે.
સહુ વાત૦ ॥ ગત વર્ષ૦ ॥

ગત વર્ષમાં ઊગ્યાં કડું ફળ, બીજ સમુળ તે બાળજો,
જે મિષ્ટ હોય છોડ તેનાં, સિંચી ઉછેરી પાળજો.

ગત વર્ષના અવગુણ સકળ, જળ માંહી ચિન્તવી જાણજો,
નિજ દેશના ઉત્કર્ષનું મુળ, શ્રમ સદા પરમાણજો.
સહુ વાત૦ ॥ ગત વર્ષ૦ ॥
આ વર્ષ જાશે લાભકારી સુકન શુભ બહુ થાય છે,
માંગલ્ય કારી વેદના બહુ સ્વર ગગન સંભળાય છે.
એ આદિ વિધવિધ સુકન સઘળે ઠામ ઠામ દેખાય છે,
આ વર્ષ કામ દુધા ફળો, આશીશ કવિજન ગાય છે.
સહુ વાત૦ ॥ ગત વર્ષ૦ ॥



## ચક્રોવિશે.

અજબ આ રચ્યો તન યંત્રરે,
ઘુમે ઘટ સોહં મંત્રરે ॥ ટેક.
સોહં સોહં મંત્ર અખંડિત, અંતરમાં જપ થાય,
નાડી સહસ્રો પ્રસરી રહીને, તેજ સ્વરૂપ સુહાય. ॥ અજબ.
ઇડા અને પિંગળા ને સુખમણા, એ ત્રણ મુખ્ય ભણાય.
શાખા અનેક તે તેથી પ્રગટતી, બહુ બળવાન કથાય ॥ અજબ.
ચંદ્ર સમાન ઇડા શું ચળકતી, પીંગળા સૂર્ય સમાન,
સૂર્ય શશી ને અગ્નિ સરીખી, સુખમણાને માન. ॥ અજબ.
આધાર પદ્મની નિકટ નિરખતાં, સુખમણાનું સ્વરૂપ,
પુરણ વિકાસિત હોય ધતુરો, તેવી તે સોહ્ય અનુપ. ॥ અજબ.
શીર શિખરપર છેક ચઢીને, વિરાજતી તે આપ,
તેની અંતર મહિ વિલસતવજ્રા, અદ્ભુત જેનો પ્રતાપ. ॥ અજબ.

એજ અખંડાનં તેજ ભયારે, વજ્રાની અંતર માંહ્ય,
પ્રણુવ પ્રકાશીક ચિત્રિણી ચળકે, જેનો ગહન મહિમાય. ॥ અજપ.
ચિત્રિણી મધ્યે બ્રહ્મ નાડીનો, ખીલી રહ્યો સુપ્રકાશ,
આનંદ આપતી અમૃત ઝરતી, જોગીની પુરતી આશ. ॥ અજપ.
એમ એ ચિત્રિણી, ચક્ર કઇંકને, ભેદીને શિર્ષે જાય,
જાણે સરસ્વતિ ઉલટી વહે છે, નાદ મધુર સંભળાય. ॥ અજપ.
આધાર ચક્રનું સ્થાન ગુદામેં, વિસ્તરી પાંખડી ચાર.
વંશંષંસં બીજ રહ્યાં છે, પાંખડીમાં નિરધાર ॥ અજપ.
ચતુર્માત્રા, રક્તવરણુ ને, દેવ દીપે ગણુનાથ.
શક્તિ તે સિદ્ધિ ને બુદ્ધિ રહી છે, મૂષક વાહન સાથ. ॥ અજપ.
છે તહિં વાયુ અપાન વરતતો, જાણ્ વળી આનંદ,
ગોગાનંદ વળી વીરાનંદ, છે તહીં પરાનંદ. ॥ અજપ.
અજપા જાપ છસેં, ઘડી એક, ઉપર પલ ચાળીશ,
સંબંધ પૃથ્વી તત્ત્વ સું એને, ડાકિની શક્તિ કહીશ. ॥ અજપ.
રે શુભ અંતર શક્તિ તણું તે, છે મુળ મૂળાધાર.
ઉન્નતિ ક્રમમાં પહેલું પગથિયું, સાધકને નિરધાર ॥ અજપ.
તેના અધીપ અતી બળવંતા, દેવ ગણેશ ગણાય,
શુભ અશુભ સહુ કર્મ મહી તે, તેથી પ્રથમ પૂજાય. ॥ અજપ.
એ મુળ ચક્રનો જય કરનારો સર્વ વિદ્યાનો જાણુ,
કુશળ કાવ્ય મહી તે, થાશે, જગ મહી શ્રેષ્ટ વખાણુ, ॥ અજપ.

---

ખટ પાંખડીનું ચક્ર બીજું છે, સુંદર સ્વાધિષ્ટાન,
વંભંમંયંરંલં બીજો, વર્ણ છે પીત સમાન. ॥ અજપ.

દેવતા તેના બ્રહ્મા વિરાજે, સાવિત્રિ શકિત સુહાય.
પુલ્લિંગ ઉપર સ્થાન રહ્યું છે, પૂર્ણ રજો ગુણ છાય. ॥ અજપ.
હંસ તણું છે વાહન એમાં શોભીત છે સ્થૂળ દેહ,
જાગૃત સ્થીતી, વૈખરી વાચા પૃથ્વીનું તત્વ છે તેહ ॥ અજપ.
એક ઘડીકા ને પળ ચાળીશ, ખટ હજારનો જાપ.
દર્શણ કરિ લે, વાસ વસે છે, વરણ રૂપી તહિં આપ ॥ અજપ.
વિકાર અહંકાર આદિ છ, પામત અહિંજ વિનાશ.
મોહ રહિત ઉત્તમ યોગીનો, રૂડો ફળે અભ્યાસ. ॥ અજપ.
શરદ રૂતુના ચંદ્ર સરીખો, છે વંકેરો પ્રકાશ.
નીલ કમળ સમ રાકિની દેવી. અંતર કરતી નિવાસ ॥ અજપ.
અહિંજ સમિપમાં કુંડળીનીને, નીરખ સર્પાકાર,
પૂર્ણ અધોમુખ, ધુમ્ર કળાની, રકત વરણની અપાર ॥ અજપ.
સુહાય સાડા ત્રણ આંટીથી, નિદ્રા અવસ્થા માંહ્ય,
જાગૃત કરવા જેને મથે છે, હોંસથી યોગી સદાય ॥ અજપ.
સહસ્ત્ર દળની કર્ણિકા મધ્યે, પેશી પરમ શિવ સંગ,
પામીને અમૃત વૃષ્ટિ તણો ત્યાં આણતી શુભ પ્રસંગ ॥ અજપ.
અજ દેવતા ને બ્રહ્મ રૂપી છે, છે એ ઘણી બળવાન
તે બ્રહ્મ રંધ્ર સુધી વિસ્તરતાં, ગુંજતી ભ્રમર સમાન ॥ અજપ.

---

નાભિ મંડળમાં ચક્ર મણીપુર, છે અભ્ર સરખું નીલ,
દશ દળ તેનાં સુંદર ખીલે, રીજે નિરખતાં દીલ ॥ અજપ.
છે ડંઢંણંતંથંદંધં, નંપંફં, તે બીજ,

લક્ષ્મિ સહિત શ્રી વિષ્ણુ વિરાજત, ગરૂડનું વાહન નીજ ॥ અજબ.
વાયુ રૂપી ને સ્વપ્ન અવસ્થા. યંત્ર ત્રિકોણુ જણાય,
સોળ ઘડી પળ છેંતાળિશમાં, જપ છ હજાર જપાય ॥ અજબ.
સમર્થ સંહાર પાલન માંહી, પ્રામીને ઉત્તમ જ્ઞાન,
સોહં મંત્રને જપતો જોગી, પામે બધે સન્માન ॥ અજબ.
ઓચે અનાહત ચક્રવક્રુરે, રાજતું રૂદય સ્થાન,
કેવું પ્રકાશીત તે અતિ સુંદર. બંધુક પુષ્પ સમાન ॥ અજબ.
ક થી તે ઠ સુધી અક્ષર શિરપર, ધારી અનુસ્વર બાર,
પાંખડી બારની મધ્યે દિપે છે, બીજ રૂપે શુભકાર ॥ અજબ.
પ્રાણ વાયુનુ ધુમ્ર મંડળ તે અંતરમાં બળવાન,
દેવતા રૂદ્ર ને ઊમિયા શક્તિ, વર્ણ શશાંક સમાન ॥ અજબ.
નંદિ વાહન ને સુષુપ્તિ અવસ્થા, ત્યાંહી તમો ગુણ છાય,
સાલોક મુક્તિ પ્રદાઇ ભુમિ એ, સામધ્વની સંભળાય ॥ અજબ.
છેક ભિતરમાં, વમળ સરખું જળ હળ જ્યોતિલિંગ,
શુદ્ધ સુવર્ણ સમાન સુહાએ, ભવ ભય કરતું ભંગ ॥ અજબ.
સોળ ઘડી પળ છેંતાળીશમાં, જપ છ હજાર જપાય
પ્રસિદ્ધ વિશ્વ વિશે બહુ એનો, ષટ્કોણુ યંત્ર ભણાય ॥ અજબ.

---

વિશુદ્ધ ચક્ર તે સોળ કળાનું, વિલસે કંઠ સ્થાન,
જિવ દેવતા ને વિરાટરૂપી, શક્તિ અવિધા માન ॥ અજબ.
અ આ ઇ ઈ ઉ ઊ ઋ ૠ, ઌ ૡ એ ઐ ભાઇ,
ઓ ઔ અં અઃ સોળ એ સ્વરો, પાંખડી સોળ સુહાઇ ॥ અજબ.
ધુમ્ર વરણુ ને વાયુ વાહન છે, જાણુ અથર્વણુ વેદ,
જવાળા કળા ને તુર્યા અવસ્થા, સમજજો સઘળો ભેદ ॥ અજબ.

પ્રાપ્તિ તે સાયુજ મુક્તિ તણીરે, ભૂમિકા એ કરનાર,
બે ઘટિકા ને છ પળ અહિં છે, જપ પણ એક હજાર ॥ અજબ.
પંચ વદનને દશ ભુજ ધારી, શોભીત ત્રણ લોચંન,
વ્યાઘ્રાંબર ધર ગિરિજા સંગે, શિવજી અહીં શોભંન ॥ અજબ.
જયકરતા એ ચક્ર તણોરે, સુંદર છે જોગીશ,
ઇંદ્રિય જીત પર કાય પ્રવેશે, કુશળ તે જાણીશ ॥ અજબ.

---

આજ્ઞા ચક્ર રહ્યું ભ્રુમધ્યે, ચંદ્ર કિરણ સમ તેજ,
પાંખડી બે ત્યાં પ્રગટ પડી છે, હંક્ષં છે બિજ બેજ ॥ અજબ.
ખટ મસ્તકની દેવી અંતરમાં, હાકીની જેનું નામ,
વીણા પુસ્તક માળા કરમાં, શોભાવતી શુભ ધામ ॥ અજબ.
વિદ્યુતવત તહિં વિલસિ રહ્યું છે, શિવલિંગ તેની મધ્ય
ઓંકારનું તે ચિન્હ અનુપમ, જોઉં પ્રકાશિત શુદ્ધ ॥ અજબ.
એજ સુશોભિત આજ્ઞા ચક્રે, દર્શણ મનનાં થાય,
ભ્રુમધ્યથી પણ સહજ ઊંચે ત્યાં, બુદ્ધિનું ધામ સુહાય ॥ અજબ.
બુદ્ધિની ઉપર અર્ધ શશીનું ચિન્હ કરે ચળકાર,
ઊંચે સહજ પણ તે થકી બિંદુ, દર્શાવે અર્ધ મકાર ॥ અજબ.
તહિં પણ શિવજી વિરાજી રહ્યા છે, શશિ સમ શિતળ પ્રકાશ,
યોગી અતીશય રંજન થાએ, થાય સફળ સહુ આશ ॥ અજબ.
દેવતા અગ્નિ ચક્ર તણા છે, શક્તિ સુષુમ્ણા સમર્થ,
પ્રજ્ઞા અવસ્થા, અનુપમ વાચા, સિદ્ધ પરમ ત્યાં અર્થ ॥ અજબ.
બે ઘટિકા ને છ પળ ઉપર, અક્ષર અહિ ચાળીશ,
અજપા જપની સાચી ગણતરી, એક હજાર ગણીશ ॥ અજબ.

ઉત્તમ વક્તા ઉત્તમ જ્ઞાની, ત્રિલોક દર્શી શાંત,
રોગ ને શોક રહિત, સહુનું હિત, કરનાર છે નિર્ભ્રાંત ॥ અજબ.

---

શોભે શિખા મંડળની સમીપે, સહસ્ત્ર દળનું સ્થાન,
કોટિક સૂર્યના તેજથી અદકાં. તેજનું તેજ નિધાન ॥ અજબ.
દેવ સદાશિવ આપ વિરાજે, રૂષિવર પાસ વિરાટ,
છે મુળ માયા શકિત પોતે, સોહં વેદનો પાઠ ॥ અજબ.
ઊંચી અવસ્થા વિજ્ઞાન કેરી, ગાજે અનુપમ વાચ,
તત્વાતીત ને બીજનું વાહન, બિંદુ લહી દિલ રાચ ॥ અજબ.
ભિતર માંહી ત્રિકોણુ ઝળકતો, કો કહે વિષ્ણુ ધામ,
શિવ નિવાસ કરે અહિં એવું, સિદ્ધ કહેછ તમામ ॥ અજબ.
હરીહર પદ ને દેવી સ્થાન, એજ બધે વખાણાય,
દ્વૈત વિલાસી મટી હર ગૌરી, નામજ એનું ભણાય ॥ અજબ.
પ્રકૃતિ પુરૂષ રૂપ વળીરે, માને મુની જન કોઇ,
નામ ને રૂપ દિશે જુજવાં પણ, તત્વ રહ્યું એક સોહી ॥ અજબ.
અરૂણ ઉદયના વર્ણ સરીખું, ચંદ્રનું છે દર્શન,
તેજરવિ બાર શશી સમ મધ્યે, નિર્વાણુ પદ શોભંન ॥ અજબ.
બ્રહ્મ સ્થાન રહ્યું નિર્વાણે, કંઇક ભણે છે હંસ,
કેવળ મુકત અહીં જીવ થાએ, મોહ થતા વિધ્વંસ ॥ અજબ.
બે ઘટિકાને, છ પળ ત્યાં છે, જપ પણ એક હજાર,
શુદ્ધ સ્વરૂપે આત્મા શોભે, જળહળ નીરાકાર ॥ અજબ.

---

ચક્ર ઘણાં પણ મુખ્ય કહ્યા એ, નથિ મહિમાનો પાર,
સંકલના સરવેની તપાસો, રચના વિચિત્ર અપાર ॥ અજબ.
નાદ ઘુમે ઘટ સરવની મધ્યે, ગુપ્ત સ્વભાવિક નિત્ય,
શ્રવણ દઇને સાંભળી લેતાં, સાધક થાય પુનીત ॥ અજબ.
મર્મ તે મનમાં માણી લિયોરે, એક અખંડીત ધાર,
રાત દિવશ ઉપદેશ દિયે એ, જિવને પરમ શુભકાર ॥ અજબ.
શ્વાસ સકાર પુરે અંતરમાં, હુથી નિસરતો બહાર,
સઃ તે તે ને હં તે હું છું, થાય ગુપત ઉચ્ચાર ॥ અજબ.
ગુરૂ પ્રસાદે સુખમણામાં, ક્રમ પલટે વિપરીત,
હંસઃ હંસઃ મંત્ર તણો જપ, જીવ જપેછ ખચીત ॥ અજબ.
આધાર આદિ ચક્ર તણારે, ગણપતિ આદિ દેવ,
મંત્ર સમર્પણ તેહને કરવા, જપ જપતાં તતખેવ ॥ અજબ.
સોહં સોહં એમ નિરંતર, અંતર માંહ્ય પુરાય,
સોહં મંત્ર પરમ હિતકારી, શુદ્ધ જપોની સદાય ॥ અજબ.
પ્રત્યેક ચક્રનું સોહં ભાવે, પ્રીતે કરી પૂંજન,
સોપાન પંક્તિથી એમ પરમ પદ, પામશે અંશીજન ॥ અજબ.
આનંદ અનહદ વ્યાપી રહે ને, ભય સહુ થાએ ભસ્મ,
એક અખંડીત મુળ જ્યોતિમાં જ્યોતિ થશેજ નિમગ્ન ॥ અજબ.



## ઝુલણા છંદ.

માતું સહ ભાગ્ય મુજ, બંધુ સ્નેહિ સગાં આજ કિરપા કરીને પધાર્યા,
ઉદ્ભવે પૂર્ણ સંતોષ મુજ અંતરે, દર્શણે લોભિયાં નેન ઠાર્યાં.

આપરા છે નમસ્કાર છેલ્લા હવે, સજ્જનો સર્વ લેજો સ્વિકારી,
હોય જે બોલ્યું ચાલ્યું કરો તે ક્ષમા, વીનતી એજ છે છેલ્લિ મારી.
પરમ ચૈતન્ય કાળજ તણું તે સમો, પ્રવિણ, પવિત્ર, સુપુત્ર જેષ્ટ,
શક્તિ લિધો કરીને મુને તે ગયો, સર્વ આશા તણું કેંદ્ર શ્રેષ્ટ.
પ્રાણથી પ્યારી મુજ પુત્રિઓ પણ મુને, મુકી ટટળાવતી ગઈછે ચાલી,
પરમ પ્રેમાળ મુજ પત્નિ પણ પરવરી, રાત દીશે મુને ઘોર કાળી.
આવઓ સનિપ છે સમય સુખદાઇ આ, દુષ્ટ વિયોગનું દુઃખ જાશે,
જાણી જલદી હવે, ભેટું સહુને મળી, સઘ સંયોગનું સુખ થાશે.
જાશું ભાઇ અમે, જાશું અહિંથી અમે, સમય પ્રયાણનો જોઇ સામે,
શ્રી ગુરૂદેવના અનુચરો આવિયા, જાશું નિશ્ચય હવે અવર ધામે.
ભુતળ ઉપર બધું કાર્ય પુરૂં થયું, નિજ પરિધાન અહિંના તજીશું,
અવર પરદેશને જે અનુકુળ કહ્યાં, વસ્ત્ર તે તો હવે રે સજીશું.
બહુ ગયા છે વિતિ, યુગના યુગરે, સાચું પીતા તણું ધામ છોડે,
યાત્રિઓ દેશ વિદેશમાં ભટકતાં, ફરિ કરિને નવા વેશ જોડે.
શ્રી ગુરૂદેવના સુખદ પદ પંકજે, પ્રીતથી સેવશું રે સદાએ,
થાય તેની કૃપા તો પિતા પુત્રનો, શાંતિદા અચળ સંયોગ થાએ.
સ્નેહ વિસ્તારિઓ મુજને સહુ તમે, માનુ આભાર મોટો તમારો,
એમ સંબંધ જે ઘટ અતિ જોડિઓ, કો ભવે તે નથી છુટનારો,
ફરિ ફરિ ભવિષમાં સર્વ મળશું ખરે, માનજો મારૂં હું કહુંછ સાચું,
હાલ થાનાર વિયોગ તે અલ્પ છે, શોચ કરશો નહીં એજ જાચું.
સ્નેહ સાચો સદા દૈવિ છે સમજજો, ઇશ્વરી તત્વનું તેજ એ છે,
ઇશ્વરી અંશ જે અંતરે આતમા, પ્રેમનું સ્વરૂપ તે વિલસે છે.
તત્વ તે નિર્વિકારી અવિનાશિ છે, પ્રેમ તેથી અવિનાશિ જાણો,
જીવનું તેજ આકર્ષતું જીવને, સ્થૂળને નથિજ દેખાં પ્રમાણો.

શું થયું સ્થૂળ અદૃશ્ય જો થાય તો, સ્થૂળ તે તો નથી જીવ પોતે,
દેહ પરિધાન પલટાય જુનું થતાં, દેહિને વિશ્વમાં સંત ગોતે.
હું છઉં, છો તમે, નથિજ કોઇ નથી, અહિં તહિં સર્વદા સર્વ ઠામે,
સરવ સંયોગ વિયોગ છે ભ્રમણુરે, ભ્રમણુ એ માત્ર છે રૂપ નામે.
રૂપ ક્યાં સર્વદા એક સરખું હતું, બાલ્ય જોબન અને આ સ્થિતીરે,
નામ પાડયું હતે બીજું જો ભાઇ તો, હોત આ નામની શી ગતીરે.
પોપટો પુરીઆ, પીંજરા માંહિ તે, પીંજરાને કદિ પરહરે છે.
પામી સ્વતંત્રતા દેશ વિદેશમાં, મન રૂચે ત્યાંહિ તે સંચરે છે.
ચર્મ ચક્ષુ વડે નહિં મને નિરખશો, લેશ તેથી થશો મા નિરાશ,
સૂક્ષ્મ દૃષ્ટિ વડે નિરખશો જો તમે, તો મને નિરખશો નીજ પાસ.
સત્ય પરમાતમા, સત્ય છે આતમા, સત્ય છે ધર્મ ને સત્ય પંથ,
સત્ય છે સતત આશ્રય સહુ વિશ્વનો, ઊચરે ધર્મના પૂજ્ય ગ્રંથ.
સત્યને સેવજો, એક દ્રઢતા થકી, સત્યને છોડશો નહિં કદાપી,
પ્રાણી માત્રો પ્રતિ પ્રેમ વિસ્તારજો, દ્વેષ ને ક્લેશ કુસંપ કાપી.
સર્વનાં અંતરે, તત્વ એકજ લસે, અવરનું હીત જાણો સ્વહીત,
છેલ્લી આ શીખ મુજ પાળતાં કીર્તિ, ને, શ્રેયને લાભશો થઇ પુનીત.
કષ્ટકારી ભવાબ્ધી ભયાનક બહુ, ક્ષણિક મોજાં મહા ઊછળે છે,
છુટવા ઇચ્છતા તેથિ ધીમંત રે, અગણુ જિવડા જહિં ટળવળે છે.
સાંપડયો સમિપમાં એજ પ્રસંગ શુભ, ઊર ઊછળોછ આનંદ મારે.
સત્ય વાવેકથી ચિત્ત વિચારજો, કલેશ કરવો ઘટે નહિં તમારે.
કલેશ તમને થતાં, અધિક મુજને થશે, માર્ગમાં વિઘ્ન વિલંબકારી,
ધૈર્યને ધારિને, શાંતિને સેવજો, ગત ભણી શુભ ઇચ્છા પ્રસારી.
ભજન ગાજો ભલાં ભજન ગવડાવજો, ઝાંઝ કિરતાલ વાજે ભલેરી,
નાદ વિમાનથી ત્વરિત ઊંચે ગતી, ગગન માંહી થશે જીવ કેરી.

એજ કર્ત્તવ્ય છે, સ્નેહિઓ સહુ તણુ, શોક છાંડી તમે એજ કરજો,
છે નમસ્કાર મુજ, છે નમસ્કારરે, સ્નેહિને સ્નેહથી કંઇક સ્મરજો.



## લગ્ન પ્રસંગે વર કન્યાને આશિશ વચન.



### શ્રી સદાશિવ પ્રસન્નો સ્તુઃ

### સ્ત્રગ્વિણી વૃત.

શ્રી ગુરૂદેવ સાક્ષાત છો દેવરે.
ભક્તિ પાદાબ્જની કલેશ ચિંતા હરે;
લગ્ન આ તે મહીમા તમારો વદે.
છે નમસ્કાર સાષ્ટાંગ આ શ્રીપદે;



### શાર્દુલ વિક્રિડિત વૃત.

દૈવી સ્ફાટિક રત્ન મંડિત રૂડા કૈલાસ શોભાવતા,
જેના ચર્ણ સરોજ સૂર અસુરો વંદી કૃતાર્થો થતા.
જેના વૈભવ ને વિલાસ કથને શક્તિ હિણા શારદા,
તે શ્રી સાંબ ઉમાપતિ શિવ હજો કલ્યાણકારી સદા. ૧
જેવાં પુરૂષ પ્રકૃતિ વિજયને પામે સુસંબંધથી,
રાધા માધવ જુગ્મ રૂપ જગમાં જોડયાં સદાસ્નેહથી.
સાથે કામ રતી સદા ત્રિભુવને કર્તવ્યથી વીલસે,
દીપો તેમ સદાય દંપતિ તમે સંસારમાં સુયશે. ૨

બુદ્ધિ શ્રેષ્ઠ વિચાર વીમલ વડા વૃદ્ધિ સદા પામજો,
સુ દૃષ્ટાંત રૂપી જગે તમ તણાં થાજો બધાં કામજો.
રિદ્ધિ સિદ્ધિ સમૃદ્ધિ વૈભવ અને ઉંચા વિલાસો લહો,
આધિ વ્યાધિ ઉપાધિ સર્વ ટળતાં, દીર્ઘાયુ સુખી રહો. ૩
મધ્યે જેમ જળાશયે કમળ છે નીરે ન લેપાયરે,
શોભાવે સરને અને ચિત હરે, ને આપ શોભે ખરે.
ઊંચે દ્રષ્ટિ શશી ભણી પિયુષને, પ્રીતે પિયે તે સદા,
(તેમ) સંસારે રહિ ચંદ્ર શેખર તણી, પામો કૃપા સર્વદા. ૪
* * નાં લગન આ શંભુ કૃપાએ થતાં.
નાદો હર્ષ તણાં બધે ગગનમાં ચારે દિશા ગાજતા,
રક્ષો ઉભયને સદાશિવ સદા, આનંદમાં રાખજો.
હેતુ જન્મ તણા કરો સફળરે, અસ્તુ સહુ ભાખજો. ૫



## બિસેંટમાતાની આરતી.

જય જય વસંત દેવી, જય જય શ્રી માતા,
ભવ્ય શુદ્ધ તેજરવિ, છબિ તુજ વિખ્યાતા ॥ જયજય શ્રી માતા.
ભારતવાસી સમસ્ત નિરખે અતિ કોડે,
પ્રણામોં પાદારવિંદે, હસ્ત ઉભય જોડે ॥ જય.
દેહ વિદેશી મધ્યે, ભારત જીવ ઝળકે,
જયમ સ્ફટિક મૂર્તિમાં, સુરજ કિરણ ચળકે ॥ જય.
ધર્મ, જ્ઞાન, ને સત્ય, કરૂણા કોમળતા,
પરહિત, પ્રેમ. નિડરતા, આભૂષણ લસતાં ॥ જય.

* આ સ્થાને વરકન્યાનાં નામો ઉમેરી લેવા.

ભારત ભૂમિ દિવ્ય, શુભ મહિમાવાળી,
નિર્ગન, નિર્ધન નિગડિત, નિદ્રિત, નિહાળી ॥ જય.
કંપિત રૂદયે તેની, વારે તું ધાઇ,
આત્મ યજ્ઞ આરંભ્યો, અપૂર્વ જગ માંહી ॥ જય.
કર્મ યોગિની દેવી, ભૂતળ તું ઉતરી,
અરૂણોદય દેખાએ, જાગૃતિ રહિ પ્રસરી ॥ જય.
ઉત્સાહ મધુરા પૂરતા, ઘંટો વાજે છે,
સુગંધ પ્રસરી શબ્દો, જય જય ગાજે છે ॥ જય.
ભારત રક્ષક રૂષિની, પ્રતિનિધિ તું આવી,
ઝળ હળ ઝળકિત હાવે, નિશ્ચય છે ભાવી ॥ જય.
ધન્ય ધન્ય માતુશ્રી, દીર્ઘાયુષી હજો,
તુજ ઇચ્છા ને પરિશ્રમ, સત્વર સફળ થજો ॥ જય.

---

## દેવી બીસેન્ટની વર્ષગાંઠને દીવસે વંચાયલી કવિતા.

---

### ગીતિવૃત્ત.

દિવ્ય અલૌકિક મૂર્તી, તિવ્ર તિમિરહર વિમળ શશીવરણી,
દિવ્ય મધુર આલાપે, ચપળ ચિત્તને સુખ શાંતી કરણી.
દુષ્ટ અવિદ્યા તનુજો, દુર્ગુણ અસુરો સબળ ત્રાસકારી,
વિદારી તેનાં બળને, કુટિલ કળીના હરત કલેશકારી.
અભય લસે કર કમળે, હૃદય કમળની સુવાસ વિસ્તરતી,
જીવ ભ્રમર દુર ભમતા, ધાએ ભાવે થતાં ઉદય સુમતી.

જનમ મરણ ભય હારિણી, ભવજળ તારિણી. કૃપાળુ વરદાઇ.
પરહિત વિમળ વિહારિણી, જીવહિત કારિણી પવિત્ર જગમાઈ.
પ્રતિદિન ઉજ્વળ કીર્તી, અધિક અધિક વિસ્તરે જગતમાંહી,
ધારણ કરવા ધરણી, પરમ તેજ એ અશક્ત શરમાઇ.
દીગંતને ભેદીને, પાર જઇને પ્રકાશનો મહીમા,
વિલોકતાં વિસ્મય થઇ, મહન જનોને જણાય નહી સીમા.
ઉજ્વળ ચળકિત વસ્ત્રો, વિજળી ચમકી, છુપિ શું હરખાયે,
દિવ્ય અમુલ્ય ગુણોનાં આભુષણથી સ્વરૂપ સુહાએ.
ધવલ પુષ્પના હારો, ચંચળ પરિમળ સદાય પ્રસરાવે.
ઉચરે ઝીણા સ્વરથી, અંતર પરિમળ અધીક છુપાવે.
ધવળ હિમગીરી કાંતિ, યશના સ્પર્શે રૂડી વીશેષ લસે,
અસત્ય, સંશય ત્રાસી, શોધે છાના સ્થળો તીમીર વીસે.
વસંતવત્ સુખદાઇ, નામ મધુર પણ વસંત છે ધારી.
સરસ્વતી શું પોતે, ઉત્તરી પૃથ્વી તળે, અશુભહારી.
અગણ જીવોને એણે, ઉગારિ લીધા કુડી કૃતિ કરતા,
આંખ આપી અંધોને, સન્માર્ગે છે કીધા સુખે ફરતા.
જીવન પ્રવાહ સુધારે, નિવારતી તે ભુંડા ત્રિવિધ તાપ,
ઓળખ આપ સ્વરૂપની, જીવન હેતુ બતાવતી આપ.
બિજ વિદ્યાનાં વેર્યાં, સંસ્થા વિધવિધ નવીન કરી ઉલાસે,
અંકુરી છોડ થયા છે, નિરખે સુજનો હરખ ભર્યા આશે.
દુષ્ટ દ્વેષ ઇર્ષાને નિંદાને પણ લેશ ન ગણકારી,
નિજ કર્તવ્યે મચિને, સમાન દ્રષ્ટી સદાય દ્રઢ ધારી.

મૃતવત આર્ય ભુમિને, પુનરપિ સજીવન તુજવણુ કોણુ કરે,
શોભે શ્રેષ્ટ સુધર્મે, ધર્મ ભ્રષ્ટતાતણું તું કષ્ટ હરે.
હે ગુરૂદેવ દયાનીધી, પરમગુરૂ હે જગતૃતણા નાથ,
પ્રણમીને સાષ્ટાંગે, માગું વિનયે જુગલ જોડી હાથ,
શ્રી આનન્દ દેવીનો, મહિમા રવિ સમ સદા વિજય પામો.
ધર્મ ધ્વજા ફરફરતાં, જન હિતકારી સફળ થજો કામો.
નિત્ય નિરોગી રાખી, પ્રીતે રક્ષણ સદાય સહુ કરજો,
દીર્ઘાયુ શાંતીપદ, આપી એનાં વિધન સકળ હરજો.



## બાળકને આશીષ.

---

### કાવ્યછંદ અથવા રોલાવૃત.

ભાયગ શાળી દીસે, મિત્ર બાળક તું મારા,
મળ્યો માનવી દેહ, ફળ્યાં છે સુકૃત તારાં;
સદ્ વિદ્યાને પ્રાપ્ત, કરીને સમ આચરજો,
હણી સ્વાર્થની મતિ, પરાયાં દુઃખને હરજો.—૧
સમજી નિજ કર્તવ્ય, ચળિત નહીં તેથી થાતો,
રીઝજો પ્રેમ પીયુષ, પ્રાણી માત્રાને પાતો;
કરજો નિજ કલ્યાણ, જીવનનો હેતુ સાધી,
રહો તુજથી દૂર, આધિ, વ્યાધિ ઉપાધિ.—૨
કિર્ત્તી ઉજવળ વિમળ, જગતૃમાં તુજ વિસ્તરજો
આશા સઘળી શુભ, સદાએ તારી ફળજો;

સુખ સંપત આયુષ, પ્રભુ સંપૂરણ આપો,
રક્ષણ કર, કર અભય, અચળ તુજ મસ્તક થાપો—૩

## ખેડુત વિષે.

### રોળાવૃત.

રે ખેડુત તું ખરે, જગતનો તાત ગણાયો,
આ સઘળો સંસાર, પાળતો તુંજ જણાયો;
કપાસ ફળફુલ ઘાસ, ધાન્યને તું નિપજાવે,
અન્ન ખાય સહુ જીવ, ધરે જન વસ્ત્રો ભાવે.—૧
સહે તાપ વરસાદ, વળી બહુ મેહનત કરતો,
રહે શરીરે લઠ્ઠ, સદા સંતોષે ફરતો;
ઉત્તમ ખેતી ખરે, વળી તે પર ઉપકારી,
ખરી ખંતથી દીએ, જગતને શીખ તું સારી.—૨

### ભુજંગી છંદ.

તુને ધન્ય છે ધન્ય છે ખેતીકાર, કરે જકતને તું મહા ઉપકાર,
કરે માત પૃથ્વીની સેવા અપાર, સદા રક્ષનો પુત્ર તું સ્નેહકાર. ૧
કરી અંગનાં મર્દને રાજી થાતો, જનૂની અભિમાનથી નિત્ય માતો,
વડાં વૃક્ષને ચોકિદારો કિધા છે, બધે વાડના કોટ ઘેરી લિધાછે. ૨
મુકી વેલિ સાહેલિ સેવા નિમિ-તે, વધાવેછ જે પૂજને પુષ્પ પ્રીતે,
ઘટાદાર વિશાળ છે વૃક્ષ છત્ર, રહી ચામરો ચમ્મરો શોભિ તત્ર. ૩

બણ્યા વીંજણા વૃક્ષનાં પત્ર તાંહી, અતી રીજતા, વાંસ તો ગાનગાઇ,
સહૂ જકતની એ જનૂની તણીરે, પ્રતીનીધિ સેવા કરે તું ધણીરે. ૪
સહે તું તૃષા શીત ને તાપ ભારે, તપશ્ચર્ય એ કાજ તું દેહ ધારે,
તને ને મને ને ધને સેવોઆઇ, કૃપા તેની સંપૂર્ણ ઇચ્છે સદાઇ ૫
વિપત્તી શિઆળાની મીટાડવાને, ઊંચે ન્યાળતો સૂર્યને પ્રાર્થવાને,
અતી તાપથી માત જ્યારે પિડાય, જુએ ચિન્હ કેવો રિજે મેધરાય. ૬
રૂડાં ખાતરે ઊદરે પુષ્ટિ આપે, ભુંડાં ખૂંપરા દૂખદા તૂંજ કાપે,
પછી મેધ જ્યાં પૃથ્વિને પાણિ પાએ, વસુધા વપુએ ખિલેલી સુહાએ. ૭
તુને હર્ષ તે અંતરે ઉછળે છે, બહૂ ધાન્ય તું માતને રે ધરે છે,
રસીલું હવે વંન વીશાળ દીશે, ઘટા અભ્રની છાઇ છે વ્યોમ વીશે. ૮
ઉભો મધ્ય માંહી વને તું સુહાએ, શિરે ઘૂમટે વ્યોમ શું છત્ર છાએ,
પ્રકાશે બધું વીજળીની છટાથી, ઉડે ગર્જના મેધની સુ ઘટાથી. ૯
નચિંતે જુએ વીજળીના ઝપાટા, તુને વાયુના વાય વેગી સપાટા,
તુને ધન્ય ઊંચે વદે દેવતાઓ, પિતા જકતનો તારૂં કલ્યાણ થાઓ.૧૦
બધે અન્ન ને વસ્ત્ર તે તૂંજ આપે, વળી ઔષધી વિશ્વના વ્યાધિ કાપે,
ત્રુટયા દેવતા વૃષ્ટિ ધારાથી તારો, અરે થાય છે જો અભિષેક ન્યારો.૧૧
રીજ્યા દેવતા ધૈર્ય તું ધાર મંન, જનૂની હવે થાય નિશ્ચે પ્રસન્ન,
કરે પૂર્ણ ઇચ્છા બધી તાયરી તે, સ્વિકારી ખરી તેંજ સેવા કરી તે.૧૨
સહૂ પ્રાણિને એક આધાર તારો, લહે મૂર્ખ તુને નિચો ને નઠારો,
દિયે શીખ તે તૂજ પ્રત્યેક કૃત્ય, ન જાણેજ તે માનવી છે અસત્ય.૧૩
કૃષીકાર આ દેહ ભૂમી તું એમ, રૂડાં કર્મથી સેવના રાખ નેમ,
સ્વધર્મે નિતી પાળનાં માર્ગ જાશે, થશે તૂજ કલ્યાણ બુદ્ધી પ્રકાશે.૧૪



# દેવી બેસંટ માટે પ્રભુ પ્રાર્થના.

## શાર્દુલ વિક્રિડિત.

શ્રી નરસિંહ સમર્થ વામન અને પરશુતણા ધારક,
કૌશલ્યા સુત રામ ગોકુળપતી સદ્ધર્મ ઉદ્ધારક;
જેને પ્રાણ પ્રિયા સમી લહિ તમે રે પૂર્વથી પાળી છે.
પાદામ્બ્જે વક્ષ સ્થળે ધરી વડી જેની પિડા ટાળી છે.
કાંતીમંત, પવિત્ર, પાવન કરી, ને પૂણ્યશાળી કરી,
જેની ઉજવળ કીર્તિ વિશ્વ નિખિલે દીગંતમાં વિસ્તરી;
જેનાં રમ્ય નદી તૃટો વન રૂડાં, ને ગીરી ને કંદરો,
ભક્તિ ભાવથી તેથી સેવન કરી રીજે તપસ્વિ નરો.
દેવો, સિદ્ધ, રૂષી જહિં નિવસતાં અદ્યાપિ એ કારણે,
સ્થાપી ભારત ભૂમિ તે પ્રભુ તમે સદ્ધર્મ વિસ્તારણે;
જ્યાં મધ્યાન રવી તણી ઝળહળી જ્યોતી પ્રતાપી અતી,
વ્યાપ્યું તાંદ્ર તિમિર, મૂર્છિત પડી તે, કાળની શું કૃતિ.
પાછી જાગ્રત ને સતેજ કરવા ખાંતે પ્રયત્નો કરે,
માતા દેવિ વસંત દિવ્ય સ્વરૂપી, કો શક્તિ સોહે ખરે:
સાષ્ટાંગે તમ પાદપંકજ મહી કોટી પ્રણામો કરી,
સાચા અંતર ભાવથી વિનવિને માગું અમે શ્રી હરી.
ભારત વર્ષ હિતે સમર્પણ કિધું જેણે સદા જીવન,
દીશે મોકલ્યો વ્યક્તિ કો તમ તણી સદ્ લક્ષણે સંપન;
રક્ષા એની કરો, સદા વિઘનને સંકષ્ટને કાપજો,
દીર્ઘાયુષ, અરોગિતા જય બધાં કાર્યો વિશે આપજો.



## ભક્તિ માટે પ્રાર્થના.

### પદ (દેશ)

પ્રભુ મુને ભક્તિ પ્રસારોરે,
અતી ઉજ્વળ વિમળ તમારી ॥ પ્રભુ.
જહિં શ્રુતિ સ્મૃતિની આસક્તિ અતીરે,
મુને મુક્તિદા એહ વિસ્તારોરે ॥ અતી.
કુકર્મથી કાળાસ થકી આ,
મુજ કાયા છવાઇ સુધારોરે ॥ અતી.
અંતર શ્યામ તિમિરમય દીશે,
શુભ ગુણમય હરિ તે દિપાવોરે ॥ અતી.
ભકતી વિનાનો જનમ ભુંડો છે,
હરી મુને કાંઇ દયા દિલ ધારોરે ॥ અતી.



### પદ.

આનંદ ઊગ્યો હો, અંતરમાં જોતાં,
અદભૂત ભાસે હો, ઉપાધીઓ ખોતાં;
ઇંદ્રીઓ સરવેરે, કરમ રહિત થંભી,
ટળ્યું છે તનનુંરે, ભાન દુખદ દંભી.
અસત જગ કેરૂંરે, રૂપ તે લોપ થયું,
રવી કેરા પ્રતાપેરે, ધુમર જેમ ઉડી ગયું;
બંધન તે ત્રુટયાં હો, નિર્ગુણ નિજ સોહે,
ત્રિકાળ તણો તવ રે, પુરણ લય તહિં હોએ.

અંતર તે ખિલતાંરે. વિશાળ થતું જાએ,
અનંત તે અંતે હો, સરવ વ્યાપક છાએ;
ઝળહળ જ્યોતી હો, સ્વયં પ્રકાશે છે.
કંઇ આનંદ ઊર્મિરે, વિમળ વિલાસે છે.
નથી કોઇ દૃષ્ટારે, અવર બીજું કાંઇ,
નિરંતર એકજરે, તત્વ રહ્યું છાઇ;
અનુભવ એવોરે, ખરી લહું તે મુક્તી,
કંઇ સંત તે જાણેરે. અવર જુદી ભક્તી.



## શશિકળા વૃત.

હરિ હરિ હરિ નિશદિન જપ જિવરે,
વ્યરથ અવર લહિ તર ભવ જળરે.
જનમ જગત મહિ ધરિ હિત વિસરે,
ભવિની ગતિ નવ વસિ તુજ ચિતરે.
કરિશ કરિશ કરિ દિન નિરગમતો,
ક્ષિતિતળ સમય ન પળ પણ ટકતો.
ભવિષ ન તુજ વશ, સમજ મુરખરે,
છળ મય જગ રૂપ લહિ ન હરખરે.
ગગન કુસુમ કદિ શુભ નવ કરશે,
જલધિ મથન વણ મણિ નવ મળશે.
પળ પળ પવન નિકટ વહિ ઉચરે,
વિમળ મતિથિ હરિ દુખહર ભજરે.

કુમતિધર તુજ લહિ અતિ રવ કરતો,
વ્યરથ ઉપળ પર ધન ખુબ ઝરતો.
ક્ષણિક શરિર સુખ થકી દિલ લલચે,
ગગન વરણુ વત તરક અતિ રચે.
જમદુત નિશદિન તુજ શિર તલપે,
બક સમ અવસર લહિ ઝટ ઝડપે.
સરસ સમય ગત ફરિ નહિં મળશે,
મુરખ ચપળ ચિત ખલુ તુજ છળશે.
ગતિ તુજ તન તણિ દિન દિન ઘટશે,
શ્રમ વણ નવ ઘર મન મળ મટશે.
પ્રબળ મથન નથિ અખિલજ દયનું.
કશું ફળ સિધ તવ સહજ સમયનું.
અખિલ જગત હરિ ગુણુ ઉચરે,
શ્રવણુ અહર નિશ કરિ ધર રતિરે.
"નિશિ ભય ભરિ અતિ વિતિ સુખમહિરે.
સમર સમર જન ભુવન પતિ હરે".
ઉચરિ વિહગ શુભ, જગ સહુ જગવે,
સ્તવતિ સરિત હરિ હલુ હલુ સુરવે.
ગભિર ઉદધિ અતિ ભજનથિ ઉછળે,
ક્ષિતિધર હરિ દૂર પ્રતિ સુર ઉચરે.
કવણુ નિપુણુ જન નિજ હિત ન કરે,
સમજ સમજ કેમ નિજ હિત તું અરે.
અદભુત વિભુ કૃતિ અવધિ વિહિન તે,
મનુજ જનમ પણુ પુરણુ નહિ કળે.

સફળ સમય ?ર જનમ સુધરશે,
ભવ ભય દુખકર સહુ તવ ટળશે.



## પદ.

અંતર તું નીજ ખોલ, મનવા, અંતર તું નીજ ખોલ,
હાંરે ત્યાં તો ઝળકતી જ્યોત અમોલ ॥ મનવા.
અંતર ખોલ્યા વણ નવ મળશે, ઘટમાં ઘાલ્યો ગોળ ॥ મનવા.
અમૃત ફળનો સ્વાદ ચહે તો, નાખ ઉઝરડી છોલ ॥ મનવા.
રાખોડીના આવરણુ માંહી, છુપિ ચિંણગારી ગોળ ॥ મનવા.
જો વિંજતાં રાખોડિ વિખરતાં, ઝગકે જ્યોત અમોલ ॥ મનવા.
વિસ્તરતાં તે સઘ સહજમાં, પુરશે સઘળું ખગોળ ॥ મનવા.
ગુપત ગુંજતો ધ્વનિ મુળથી તે, ધુમશે ઘટ જયમ ઢોલ ॥ મનવા.
અનુભવ એ અંતરમાં થાતાં, નિજ આનંદે ડોલ ॥ મનવા.



## ઇંદ્રવજ્ર.

માયા મયા આ ભ્રમણા ભરેલો, કલ્પીત કોટી રચના રચેલો,
તેમાં ફસાયો જિવડો બિચારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥ ૧
છે કર્મને આધિન વિશ્વ સર્વ, નિષ્કર્મતાનો લહું વ્યર્થ ગર્વ,
કર્મે વહે છે વ્યવહાર સારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥ ૨
છે બીજ કર્મો સહુ બંધનોનું, જીવીત તે સ્થાવર જંગમોનું,
સિંધુ વિશાળે ન જણાય આરો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥ ૩
કર્મો વિકર્મો ઉછળે તરંગ, જયાં ભવ્ય નાવો કંઇ થાય ભંગ,
મેઘે નિશાયે ન જણાય તારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥ ૪

છે વાસના ભાર અપાર બાંધ્યો, તે છાંડવાનો ન ઉપાય સાધ્યો,
ખોટા કરૂં પાર જવા વિચારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥ ૫
મિથ્યાભિમાને જિંવડો તણાએ, સામર્થ્ય પોતાનું બધું મનાએ,
છે દુષ્ટ એ દૈત્ય ભુલાવનારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥ ૬
જોતાં અવસ્થા ત્રણ જાગૃતાદી, તેમાં છળો કર્મ તણો પ્રમાદી,
અજ્ઞાન એવું દુખદા નિવારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥ ૭
કર્મો ત્રિગૂણો મહિં અંકુરે છે, વ્યષ્ટિ જીવાત્મા વશ કર્મને છે,
કર્મેથિ ત્યારે બનુ કેમ ન્યારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥ ૮
જે મૂળથી ઉત્પન સર્વ કોય, જેથી સદા પાલન નાશ હોય,
તે કર્મનો યંત્ર ચલાવનારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥ ૯
આ પંચભૂતી જડ દેહ જોતે, મૃત્યુ પછી કર્મ કરેછ પોતે,
તત્વે ભળે છે છુટિ તત્વ બારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥૧૦
કર્મો બધા તે પ્રલયે સમે છે, તેનાથિ સર્વે અણુઓ રમે છે,
બીજો ઉગે જ્યાં ફરિ વૃષ્ટિ વારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥૧૧
કર્તવ્ય છે કર્મ મુને સદાએ, તે ઇશ્વરે અર્પણ નિત્ય થાએ,
એ સન્મતી અંતરમાં ઉતારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥૧૨
કર્મો તણાં કો ફળની સ્પૃહાઓ, મને કદાપી નવ લેશ થાઓ,
બુદ્ધિ અહંતા તણિ સર્વ ટાળો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥૧૩
ચર્ણારવિંદે ધરિ શુભ ભક્તી, કુવાસનાથી નમિ માગું મુક્તી,
માયા પ્રભુ ભક્ત ભણી પ્રસારો, સંસાર દુઃખોથિ હરી ઉગારો ॥૧૪



## ભુજંગી.

સદાએ હું આધીન છું નાથ તૂને,
ગમે તે હજો તેની ચિંતા ન મૂને.

જુઠો વેશ તે આરવો શીદ મારે,
પરંહીત તે માયરૂં કેમ સારે.
જટા જૂટ ને મૂચ્છ ગુંછાળ દાડી,
વધારૂં નહીં જંગલે ધાડી ઝાડી.
બનુ નગ્ન ના છેક હું લાજ છાંડી,
શરીરે બધે રાખ હોંસે લગાડી.
ધરૂં ચીપિઓ હું ન હાથે અગાડી,
વળે શું બધે ઘેર જો ભીખ માંડી.

બણું મુંડ હું માથું તે ના મુંડાવી,
જવું કયાંહિ સ્નેહી સગાંને રડાવી.
તને ઓઢું ના ગેરૂએ વસ્ત્ર રંગી,
કરૂં વાંસનો દંડ ના નિત્ય સંગી.
પડયો આપ સંસાર સંગ્રામ આવી,
ખસું પીઠ શું વિશ્વને રે બતાવી.
જીતું કર્મને એમ શું રે ચુકાવી,
બણું ગોગિ શું. જાઉં શું એમ ફાવી.
ભુલી મર્મ જે નીજ કર્ત્તવ્ય ચૂકે.
અહીં તે તણી પેઢિ દેવાળું ફુંકે,
બણે નર્કનો તે અધિકારિ કાંઇ.
ખરા યોગની એ મળે જોગવાઇ,
અહી જાણવું કર્મ ભૂમીનોં માંહે.
વિના ભોગવે કર્મથી ના છુટાએ,
લહું દેહ પોતાનોં ગુણે ધડીરે.

મુકયું કર્મ છે રોમ રોમે જડીરે,
નહીં જાય એ દેહ છૂટી પડીરે.
અરે મુક્તિ સાધન એ છે વડીરે.
વહે વિશ્વ નાખીલ કર્મ પ્રવાહે.
થયું સર્વ ત્યાં. ને થશે તેજ તાંહે,
પછી વિશ્વનો જીવ કયાં કર્મ ત્યાગે.
વિના ત્યાગ ને યોગ છે મુક્તિ આઘે,
કરૂં કર્મ હું નીજ કર્ત્તવ્ય જાણી.
વિના લેશ તે કર્મમાં રાગ આણી,
રહું નિસ્પૃહી તે ફળે છો ગમે તે.
તજું ત્યાં અહંભાવ નિત્યે દમે જે,
જગત્કર્મનો જેમ હેતુ સધાએ.
વહી ધર્મ હું તેમ વર્તું સદાએ,
સહૂ કાર્ય અર્પું તને ઇશ નિત્યે.
ધરૂં તૂજ ચર્ણાંબુજે ચિત્ત પ્રીતે,
ખરી એજ સેવા કરૂં એજ સેવા.
વહું યોગ એ સત્ય દેવાધિદેવા,
બધાં બંધનો કર્મના કષ્ટકારી.
કરે દૂર એ યોગ કલ્યાણકારી,
નહી જાણું બીજું, ન હું જાણું બીજું.
રહી તૂજ આધીનતા માંહિ રીઝું,
ઉતારે મુને પાર એ માર્ગ તું તો.
કરૂં પ્રાર્થના એ કૃપાનાથ હું તો.

પદ.

કરૂં તુજ આરાધન, ઓ પ્રભુજી કરૂં ॥ ટેક.
ભક્ત મળી ભેગા કરિએ તુજ.
એક ચિત્ત ચિંતન ॥ ઓ.
સત્ય જ્ઞાન બળ પ્રેમ દયાનું,
તેજ સ્વરૂપ સંપન્ન ॥ ઓ.
જન્મ તણો હેતુ સિદ્ધ કરવા.
શોધે સહુ સાધન ॥ ઓ.
મથિએ મથિએ તુજ ઇચ્છાનું,
કરવા પ્રતિપાલન ॥ ઓ.
બળ બુદ્ધિ દ્રઢ આગ્રહ દઇને.
કર શુભ ગુણ સંપન્ન ॥ ઓ.
તિમિર નિવારી નયન પ્રફુલ્લ કર.
પાર પડું ભવવન ॥ ઓ.
નિત્ય નિયંતા ત્રિભુવનમાં તું,
પરમગુરૂ ભગવન્ન ॥ ઓ.
નામું નામું શીર ચરણમાં,
અમપર હજો પ્રસન્ન ॥ ઓ.

## વિદ્યાર્થીની પ્રાર્થના.

શ્લોક.

હે વિશ્વના તાત પ્રભુ કૃપાળુ, છો પ્રેમમૂર્તિ દિલના દયાળુ;
ભેગા થઇ બાળક વીનવું રે, વિદ્યા ભણી સૂજન છે થવું રે. ૧

કાપો તમે આળસવૃત્તિ કાપો. અભ્યાસમાં એકજ લક્ષ આપો;
સાથે રહીને દઇને સહાય. સર્વેની વૃદ્ધિ કરિએ સદાય. ૨
ભુંડી અદેખાઇ તમે વિદારો, સર્વે મલી સંપ રૂડો વધારો;
કંકાસ ને રીસ, વિરોધ ટાળો, કુસંપના બીજ બધાંય બાળો. ૩
સંતાન તારાં સહુ કોઇ રહોએ. જુદાઇ તેમાં નહિં કોઇ જોએ;
બાંધ્યા બધા એક કુટુંબ પાશે, કેમે કરી જેથી નહીં છુટાશે. ૪
વીવીધ રંગી કિરણો ઘણાં છે, તોએ બધાં એક રવી તણાં છે,
સીતારના તાર જુદા જાણુએ, એકત્ર સુરે મધુરા છવાએ. ૫
એકત્રતાથી સહુ કામ માંડે. બોજો બધો સાથ સહુ ઉપાડે;
સમાનભાવે સહુ કો નિહાળું. સંબંધિના નીયમ નિત્ય પાળું. ૬
બીજાન તણું જે હિત તેજ મારૂં, ભુંડી બિછ સ્વાર્થમતી વિદારૂં;
પાપો પિડાકારિ પુરાં પિછાણી, કલ્યાણની પુણ્યમતી પ્રમાણી. ૭
છે સારનો સારજ સત્ય માંહે, વૃત્તિ થજો નિશ્ચળ એ સદાએ;
અજ્ઞાનનાં વાદળાંને વિખેરો, દુર્ગુણ રૂપી ડરિ જાય ચોરો. ૮
આપી સુબુદ્ધિ નિતિ પંથ વાળો, સ્વધર્મથી જીવ રહો રૂપાળો;
વિદ્યા ભણી સદ્ગુણ રત્ન પામું, પરોપકાર્થે નવ હું વિરામું. ૯
આચાર વિચાર વિશેષ વાણી, બીજા જનોને કરૂં સુખ ખાણી;
શાણીજ વિશ્વે રચના પિછાણી, તે બોધ રૂપે લઉં હું પ્રમાણી. ૧૦
વિદ્યા ભણી ભક્તિ તમારી શીખું. કૃપા તમારી નિશદીન ભીખું;
કામો કરૂં અર્પણ આપનેરે, દેજો સુબુદ્ધિ હરિ એ મનેરે. ૧૧
રાખું રૂદે મૂર્તિ તમારી નિત્યે, સુધારૂં હું જીવન શુભ કૃત્યે;
માગું પ્રભુ એજ સદાય માગું, લાંબો પડી પ્રીતથી પાય લાગું. ૧૨

## દ્રુત વિલંબિત.

સકળ વિશ્વ તણો કરતાર તું, જિવન પ્રાણ તણો ભરતાર તું;
અખિલ સ્થાવર જંગમને વિશે, તુજ અખંડીત તેજ સદા લસે.
રૂષિ મુની બહુ ધર્મ પ્રવર્તકો, પુરણ તે નથી તૂજ પિછાનકો;
નિગમ નેતિજ નેતિ કહી ઠરે, નિરૂપને રૂપ તે કયમ ઊચરે.
જિવ હિતારથ સૃષ્ટિ, પ્રભુ સૃજી, વિપુલ અંતરમાં કરિ કાળજી;
પરમ ઉન્નતિને જિવ પામવા, નિયમ વિશ્વ વિશે સરવે હવા.
વૃષભ ધર્મ રૂપે ધરતો ધરા, સબળ રક્ષક તેં નિમિઆ ખરા;
જિવન મુક્ત જિવો શુભ રક્ષકો. રૂષિવરાદિક ધર્મ પ્રવર્તકો.
અવતરે તુજ અંશિ બધાય એ, કયમ વિરોધિ પરસ્પર થાય તે;
મધુર નાદ કરે સહુ એ ખરે, વિષમતા શ્રવણો કુટિલો ધરે.
નથિજ બુદ્ધિ બધી સમ સર્વથા, સકળ બોધ મહીં ભિનતા તથા;
વિવિધ ધર્મની પદ્ધતિ વિસ્તરી, ચકિત સંભ્રમમાં મતિ ગાભરી.
વિરથ વાવાધ દૂર દિશે ઘણાં, પરમ એકજ હેતુ સહુ તણા;
નદિ વિપૂલ કૃશો દરી નિર્મળી, સરવ સાગરમાં જઇને મળી.
વિવિધ વર્ણનિ ધેનુ સુહાવતી. પણ બધી પય આપજ આપતી;
અગણ મારગ ભિન્ન જણાય છે, સરવથી ગિરિશૃંગ ચડાય છે.
ભજન શીલ તણા હિત કારણે, સદુપદેશ બદ જન જો ભણે;
ભવ ભયો ભુતળે કયમ ટાળવા, કઠણ નીયમ નિશ્ચય પાળવા.
સફળ જીવન તે કયમ થાય છે. તુજ પદાબ્જ પ્રભુજી પમાય છે;
ધરમ સર્વજ એ ઉપદેશતા, નિતિ તણા નિયમે નથિ ભિન્નતા.
મુરખ દ્વેષ કરે પર ધર્મને, ન સમજે નિજ પાતક કર્મને;
પરમ સત્ય લસે સહુને વિશે, પિડિત લોચન તે નવ દેખશે.

નામન તેહ પ્રવર્તકને કરૂં, સારૂપ એ મુજ અંશિ ન વીસરૂં,
રૂષિવરો ઉપદેશક જે સહૂ, કરગરૂં કરજો કરૂણા બહૂ.
તમ કૃપા મૂજ રંક ભણી હજો, પ્રભુ પદાબ્જ પ્રતિ ગતિ મે થજો.

---

### પદ.

સન્મતિ દેજો દયાળુ, પ્રભુજી મુને સન્મતિ ॥ ટેક.
ઉજ્વળ તેજની ઝળકિત એકજ, મુરતિ તમારી નિહાળું॥ પ્રભુજી.
બીજું બધું અહીં સૃષ્ટિ સકળમાં, દિશે તિમિર ઘટ કાળું॥ પ્રભુજી.
લાગી રહી છે લગની તમારી, નામ જપું હું રસાળું॥ પ્રભુજી.
તનમન ધન છે અર્પણ તમને, મારૂં ન કંઇ સંભાળું॥ પ્રભુજી.
કર્મ વિવિધ જે થાય સ્વભાવિક, તમને સમર્પણવાળું॥ પ્રભુજી.
સુકૃત દુષ્કૃત અર્પણ તમને, પોતે ન કાંઈ હું પાળું॥. પ્રભુજી.
વિદ્યા અવિદ્યા, સમજું ન કાંઈ, શિદ પછી વસ્તુ ગાળું॥ પ્રભુજી.
છે તેમ કારણ કાલા વાલા આ, કિરપા એ કરજો કૃપાળું॥પ્રભુજી.



### પદ.

જોડયો જીવ પ્રભુ, પદપંકજ જોડયો.
છુટે વજ્ર લેપ તે કેમ વછોડયો ॥ ટેક.
સુકૃત કંઇ પુરવ તણાં મુજ ફળિઆં, પરમ પદપંકજ તમ તણાં મળિયાં,
ભુંડાં છો ને કરમનાં દળ ખળભળિઆં ॥ જોડયો.
લાગી જહીં ભક્તિની ચોટજ લાગી, બને જન વિશ્વ વિશેજ વિરાગી,
હારી જાય તેને બધા ભય ભાગી ॥ જોડયો.

જુએ એ તો એક સદાય જોએ, સકળ નિજ વૃત્તિને પ્રેમમાં પ્રોએ.
ગણે નહિ નિંદના દુરિજન કોએ ॥ જોડયો.
સદા વીંટલાયો હું તમ ઝંખનાએ, લલિત છબી કોતરી અંતર માંહે,
પ્રતીબિંબ અણુ પ્રતિ અણુમાં સુહાએ ॥ જોડયો.
રહું જાગતો કે નિદ્રાવશ હોઉં, લોચન મહી મુરતી નિશ્ચળ લહી મોહું.
ભિતર અને બહાર બધે એજ જોઉં ॥ જોડયો.
સબળ તમ નામના મંત્ર રસાળે, અખંડીત નાદ તે પ્રાણ ઉછાળે,
ધ્વની સરવાંગ આનંદિત વાળે ॥ જોડયો.
લાગી લાગી લગની તે એક તમારી, બેડી બીજી માયાની નાખી વિદારી.
કરી દીધી દેહ અર્પણ આ મારી ॥ જોડયો.
જીવું તમ તેજના પ્રાણ પ્રવાહે, પામું પામુ પુષ્ટિને તુષ્ટિ હું ત્યાંહે,
વિના જળ મીનનું જીવન કાંહે ॥ જોડયો.
નથિ હું તમ પ્રીત ને પાત્ર જરાય, નહી મુજ અવગુણ ગણતાં ગણાય,
કૃપા કરી એજ મોટા મહીમાય ॥ જોડયો.
ચોંટયુ તમ ચરણ કમળ મહી ચીત્ત, થજો દૃઢ અધિક અધિક તે નિત્ય,
પરમ પામું એમ બની હું પુનીત ॥ જોડયો.



## આરતી.

જયદેવ જયદેવ, જય અંતર્યામિની, પ્રભુ જય ॥
ચિંતન ચિતમાં કરિયે, ચરણે શિર નામી ॥ જય
પ્રાણાત્મા, ભૂતાત્મા, પવિત્ર પ્રણવાત્મા
વર્ણાત્મા, સર્વાત્મા જય જય પરમાત્મા ॥ જય.

ભુવન ભુવનમાં ગાજે, તુજ સત્તા મહિમા,
નથિ તુલના, નથિ સીમા, નથિ કહિં તુજ પ્રતિમા ॥ જય.
પંચતત્વથી પાર, પાર નહિં પમાએ,
વેદ પુરાણુ કુરાને અનુપમ વખણાએ ॥ જય.
વ્યોમાતીત, કળાતિત, કાળાતિત, નિત્ય,
લહું સત્ ચિત આનંદે, અનિત્યમાં નિત્ય ॥ જય
તેજોમય, અમૃતમય, ભવભયને હરતા,
વિજય વિજય સુર સરવે, સુવિનય ઊચરતા ॥ જય.
દુર્ગમ આગમ નિગમે, સુગમ રૂદય કમળે,
અગણિત ઝળહળ કિરણે, જ્યોત અખંડ ઝળે ॥ જય.
કાળ નથી, નથિ કર્મ, ધર્મ, અધર્મ નથી,
વર્મ ગયાં વિખરાઇ, દ્વંદ નિકંદનથી ॥ જય.
કોહં કોહં મનને, મિટશે મનમોહં,
બ્રહ્મોહં, શિવોહં, મુક્તોહં સોહં ॥ જય.
વ્યર્થ યંત્ર ને તંત્ર, મંત્રજ એ સાધન,
સંતત તે સાધીને, કરૂં તુજ આરાધન ॥ જય.
માગું તુજ પ્રસાદી, ધરિને દ્દઢ ભક્તિ,
કઠિન જુઠાં બંધનથી, પ્રગટ હજો મુક્તિ ॥ જય.



## ધુતારાગુરૂ

### શાર્દુલ વિક્રિડિત.

ધર્મે ધર્મ વિનાશ તે થઇ રહ્યો, આ શું અરે જોઊં છું,
નાખીને નિશ્વાસ કંપિત રૂદે, રે અંતરે રોઊં છું;

તારી હે કળિકાળ વક્ર કૃતિઓ, કેમે કળાએ નહીં,
યુક્તી તેમ પ્રયુક્તિ છેક છળવા, શું તેં કરી છે અહીં ॥ ૧
વેગે નિર્મળ નીર તે નદિ તણું, રેલે તણાઇ જતું,
વાણીથી ધ્રસકાઇ વાણીજ જતી, પ્રત્યક્ષ જોઇ છતું;
જ્યારે ધર્મ તણી કળાક્ષિણ થતી, પ્રાણી પિડા પામતા,
ધર્મોદ્ધારણ કારણે ભુતળમાં, દૈવી પ્રયત્નો થતાં ॥ ૨
ચોંકીને બળ આસુરિ ખળભળે, મસ્તો બનીને મથે;
ધારી વેશ વિવીધને નિકળતાં, જુદા જુદા તે પથે;
ટોળાં તીડ તણાં ઘણાં અણુચિતાં, શું વ્યોમને છાય છે,
ચૂસી તત્વ લિયે વનસ્પતિ તણું, કાષ્ટો કરી જાય છે ॥ ૩
તારા પ્રેરિત તેમ હે કળિ કુડા, આસુરી જીવો કંઇ,
ઠામે ઠામ જણાય છે રખડતા, સન્યાસિ સાધુ થઇ;
વાતો તે વદતા વડી વડિ અને, લલકારતા બોધને,
પોલા વાંસ સડેલ તે, નહિ લહે, જે ઇંદ્રિ નીરોધને ॥ ૪
એ ભુંડા બગભક્ત હેતુ નઠારા, છૂપાવતા અંતરે,
દંભે આત્મ સ્તુતી કરી વિચરતા, મિથ્યા મહાત્મા કરે;
ઇંદ્રીના વિષયો મહિ ચિત સદા, સંપૂર્ણ લોલુપ છે,
જોતાં પાત્ર સુહામણું ભિતરમાં, કુરીખ તે ગુપ્ત છે ॥ ૫
ભોળા ભાવિક જીવને ભરમનાં, વેણો વદી ભોળવે,
કર્મોનું અમને ન લેપન કદી, એવા ગપાટા લવે;
સેવા જે નરનારિઓ અમ તણી, પ્રીતેથિ નિત્યે કરે,
તે સહભાગિ મનોરથો સિદ્ધ કરી, સંસાર સિંધુ તરે ॥ ૬
એણી પેર ભમાવિ પાતક પથે, એ જીવને દોરવે,

એનો નર્ક નિવાસ નિશ્ચય લહું, છૂટે ન તે કો ભવે;
ધૂતારા જનથી ઠગાઇ પ્રથમે, પસ્તાઇને પૂઠળે,
સાચા સંત સમાગમે જન ડરે, વીમુખ તેથી પળે ॥ ૭
શાણા સજ્જન હે દયાળુ દિલના, શું મૌન્ય ધારો તમે,
વીખેરો પિંછ હંસનાં તન ધર્યાં, એ કાગનાં આ સમે;
ખેડુનો બણિને ચતુર બળથી, થાળી વજાડો વડી,
તીડો સત્વર દુષ્ટ એ અહીં થકી, ત્રાશી જતા રે ઉડી ॥ ૮



## સોમવતી અમાસ–સમુદ્ર જાત્રા.



### વસંત તિલકાવૃત.

આવ્યો કરાળ કુટિલો કળિકાળ કારી ॥
વૃત્તિ સ્વધર્મ તણિ માનવિએ વિસારી ॥
રે સ્થૂળ પિંડ મહિ ચિત્ત સમસ્ત પ્રોયું ॥
ખોયો વિવેક નહિં અંતર તત્વ જોયું ॥
વિસ્તારતાં અતિ અધર્મ પ્રજા પિડાએ ॥
કલ્પાંતમાં દિન નિશા જગ માંહિ જાએ ॥
છે ધર્મ દિવ્ય નિયમોનું મહાન કેંદ્ર ॥
પાળે સદા સમજીને રૂષિઓ મુનિંદ્ર ॥
દૈવી નિદેશ જહિં ભંગ જનો કરે છે ॥
પ્રત્યક્ષ દંડ અહિં તે પછિથી ભરે છે ॥
કર્ત્તવ્ય કર્મ સહુ ધર્મ સદા શિખાડે ॥
તે જીવને જરૂર રે શુભ માર્ગ પાડે ॥

આજે નથી રહ્યું શિક્ષણ ધર્મ કેરૂં ॥
હેતુ વિના જિવન જાય થતાં અનેરૂં ॥
વર્ણાશ્રમો તણિ રચી શુભ પદ્ધતીરે ॥
જેથી થતી જીવનોં નિશ્ચય સદ્ગતીરે ॥
જે માંહિ જક્ત વ્યવહાર બધા ગુંથાયા ॥
જોતાં જણાય નહિ તે કહિરે છુપાયા ॥
કુબુદ્ધિનું બળ અહોનિશ તો વધેરે ॥
રે શુ અધર્મની ધજા ઉડશે બધેરે ॥
ક્યાં શોચ્યું હું જગતનાથ અતી બળિષ્ટ ॥
થાશે નહી ધરમનાં કદિ બીજ નષ્ટ ॥
આવી પ્રસંગ શુભ કો જીવને, મળે છે ॥
સંસ્કાર કો પુરવના શુભ તે ફળે છે ॥
રક્ષા મહી ગુપ્ત પાવકનો સ્ફુલિંગ ॥
રક્ષા ઉડે પવનથો પ્રગટે નિસંગ ॥
તેની કૃતિ પળ મહી પલટાઇ જાતી ॥
વ્યક્તી સ્વરૂપનીં વિશેષ પછીથીં થાતી ॥
સંસ્કારથી રહિત રત્ન અમુલ્ય એવાં ॥
આવ્યે અને નગરમાં કંઇ જોઇ લેવાં ॥
વર્ણો વડી બગડિ સ્વારથ માંહિં રાચી ॥
વર્ણો બિજી મહિ રહી હરિ ભક્તિ સાચી ॥
ભક્તો થયા, નહિ હતા, સહુ આશ્રમે તે ॥
કો રોહિદાસ? જગમાં ઝળકે ઘણો તે ॥
કો જીવ આહાર રસે ધરિ દેહ ક્ષુદ્ર ॥

કો દેહ બ્રાહ્મણ તણો પણ જીવ ક્ષુદ્ર ॥
દેખાય આ વરણશંકર શું પ્રજા છે ॥
આહા કળી સમયની કૃતિ એ મઝા છે ॥
આ આર્ય ભૂમિ અતિ પાવનકારિ નિત્યે ॥
જેમાં નિવાસ કરતા રૂષિ મૂનિ પ્રીતે ॥
શ્રીરામ, કૃષ્ણ, બુધ, શંકર, આદિ જ્યાંહી ॥
કલ્યાણકારિ પ્રગટયા અવતાર ત્યાંહી ॥
આધ્યાત્મિકા શુભ અલૌકિક કાંતિ દીપ્ત ॥
સર્વત્ર ભેદિ જુમિને કરિ પૂર્ણ લીપ્ત ॥
આકાશ સુધી ઘટ શું પ્રસરી હતીરે ॥
કૌશકને હજિ લગી થતિ તે છતીરે ॥
જેનાં ચરિત્ર તણું કીર્તન નિત્ય થાએ ॥
જેના ધ્વની ગગનમાં ઘુમતા સુહાએ ॥
રે પુણ્યકારિ નદિ નિર્મળ જ્યાં વહે છે ॥
જેનાં સુરમ્ય તટ વૈભવને કહે છે ॥
સેવ્યાંછ એ તટ અતી રૂષિ મુની અંતે ॥
પાર્થિવ પૂજન કરી તપ સાધિ ખંતે ॥
એ સુકૃતો ઉચરતી સલિલ સુનાદે ॥
રેણુ સકોમળ લહું બનિ પુણ્ય પાદે ॥
સંસારના વિષયથી થઈને વિરક્ત ॥
સેવી ગંગા [illegible] ગુહા રહિ મૂનિ ભક્ત ॥
તેઓ તણું ચારિતનું હજિ તેજ [illegible] ॥
પ્રત્યક્ષ આંખિ જનને પ્રતિ મૂર્તિ આએ ॥

શાંતિઃ છવાઇ રહિ છે સુખદા સદાય ॥
એ શુન્યમાં સ્વર છુપા શુભ સંભળાય ॥
એવી સનાતન પવિત્ર ભુમી રસાળી ॥
નાખે રવી પ્રથમ તીમિર જેનું ટાળી ॥
પામે પ્રકાશ જહિંથી જગ આ સમસ્ત ॥
ત્યાં ધર્મ કેમ કદિ કેવળ થાય અસ્ત ॥
પાળે પ્રજા બહુ વિધીર્થી અનેક પર્વ ॥
થાતી પવિત્ર કરી તીરથ સ્નાન સર્વ ॥
નક્ષત્ર માસ શુભ સોમવતી અમાસ ॥
જેનો મનાય મહિમા સહુ પાપ નાશ ॥
આજે અવશ્ય ફળદાયક સિંધુ સ્નાન ॥
જાતાં તૂટે મનુષ વૃંદ ગજાવિ ગાન ॥
કેવું વસી રહ્યું જ નિર્જન તિર્થ આજે ॥
કેવો પ્રદેશ સઘળો રમણીય રાજે ॥
દીશે ઉમંગિ ચિતનાં નરનાર સર્વ ॥
છે વૃદ્ધ બાળ નિચ ઊંચ રહીત ગર્વ ॥
બે બે હળી મળિ હસે સહુ ભેદ ટાળી ॥
છે મેદિની સકળ એક કુટુંબ ભાળી ॥
ગાડાં અને અવર વાહન આવી છૂટે ॥
વિશ્રામનાં તરૂ નિચે સ્થળ આજ ખુટે ॥
કો પાથરી જમીન આથર ને બિછાનાં ॥
બેસે સુવેર્થી જન જોબન વૃદ્ધ નાનાં ॥
રૂડો સુહાય શુભ સાગરનો કિનારો ॥

છે આર્ય ચક્ર રૂપ ઉભી મનુષ્ય હારો ॥
માળા અમુલ્ય બહુ જીવિત રત્ન કેરી ॥
સિંધુ તણો સુભગ તે રહિ કંઠ ઘેરી ॥
સ્ત્રીઓ તણાં રૂચિર ચીર અનેક રંગી ॥
વાયૂથી ચંચળ થતાં સ્થિર ચિત્ત ભંગી ॥
ઊંચે તપે સુરજ વેલુ નિચે તપે છે ॥
કુળું મુખાબ્જ કરમાતું હરી જપે છે ॥

થાતાં મૃદુ પદ સરોજ વિશેષ રાતાં ॥
ચણો ત્વરાથી મુકતી કંઇ લેતીં શાતા ॥
બેઠી સમુદ્ર તટ નીકટ બ્રહ્મ ટોળી ॥
તાણ્યાં ટિલાં વિભુતિ, મૂકી મલીન ઝોળી ॥
ભાંગી તુટી કહિંયીં સાથરિ કોઇ આણી ॥
વાંસે પિછોડિ શિર ઉપર બાંધિ તાણી ॥

શું કૃષ્ણ કર્કશ અતી નિજ મુખ કાંતી ॥
હોશે બિતી ચિત મહી કરમાઇ જાતી ॥
કો સાદડી સુલભ આસન પાથરીને ॥
બેઠા પલાંઠિ ભર જોય બધે ફરીને ॥
નાહે સમુદ્ર મહિં ત્યાં નર નાર સાથે ॥
સ્ત્રીઓ સમુદ્ર જળ મૂકતિ લેશ માથે ॥
ત્યાં નાળિએર ફુલ કુંકુમ પાન પૈસા ॥
થાએ સમુદ્ર મહિં અર્પણ સર્વ દીશા ॥
ઊગે દિસે ગગન નિર્મળ છેક નીલ ॥
તેજસ્વિ સૂર્યની પ્રભા પ્રસરી નિખીલ ॥

નીચે સમુદ્ર જળમાં ઉછળે તરંગ ॥
પ્રત્યેકમાં સિંદુરનું પ્રતિબિંબ ચંગ ॥
મોટા અતીશય હિરા ઉછળી રહ્યા શું ॥
નક્ષત્ર તેજ નિધિ ભૂતળમાં લહ્યા શું ॥
એ નીલ વ્યોમ જળ અંતરમાં છવાએ ॥
એ સૂર્ય કાંતિ મહિ વિશ્વ વિરાન થાએ ॥
એ તેજ સિંધુ તન ઉપર તો તરે છે ॥
જોનારનું સહજ ચિત્ત ખરે હરે છે ॥

પૃથ્વીથી વ્યોમ સુધિ વ્યાપ્ત પ્રભા અતુલ્ય ॥
સંસ્કારિને પ્રગટની સ્ફુરણા અમુલ્ય ॥
રે માનવી પશુ બિજા જિવ વૃક્ષ વેલ ॥
સિંધુ નદી ગિરિ ગુહા અદ્દ્ભૂત ખેલ ॥
ગ્રામ્યો રૂડાં વન વળી નગરો વિશાળ ॥
વેષ્ટીત તેજથીં બધું દિપતું રસાલ ॥

એ જ્યોતિ છે જિવન આ સહુ જક્ત કેરૂં ॥
તે શુભ્ર શિક્ષણ દિયે જિવને ભલેરૂં ॥
છે સ્થૂળ મૂર્તિ રવિ વિસ્મયકારિ જેની ॥
શક્તી અનંત અકળીત ભણાય તેની ॥
એ સૂર્ય બિંબ મહિં પુરૂષ જે વિરાજે ॥
જેની દ્યુતીથીં રવિ કોટિ સહસ્ર લાજે ॥
જેનો નિદેશ રવિ મસ્તક નીજધારે ॥
અદ્દ્ભૂત શકિત નહિ તેની કળાય ક્યારે ॥
ચૈતન્ય તે સતતરે ઝળકી રહ્યું છે ॥

સૌંદર્ય તેનું પ્રસરી સઘળે ગયું છે ॥
આવાં સ્થળેઃ નથિ મલીન પુરાં થયાં જે ॥
આકર્ષતાં નિજ ભણી જન પાત્રને તે ॥
તે નીજ ઓજ જન અંતરમાં પ્રસારે ॥
ને કૂમળાં હૃદયનાં તમને વિદારે ॥
આત્મીક જ્યોતિ નવ ઊદય સ્હેજ થાએ ॥
સદ્ભાગિ કો સમજતા પ્રભુની કૃપાએ ॥
નાસ્તીકનાં સહજ સંશય પીગળે છે ॥
ભાવીક વૃત્તિ પ્રભુ પ્રત્ય કંઇ વળે છે ॥
ભોળા અને મુગ્ધતા હરીભક્ત કેરી ॥
આવ્યા હતા નિરખવા નિજ ધર્મ વેરી ॥
તે વૃતિ ચંચળ કરી નિજ ઘેર જાશે ॥
કોઇનું જીવન ઊલટ ખુબ ખાશે ॥
સ્નાનથી પાવન થઇ નર નાર જાતાં ॥
વસ્ત્રો ભિનાં શિર ખભે ધરિઆં સુહાતાં ॥
નીચે ગરે નિગળતાં જળ બિંદુ જાણે ॥
ભક્તિ ઉરેથી ઉભરાય તને પ્રમાણે ॥
હિમાંશ વા ભિતરથી નિસરી જતાંરે ॥
પ્રત્યક્ષ બિંદુ રૂપ લોક વિશે થતાંરે ॥
જાતાં જુએ સમિપ બ્રાહ્મણ પંક્તિ રાજે ॥
આવો અહીં અહિંજ વેણુ અનેક ગાજે ॥
જેનો કહે વળિ વદે જજમાનરાજ ॥
છે પર્વણી અતિ પવિત્ર ગણાતિ આજ ॥

ઘો દક્ષિણા નિરથ બ્રાહ્મણનેજ દાન ॥
આશીશ છે એમ તણા બહુ રાજમાન ॥
શબ્દો અનેક શુણતાં નહિં એ પ્રકારે ॥
જાત્રાળુ ક્યાં જવું હવે મનમાં વિચારે ॥
બેશે રમે ત્યાં પછી જઇ એ ઠામે ॥
નાળે પ્રભાત મુખ વિપ્રજ તેની સામે ॥
કુંકુમ અક્ષત જળાદિક વિપ્ર આપે ॥
છાપા અને તિલક પુરૂષોજ છાપે ॥
ચાંલ્લો કરે સરસ [illegible] કુંકુમેરે ॥
થાતાં પ્રસન્ન નર નાર પગે નમેરે ॥
પૈસા અનાજ ફળનાં ત્યાં દાન દે છે ॥
તે સ્વ[illegible] વિપ્ર વળિ ઝોળી મહી ભરે છે ॥
એ જાત્રા [illegible] વળિ પછિ વીચરે છે ॥
પાડી બુમો અવર વિપ્ર કરો ધરે છે ॥
પૈસો અનાજ ચિઠ્ઠી તહિં કોઇ પામે ॥
પ્હોચે જઇ સરવ એમ થતાં મુકામે ॥
આવી રહ્યાં બહુ ત્વરા કરો નીજ ઠામે ॥
બીછાનું વેળુ પર પાથરીને વિરામે ॥
ગાડું પડ્યું નિકટ વૃક્ષ ઘટા શિરે છે ॥
શું ડોલતી વૃષભ ઘિંગડિ તે ધિરે છે ॥
મુખ્ય ઝીણું ગાડા ટોંસથી ઘાસ ખાએ ॥
તેને હવે નહિજ થાક જરા જણાએ ॥
[illegible]ભીત ઘંટડી ગળે બળદોની ડોલે ॥

"જાત્રા થઇ અમારી ધન્ય" બધાં એમ બોલે ॥
ઘવાનું [illegible] કહિં હવે જ[illegible] ક્યારો ॥
[illegible] નક્કી બહુ વિલંબ થતાં દહાડો ॥
આવે [illegible] ભાણું છે નહિ અન્ન ટુકે ॥
અધિરૂ થાય પછિ આગ કોણ ચૂકે ॥
એવાં વદે વચન વૃદ્ધ વડા વિચારે ॥
હા સાચિ વાત કહિ તર્ત કહે બિજારે ॥
સતાડિ બાંધિ બધિ પોટલી નાર લાવે ॥
ગાંઠો છુટે તરત બાળક ઝપલાવે ॥
થોભો જરા ઉચરીને અટકાવી રાખે ॥
ભૂખે બધાં મરિ ગયાં નથિ નાર ભાખે ॥
છે વાડિ પેલિ તહિં કૂપ જણાય મોટો ॥
કો સંચરો લઇ ઘડો વળિ દોરિ લોટો ॥
એવાં શુણી વચન કો જન શિઘ્ર ઊઠે ॥
લાવી ઘડો જળ ભરી મુકતોજ પૂઠે ॥
લાડુ પુરી બહુ બિજૂં ભરિઆં અથાણાં ॥
પ્રક્ષાળિ પાથરી પછી પિરસ્યાંજ ભાણાં ॥
આરોગિઆં સરવ જોબન વૃદ્ધ બાળ ॥
તૈઆરિ ત્યાં નિકળવાની થતી સકાળ ॥
જોડાય ગાડું મહિં બેસિ બધાય જાય ॥
ઊંચે સ્વરે તિરથનો જય ખુબ ગાય ॥
જાત્રા થઇ પુરણ ઘેર વળેછ સર્વ ॥
પાળે પ્રજા પુરવથી સુપવિત્ર પર્વ ॥

આવી સુતિવ્ર રહિ લાગણી દેશ માંહે ॥
યત્નો બિજાં ધરમાં ફૂળશે શું તાંહે ॥
રે આર્યનો ધરમ ના નિર્મૂળ થાશો ॥
મિથ્યા ભલે મુરખ તો મથજો પ્રયાસે ॥
એ ઊતર્યો પ્રથમ ઇશ્વરથી અનાદી ॥
પ્રીતે પિયે પિયુષ આર્ય પ્રજા સવાદી ॥
મોટી પ્રજા થઇ હતી બહુ ખાજી એવી ॥
તેની સ્થિતિ નિરખજો રહિ આજ કેવી ॥
વસ્તુ નિખીલ મહિં જેની છબિ પ્રકાશે ॥
જેના વિના નહિં કદી કઈ વ્યક્તિ ભાસે ॥
જેમાં ખરે સકળ વિશ્વ સદા સમાયું ॥
ચૈતન્ય તે નિખિલ વ્યાપક નિત્ય ગાયું ॥
સદ્‌ભાવના ગહન અતર કોતરાઇ ॥
તેને મને સકળ વસ્તુ સુપુજ્ય ભાઇ ॥
વસ્તુ સ્વરૂપ નવ ભક્ત જરાય જોએ ॥
ચૈતન્ય ગુપ્ત મહિં તે નિજ ચિત્ત પ્રોએ ॥
તેજે પ્રભુ સગુણ સૂર્ય સ્વરૂપ સોહે ॥
વારી મહીં જળ નિધા લહિ જીવ મોહે ॥
શું દિવ્ય શક્તિ નહીં ઊભય સૂચવેરે ॥
અજ્ઞાનિઓ મન ગમે ત્યમ છો લવેરે ॥
છે દિવ્ય ખંડ જળ સૃષ્ટિ વિરાટ રૂપે ॥
જેના મહાન ઉદરે જિવ કોટિ છૂપે ॥
તેનો ન પાર નયનોથી કદી પમાએ ॥

દીગંતમાં પ્રસરી વ્યોમ વિશે સમાએ ॥
ત્યાં જ્યોતિ તે ઝગમતું નથિ શું જણાતું ॥
સાચે અલૌકિક અતી ભુતળે ભણાતું ॥
ઊત્પત્તિ ને સ્થિતિ અને લય શક્તિ એમાં ॥
ગાજી રહ્યો ઘટ અખંડિત શબ્દ તેમાં ॥
પ્રત્યક્ષ અંશ શુભ દેવ વરૂણ કેરો ॥
આશ્ચર્યથી જન લહે મહિમા ઘણેરો ॥
એનું કરી સ્મરણ ભાવથી પાય લાગું ॥
જોડી સ્વપાણિ દિનવાણિથી એજ માગું ॥
બંધુત્વ ને વિમળ પ્રેમ મનુષ્ય પાળો ॥
ઇર્ષા અને કૃપણ સ્વારથ બુદ્ધિ ટાળો ॥
સન્માર્ગમાં જિવ સમસ્ત પ્રભુજી વાળો ॥
સર્વે સ્વધર્મ મહિ જીવન નિજ ગાળો ॥
આનંદમાં નિત જનો હરિ ગુણ ગાજો ॥
માનુષ્ય જન્મ શુભ સાર્થક સિદ્ધ થાજો ॥



## શ્રીમદ્ જગદ્‌ગુરૂના વિરોધીઓ માટે.

### રોલાવૃત.

ભલે કરો નિંદકો, ગમે ત્યમ તમે લવારો,
તિરસ્કારને પાત્ર, દિસે તમ તણા વિચારો;
પર નિંદાનો ગુણ, ધરમ તમ તણો શિખાડે,
પ્રભુ પડછાયો રખે, આવતો અમને આડે. ૧

સમજો છો કે અમે, એકલા પંડીત પૂરા,
સરવ વિષયમાં કુશળ, નથી કંઇ વાત અધુરા;
શું સમજુ તમ વિના, નથી બીજા જગ માંહી,
મૂઢ બિજા જે બધા, કરે તમસું સરસાઇ. ૨
જયમ ઘેટાનું વૃંદ, એકની પૂઠળ ચાલે,
તમ પગલે સંચરી, નિયમ એ જે જન પાળે;
તે શાણા ને ચતુર, ભલે માનોરે માનો,
સ્વતંત્રતાની વાત, જુઠી તવ શીદ વખાણો. ૩
પુરણ સ્વતંત્ર વિચાર, અમે નિશદીન કરીશું,
બિજા જો એ કરે, તરત તવ તુટી પડીશું;
બુદ્ધિ સરવ સમાન, હશે શું પ્રશ્ન પુછીશું,
નથિ વદશો જો તમે, ભિન્નતા ન્હોય પછી શું. ૪
ભિન્ન વિચરો તણી, તૂલના કો કરનારા,
ન્યાયાસન પર ચઢે, વિરોધે જે લડનારા;
અભિપ્રાય છે સત્ય, તમે માનો પોતાનો,
તે હક સામા તણો, લિયો છો છિનવી શાનો. ૫
અક્કલ અક્કલ કરી, કુદી ધુમરાણ કરો છો,
બાલકપણમાં હતી, તેજ શું આજ ધરો છો;
હજી ભવિષમાં કેમ, નહી તે તો બદલાશે,
તેની શી ખાતરી, તમોથી ભાઇ અપારો. ૬
જો મતિ નહિં બદલાય, પુરણ સર્વજ્ઞ હથી શું,
મનુષ માત્ર તવ અહીં, ભૂલને પાત્ર નથી શું;
પશ્ચિમના વિચાર, મગજમાં ખૂબ ભરાયા,
પુરવ તણા ત્યાં કેમ, બિચારા જાય સમાયા. ૭

પશ્ચિમ પશ્ચિમ કરો, રહ્યા પશ્ચિમને મોહી,
અંતે જો જો રખે, થતા કો સ્વદેશ દ્રોહી;
પણ પશ્ચિમ આજનું, સનાતન પૂરવ સોહે,
રૂષિ, મુનિ, વિપુલ શોર્ય, થયા જગ આજે મોહે. ૮
જેની વિદ્યા તણા, અંશ સઘળે પ્રસર્યા છે,
અંશ પ્રતાપે નવિન, વિદેશે વેશ ધર્યા છે;
પશ્ચિમના પૂજકો, પુરવને નહિ પિછાણો,
ડાબી આંખે જુએ, હોય જમણીએ કાણો. ૯
સરવ તિમિર હરનાર, જગત જ્યોતી સુહાએ,
સુરજ પ્રતાપી પ્રથમ, પ્રગટતો પુરવ દિશાએ;
કરી પુરવને પીઠ, પશ્ચિમે નીરખનારા,
તેની ભાસે ચકિત, બણીને ભુલે અપારા. ૧૦
પુરવ ભુમીમાં જન્મ, ધરીને તહિં વસનારા,
અપર માતથાં મોહી, જનેતા વખોડનારા;
નિજ નિજ કૃતિમાં ભસે, ભુલા ભ્રમ માંહી ફુલાઓ,
રહિશું તમથી દૂર, તમે તમ મારગ જાઓ. ૧૧
ટુંકી દૃષ્ટિનો મનુશ, નહી કો વસ્તુ જોએ,
તેથી તે વસ્તુની, જગતમાં નાસ્તિ ન્હોએ;
બુદ્ધિ શૂરા બહુ, દિશે નાસ્તિક સંસારે,
પ્રભુ ભક્તને મુરખ, લહીને નહિ ગણકારે. ૧૨
નથી ઉતરતી વાત, મગજમાં આ તો અમને,
ઉચરી કરવા હાસ્ય, પડી કુટેવજ તમને;
નથી ઉતરતી વાત, વાત એ માનું સાચી,
સિંહણુ દુધને કેમ, ગ્રહે કુંભીકા કાચી. ૧૩

મગજ બિચારૂં અહીં, શુન્ય ને શક્તિ હીણુ,
છે કુદરતનો દોષ, થશો નહિ મનમાં ખિન્ન;
અધ્યાત્મિક અધિકાર, હૃદયમાં નિત્ય વિરાજે,
નહી ભુલાતી જહીં, પ્રેરણા દૈવિ ગાજે. ૧૪

અંતર શિખ જે સ્ફુરે, દૈવી તેને નહિ ગણવી,
ભુલને પાત્ર મનુષ્ય, બધી હા તેને ભણવી;
શું એ છે પુરૂષાર્થ, અને સાચી શાણાઇ,
ભલે તમારે મન, અમારી છે ગાંડાઇ. ૧૫

નિજ હિત રક્ષણ કાજ, અમે સહુ સમરથ છીએ,
માગું નહિં તમ મદદ, અમે અમ મારગ જૈએ;
એક માર્ગે જનાર, બિજા માર્ગો નહિં જાણે,
ઘાલે જુદું ડોળ, સરવના જાણ પ્રમાણે. ૧૬

કીધો સરવમાં શ્રેષ્ટ, તુલના તેની કરતા,
લહે ન નિજ મુર્ખાઇ, ધર્મ ધિટતા શું કરતા
કૂપ તણો મંડૂક, કૂપને દુનિઆ જાણે,
કુપમાં નિત્ય કુટાય અવર નહિ વાત પિછાણે ૧૭

ઉપરનો દેખાવ જોઇને ચોંકી જાએ,
ઊતરિ અંતર માંહિ, સ્વાદ તો કેમ ચખાએ.
વાખ્યા વિના વ્યર્થ, ટિકા જે જુઠી કરતા,
તેના જેવા જગે, હશે બીજા કો નરતા. ૧૮

ખરી ધર્મની ચોટ, લાગિ જેને અંતરમાં,
ભવરણમાં તે ઘુમે, લઈ નિજ મસ્તક કરમાં,

નિંદાની દરકાર નથી કરતા તે કાંઇ.
સ્વભાવ સમ છે કૃતિ, જુએ મનમાં મલકાઇ, ૧૯
મોટા મોટા ભક્ત, પૃથ્વિમાં આજ પુજાએ.
પડિ તેને પડતાલ, વેઠિઆં કષ્ટ ઘણાંએ,
દેખી નિંદા કષ્ટ, નહી દીલમાં ગભરાશું.
સહન શિતળતા વિશે, પુરણ દૃઢ નેથા થાશું, ૨૦
ધરશું હામ વિશેષ, વિઘ્ન વિકટો જીતીશું.
વળગણુ અમને નથી, બિજા જનની રીતિસું,
કરશુ નિજ કર્ત્તવ્ય, નથી દરકાર બિજાની,
નિજ કર્માધિન જીવ, નિયમ એ નિશ્ચય માની. ૨૧

પ્રસરો, પ્રસરો, વાસ, પાત્ર દુર્ગંધ તણાંરે,
છે તમ એજ સ્વભાવ, ચુકો એ કયમ હમણાંરે.
કસ્તુરી ને કમળ, નહી નિજ સ્વભાવ તજશે,
સમાન શત્રુ મિત્ર, સુગંધે સહુને ભજશે. ૨૨
પુરવ જનમ રે તણાં, કર્મને જિવ આધિન છે,
કર્મે નીજ સ્વભાવ, સ્વભાવે કૃતિ નિશદિન છે.
સૃષ્ટિનો એ નિયમ, મનુશ શાણા સમજે છે,
બીજાની કરણિએ, નહી તે દુઃખ ભજે છે. ૨૩
ભિન્ન કૃતિની નહી, કશી ચિંતા ચિત હોએ,
ધીરા કરિ કર્ત્તવ્ય, નહી સમતુલના ખોએ.
માટે નિંદક ભલે, બકો જયમ ખુબ બકાએ,
સન્મતિ તમને દઇ, કરો પ્રભુ શુભ સદાએ. ૨૪



# ઘરડી આંખને દુનિયાનો દેખાવ.



## શાર્દુલ વિક્રિડિત.

દેખું એ દુનિઆ દયામણિ તને, દેદાર શું આ થયા
રૂડા દીવશ તાયના પુરવના, તે સર્વ કયાંહી ગયા.
લાલિત્યે લસતી લહી તું લલના, કલ્લોલમાં લાડતી,
શું લાવણ્ય વિશાલ લોચન તણાં લ્હેરે શુરા પાડતી.
વીલાસી બહુ વર્ણની ચપળતી, આશા નવીનો જહીં,
તેજસ્વી તુજ ઓજ રૂપ ચ્છિરતી, શું શોભિ પોતે રહી.
લોભાગે લપટાઇ લાલચ મહીં ધાયો હું ઊમંગમાં,
સેવા તાયની મેં અહો નિશ કરી, ભૂલી જુઠા રંગમાં.
જોયા મેં બહુ હાવભાવ નખરા નિત્યે નવાં નાયરાં,
ચાખ્યા સ્વાદ અનેક મેં સમયના, તૃપ્તી ન પામ્યો જરા
એ જુઠાં મધુપાન તુલ્ય સઘળા, અંતે રસો નીવડયા,
હોગી હાનિ, જુદ્યોજ આપપણું હું, રે માર મોટા પડયા.
રોગી રતિ, રડાવિયો બહુ મને, તેં માંતિ રૂપણાં,
તોએ રીઝવવા ફરિ ફરી તને, કીધાં પ્રયત્નો ઘણાં.
સર્વે સંચિત સંપતિ પુરવની, કીધી હતી જે શ્રમે,
તારે કાજ વિચાર શુન્ય બણિને, ઊડાવિ નાખી કયમે.
સેવા મેં બહુ વર્ષ તારિ કરિ તે, ખોયો વૃથા કાળરે,
સાચું સૂખ ન સાંપડયું, મળિ પિડા કલેશોની વિશાળરે.
હાવે જર્જરી ભૂત અંગ બનતાં, શીથીલ ઇંદ્રી બણી,
રે સામર્થ્ય શરીરનું ખુટિ ગયું, આત્રી રહી છે અણી.

ફૂટ્યું મસ્તક માયરૂં પુરણ હું, પસ્તાઇ મિથ્યા હવે,
ભૂલ્યો ભામિનિ ભુંડિ હું બહુ ભુલ્યો, બૂડયો ખરે આ ભવે.
શું નિર્માલ્ય વિરૂપ રૂપ લઇ છું, આ જર્જરૂં તાયરૂં,
દીશે છેક બિહામણી, નિરખતાં, તુને પ્રભુજી હું મરૂં.
આ વીકારિ વિનાશિ ને મળ ભરી, જેવી જુઠી દેહરે.
મારી તેવિજ તાયરી, સમજિઓ, સાચી નથી એહરે
આશા અભ્ર ફૂળો તણી કરિ ભલે, છે વૃક્ષ તે કયાંહિરે,
અજ્ઞાને પડછાયને તરૂ ખરૂં, માની લિધું બાથરે.
રે છુપાવ છુપાવરે મુખ અલી, તારૂં હવે મૂળથી,
આવ્યો કાળ પ્રયાણનો સમિપરે, સાથી હવે તું નથી.
જાવું જે ભુમિ માંહિ ત્યાં પણ વળી, તારી સ્મૃતી પીડશે,
ભોળો જીવ ભુલ્યો જુઠા ભ્રમણથી, ક્યારે તહીં છૂટશે.
સેવું અંતરયામિને સતતરે, તારી થજો વિસ્મૃતી,
જાણે દુર્ગતિને તરિ સહજરે, પામું કંઈ સદ્દગતી.
દુર્ભાગ્યે ફરિ જન્મ ભૂતળ વિશે, જો થાય મારો હરી,
એના મોહથિ રાખજો દુર મને, બુદ્ધિની રક્ષા કરી.



## સહાયકર્તા સભ્યોનો આભાર.



### પદ.

માનું બહુ ઉપકાર, આજે, સરવ સજ્જનનો ॥ માનું.
તનમનધનથી આશ્રય આપી, દર્શાવ્યું દીલ ઉદાર ॥ આજે.
પરહિત જગમાં પુણ્ય પરમ જે, તેના તમે કરનાર ॥ આજે.

એજ છે પ્યારા પ્રથમ પ્રભુના, દયા અમૃત ઝરનાર ॥ આજે,
અભિન્ન બુદ્ધિને પ્રેમ સ્વરૂપના, સાચા તમે જાણનાર ॥ આજે.
હરી કૃપાના નિર્મળ તેજે, વિલસો તમે અપાર ॥ આજે,
અજ્ઞાન તીમીર મીટી પ્રકાશે, બુદ્ધિ વિમળ અમ સાર ॥ આજે.
ભવિષ્યના અમ જન્મ અગણતું, હીતના રક્ષણકાર ॥ આજે.
આરોગ્યતા સુખ સંપત આયુ, આપો પ્રભુજી અપાર ॥ આજે.



## સંસારથી ગભરાયલો.

### ઝુલણાછંદ.

ચાખીઆ, ચાખીઆ, સ્વાદ સંસારના નિરસદુખદાઇ એ નિખિલ જોયા,
ઈંદ્રવાણી તણાં ફળ બધાને લહ્યાં, રૂપ ને રંગના મુરખ મોહ્યા.
ભણિ ગણીને બહુ ચતુર પોતે બણ્યો. હેત હોયું બધાનું ઘણેરૂં,
પણ પરાધીન હું પીંજરામાં પડ્યો, પીંજરૂં ક્રોનિ સુવર્ણ કેરૂં.
ખાનને પાનમાં કાંઇ ખામી નથી, લાડ પુષ્કળ મનુસો લડાવે,
સરવ વ્યવહાર દેખાય અનુકુળપણુ. ચિત્તમાં એક મુને ન ભાવે.
ઘોર કકલાણને કલેશ ગાજી રહ્યાં, કોડનાં કાન નહિ સહન થાએ,
વિવિધ ઉપાધિના વાય વંટોળિઆ, વાગતી રેણુ લોચન છવાએ.
જાઉં નાશી અરે, જાઉં નાશી હું તો, જીવ ગભરાય છે અહિં અતીશે,
તિમ કંપારિ શું વ્યાપિ છે અંતરે, એક પણ પળ નહીં ઝંપ દીશે.
નાશું હું કયમ કરી, કઠિન બંધન નડ્યાં, રાતને દિવશ જિવડો ઝુરે છે,
થરથરે હૃદય ત્યાં, સુઝ કંઈ ના પડે. નિત્ર આતુર ઇચ્છા ઉરે છે.
સબળ સંસારનાં કષ્ટ કર બંધનો, મુકત હું તે થકી થાઉં ક્યારે,

પંખિ જો હોઉં તો, જાઉં સત્વર ઉડી, સમય શુભ હાથમાં આવતાંરે,
નગરનાં મ્હેલ, ઊંચી અટારી ભલી, ભવ્ય દુકાન ને કારખાના.
ખાનને પાનને વિવિધ વિલાસનાં, સ્થળ ઘણાં કોટ કિલ્લા મઝાના,
જોઇ કૃતિમ રચના અરે સરવએ, વિષયની બારીઓ મોહકારી.
માન મૂકાવની, સ્વરૂપ વિસરાવની. ગતિ અતી અધમમાં નાખનારી,
વ્યાપ દુર્ગંધ દુર્ગુણની જહિં તહીં, અગણ્ય હિસારવે ગગન છાએ.
વેગથી દોડતા સ્વાર્થના રથ તળે, મનુજનાં વૃંદ કચડાઇ જાએ,
નહિં મળે પૂરતું અન્ન કે વસ્ત્ર પણ, ઝુંપડી પણ નગી શયન કાજે.
કો ન એને જુવે, નિરપરાધી ઘણા, બાળકો કરિ કિકિઆરી ગાજે,
રૂડી રૂડી ઘણી, રૂડી વનભૂમિ છે, વાસ એકાંત ત્યાં સુખકારી.
સર્વ રચના કૃતિ, શું પ્રભુની કહું, શ્રેષ્ટ ઉપદેશને આપનારી,
લિલિ વન ભુમી રળિઆમણી તૃણભરી, ગગન નિલ જ્યાં રહ્યું છે ઝઝુમી.
વૃક્ષ ફળ ફુલ વડે, શોભિતાં લચિ રહે, મહિં રહ્યાં પક્ષિનાં વૃંદ ધુમી.
પુરણ ઉદાર શું, માત પૃથ્વિ દિશે, જીવના જિવનને કાજ નિત્યે.
ઉપર પ્રગટાવિને સત્વ અંતર થકી, ભોગ તેનો દિયે આપ પ્રીતે,
તૂજને અનુસરી તૂજ સંતાન તે, તૃણ તરૂવર અને ઝરણ સાચે.
અત્તરને સુખ સાધન બણીને રહે, આતમ અર્પણ મહી આપ રાચે,
કેલિ કલ્લોલમય, કરિ નદી નાચતી ખેલતાં ગાવ ને મયુર આદી,
નિર્મળું નીતર્યું કાચ સરખું દિએ, તૃષિતને નીર શીતળ સવાદી.
કંઇક પાણી પિયે, કંઇક જળમાં ઊભાં, અટકિયાં નિજ પ્રતીબિંબ જોતાં,
ચપળ જળમાં પ્રતીબિંબને હાલતાં, ત્યાગિ પોતા તણું ભાન ખોતાં.
ચપળ જળ એમ માયા તણામાં લહ્યાં, સૃષ્ટિનાં સ્વરૂપ બહુ રંગિ સર્વ,
મર્મ એ ખેલનો, જાણી વિરલા હસે, રૂપ ને રંગનો છાંડિ ગર્વ.

તૃણ પરિધાન પર, સ્રોત વારી તણા, છે પરા ચળકતા લંબ ધારી,
ત્યાં છુટા ને છવાયા દિપે ડુંગર, વન પ્રદેશે કરે ચોકિદારી.
ગાય, બકરાં અને ભેંસ આનંદમાં, મન ગમે તેમ પોતે ચરે છે,
સ્હોય સ્વતંત્ર પણ, નિકટ ગોવાળિઓ, સર્વપર આપ સત્તા ધરે છે.
જીવ અગણીત તે છે પશુ રૂપ સહુ, એમ આધીન વર્તેછ જેને,
ચૌદ ભુવન તણા ઇશને પશુ પતિ, જાણું ગોપાળ ગોવિંદ તેને.
પવન પણ સર્વ જીવોની સેવા કરે, શિતળાતા ને સુગંધી પ્રસારે,
સુરજ શશિ ને ગૃહો નિત્ય નિજ તેજથી, ઊર ઊલ્લાસ શક્તી વધારે.
સાધુજન કો પ્રભાતે પ્રદેશે વળી, સ્નાન કરિને સલીતા તટેરે,
આસને સ્વસ્થ થઇ નિત્ય કર્મો કરી, અંતરે ઇષ્ટને તે રટેરે.
ગિરિ ગુફામાં રહી યોગને સાધતા, પરમ આનંદ માંહી વસે છે,
તેમના પદ કમળ પૃથ્વિ પાવન કરે, તેજ ચોપાસ તેનું લસે છે.
જ્યાં સ્વભાવીક સૌંદર્ય ઝળકી રહ્યું, ગુપત સર્વત્ર ને અંતરિક્ષે,
જેની કણિકા રૂપે, અકળ તે મૂર્તિનુ, પરમ સૌંદર્ય શું જીવ લક્ષે.
દૃશ્ય અદૃશ્ય તે વ્યક્તિ સર્વે તણાં. ગુપત પરમાણુ પ્રત્યેક જ્યાંહે,
પ્રેમ પીયૂષનાં બિંદુઓને સ્રવે, જીવ ત્યાં તૃપ્ત ના કેમ થાએ.
પ્રેમ તે છે પ્રભુ, પ્રેમમય જગત છે. વૃત્તિ ઉલટી બધી પાપ જાણી,
પુરણ જ્યાં પ્રેમ ત્યાં, ભિન્નતા ટળિ જતી, ભિન્નતા દુર્ગતી કેરી ખાણી.
શાંતિ શાંતિ રહી, વ્યાપિ સર્વત્રરે, શાન્તિ શીતળ અને સુખકારી,
પરમ શાંતી તણાં, ધામની છાય એ, ભવ ઉપાધીની વિનાશ કારી.
બાહ્ય ને અંતરે સતત આનંદરે, વર્ત્તતો વાણિ તે શું વખાણે.
સચ્ચિદાનંદનાં તેજ સાક્ષાતમાં, થાય નીમગ્ન તે જીવ જાણે.
પરમ પવિત્ર તું, વન ભુમી દેવિ કો, છે ગુરૂ શ્રેષ્ઠ કલ્યાણકારી,

તુજને સેવિને, હરિ કૃપા પામતા, જીવ કો હોય જે ભાગ્યશાળી.
કઠિન આ બંધ, હમણા મને જે નડે, સકળ બુદ્ધિ બળે શિઘ્ર તોડું,
મોહ સંસારના વેગળા ફેંકિને. તુજ સુ પ્રોતથી જીવ જોડું.
દેશ વિશાળ આ, પક્ષિ માળા તજી, મધુર ગાને ઉંચે ગગન ઉડે,
નીસરી દેહથી હંસ આ તેસંગે, ભક્તિના નાદથી ધામ ધુંડે.
શાંતિને સ્વસ્થતા આપનારૂં વડુ, પામી ગોતા તણું સાચું ધામ,
રહિ નિજાનંદમાં, સચ્ચિદાનંદને, ઓળખી સાધવુ શ્રેષ્ટ કામ.



# શ્રૃંગારરસ.

## પ્રેમનો માર્ગ સરળ નથી.

### ભુજંગી.

નથી મોગરા ને ગુલાબે રચેલો,
ભલા મિત્ર રે પ્રેમનો માર્ગ સ્હેલો.
દિશે કંટકો ગુપ્ત ખાડા અનેક,
ભુલી વ્યાપ્ત છે ઝેરિ પ્રાણીથિ છેક. ૧
પ્રિયા સંગનું સૂખ દુષ્પ્રાપ્ય સાચે,
લહી વીરલા કષ્ટને વેઠિ રાચે.
નથી કાપુરૂષો તણું એહ કામ,
ભલે તેમણે સેવવું રે સ્વધામ. ૨
વિના કષ્ટ શું ઇષ્ટ વસ્તુ મળેરે,

થવા પુજ્ય જો અગિ કાષ્ટો બળેરે.
અદેખાઇ જો કચુકીગ થતાગે,
ભલી તેજ શિક્ષા દિયે છે છતરે. ૩
પ્રિયા કુચ પીયૂષ ધારી સુખાળાં,
સુખે સેવની તે સદા મોહવાળાં.
પરંતુ સ્થિતી પુર્વની નીં જોજો,
વૃથા મોહ આ મંનના સર્વ ખોજો. ૪
હતુ પૂરવે વસ્ત્ર વીશાળ સારૂં,
બળેથીં ચિરાઇ થયો ખંડ વારૂ,
બહુ ખેંચો ખેંચી કઇં માપ માપ્યાં.
પછી કાતરે કાપલા કાંઇ કાપ્યા, ૫
સહ્યા સોયના તિવ્ર જો ઘા શહસ્ત્ર.
બની દોરિના બંધનાં સંધિ નત્ર,
સહ્યું કારમુ કષ્ટ એ કેંનું આર્મ.
લિયે છે હવે સૂખ એ શું નવાઇ. ૬
મદે છેક ઉન્મત્ત છે કુચ જો કે,
સદા કચુકી રક્ષિ તેનેજ રોકે.
દુખે સૂખ ને સુખથી દુઃખ જાણો,
સદા જક્તનું વેણ સાચું પ્રમાણો. ૭

—⋙⋘—

## પૂર્વ પ્રેમની સ્મૃતિ.

### પદ.

હજી સુધી હજી સુધી, હે પ્રિયા પ્રાણુની,
જીવ મૂજ તાયરે કાજ તલપે;

વરશ તો નહિ ગયાં, જોત જોતાં બહુ,
તોય મુજ જીભ તુજ નામ જલ્પે ॥ હજી.
સુરત તુજ માધુરી, હસિત તુજ વદનને,
નયન પીયૂષ જે નિત્ય ઝરતાં;
સ્તન અતી નાજુકાં, પાતળી કટિ તટી,
પાણિ તે પદ્મ સમ તાપ હરતા ॥ હજી.
તુજ લતા તુલ્ય લપટાતું તે કૃશ તનુ,
સર્વદા જે હતું સુખકારી;
નથિ ગયાં નથિ ગયાં વિસરિ તે મુને,
આજ એ સર્વ છે દુઃખકારી ॥ હજી.
સ્વાદ અતિ મિષ્ટ તવ અધર અમૃત તણો,
કેમ રસના શકે તે વિસારી;
છાઇ રહિ શ્રવણમાં મધુર સુર વાળિ તુજ,
વાણિ મૃદુ કંઠિ તે મોહકારી ॥ હજી.
પદ્મ સમ લાલ તુજ ગાલ ચુંબન તણી.
કેફ મસ્તી ભરી જાણી કારી;
નયન નચાવતી, મુજ સું લાડતી,
સ્નેહ વરસાવતી તાપ હારી ॥ હજી.
ભલી ભલી નાર મેં નિરખિ અવની વિશે,
મુજ મને નહિ ખરે રૂચી કોઇ;
વિસરતી તું નથી એક પળ પણ પ્રિયા,
હું રહ્યો સમિપ તુજ રૂપ જોઇ ॥ હજી.
સુખ અંતે બને દુઃખનું મૂળ તે,

સાચિ એ જાણિયે વેદવાણી;
પૂરવનાં સુખ સહુ દુખ થઇ સાલતાં,
કહું હું કોને અસાં એ કહાણી ॥ હજી.
દુષ્ટ છે પૂરવની સ્મૃતિ અતી કારમી,
રાત્ર દીવશ દમે દંખ મારી;
શાંતિ વણ જયમ મુગો મન અમુઝાય સમ,
અંતરે હું રહ્યો છું પુકારી ॥ હજી.
જાણની તું હશે વા નહી સ્થિતી આ,
પણ પ્રીતિ વ્રત સદા પાળ્યું મેં છે;
જે થવાનું હશે તે થજોરે ભલે,
નહિ ચુકું એજ નિશ્ચયક હે છે ॥ હજી.



## પદ (ભેરવી)

મન મોહિનિં તુ સોહિની શ્યામા સખી,
તૂલના ન તૂજ લહિ ગ્રંથે લખી. ॥ મન.
કારમી અતી અપૂર્વ, કનકલતા તનતૂજ,
કૂચ સુફળ બાઝિઆં રૂપેરી સખી ॥ તૂલના.
દંત લાલ રત્નની પંક્તિઓ ફળી કળી,
નીલ મણી નેન બે ખોલ્યાં સખી ॥ તૂલના.
મૂખ કોહિનુર પુષ્પ, શીખરે સદૈવ સોહ્ય,
વિસ્મયે નવિન એ વિશ્વાંકુ સખી ॥ તૂલના.
કસ્તુરી સમિ સુવાસ, આસપાસ છે પ્રકાશ,
અમી નિશદીન ઝરે, અંગે સખી ॥ તૂલના.

સ્વર્ગ શોભનાં ભર્યાં, રૂપ એ ન સાંપડે.
શું અજબ તુજને હું મોહ્યો સખી ॥ તુલના.



## પદ.

દમો દમો તમે દુરિજન રે દમો હજી,
મદન મોહન તણિ ન માયા જાય મેં તજી ॥ ટેક.
મથિ મથી મરે શું મુજ પ્રીત છુટશે.
હૃદય ગ્રથી દેરી પડી કેમ તુટશે,
ઝરણુ અમળ જીવનું ખુટે શું એમજી. ॥ દમો.
વિષ ભરી લવારી વાર વાર ઊચરો,
વાયુ વેગથી શું ડુંગર ડોલશે ખરો.
મૂર્તિ કોતરી પિયુની રૂદય માંહ્યજી ॥ દમો.
સ્નેહનો અગાધ જ્યાં સમુદ્ર ઊછળે,
કોણ છે સમર્થ તે સમાવવા બળે.
મૂર્ખ મથે વ્યર્થ, નીજ ખોય જીવજી ॥ દમો.
લુટો લુંટાય તેમ વસ્ત્ર ભુષણુ અંગના,
નિરખનાર માત્ર તમે બાહ્ય રંગના.
રહિ અમુલ્ય અંતરે શણુગાર હું સજી ॥ દમો.
તન કદી પરતંત્ર, રોકયું બંધને રહો,
જિવ સ્વતંત્ર નીજ રંગમાં રમે લહો.
તન તણું ન, જીવનું એ લગન શુભજી, ॥ દમો.
નયન નષ્ટરે કરો તથાપી શું સરે.

સહુ રસીલી શ્યામ છબી નિત્ય અંતરે,
અહર નિશ ભક્તિથી કરૂં હું સેવજી ॥ દમો.
વ્યરથ મુજ દેહ દમનથી કશું હૂળે.
પડે પિંડમૂળ બલે, દૈત તો ટળે,
જીવ આ સમાય તેહ જીવમાંહ્યજી ॥ દમો.



## પદ.

રે ઓ ચાંદલિયા વારૂં છું હું તને,
વિરહવતીને મિથ્યા મા સંતાપજો;
વણુ અપરાધે અબળાને વ્યથવું કશું,
લાજે નહિ શું કરતાં એવું પાપજો ॥ રે.
જો જો મારા હાલ થયા બેહાલ આ,
પ્રાણુ પ્રિતમ વણુ સૂઝે નહિ કંઇ લેશ જો;
વન્હિ વિયોગે દિન દિન બળતી હું રહું,
સોષાયું છે તન મુજ તેથિ વિશેષ જો ॥ રે.
પ્રસન વદનથી છળતો તેમાં તું વળી,
પડતાને પાટુનો મારે માર જો;
હળવે હળવે રક્ત લિએ ચૂસી અરે,
કઠિન કાળજું કાળું તુજ અપારજો ॥ રે.
શું ક્ષયિ રોગી તું અમરતની લાલચે,
એમ કરે પણુ નિશ્ચય મનમાં માનજો;
વિરહિણિના નીશાસા બળતી ઝાળ છે,
મિથ્યા થાય નહીં એ શાપ સમાનજો ॥ રે.

કિંવા શંભુ શીરે ઊંચ વિરાજતો,
તેથી તેની દિલમાં ધારી દાઝજો;
પ્રસરાવે સંતાપ નવિન કઇ આશથી,
વરતે રતિપતિ કેરૂં જ્યાં જ્યાં રાજજો ॥ રે.
આશા તે અદ્યાપી ફળી નહિ તુજને,
મિત્ર કોહનું મોટેરૂં છે પાપજો;
પ્રાણ પ્રિયા નિજ પત્ની કેરો તેથિ શું,
અટળ સહે છે વિયોગ નિત્યે આપજો ॥ રે.
શીતળતા સહુને તું સાચે સીંચતો,
મુજ પ્રત્યે વરતે છે શિદ વિપરીતજો;
વેર ન વાળ્યું તુજ સાથે કો વાતમાં,
જોની વિચારી ચતુર થઇ તુજ ચીતજો ॥ રે.
વ્રત કીધાં બહુ વરશ લગી મેં તાયરાં,
તે તો મમ પ્રીતમનાં સુખને કાજજો;
સમ દઇ પુછું સાચું ઊચરજો હવે,
તેનાં ફળ શું શોભે આવાં આજજો ॥ રે.



## માલીની છંદ.

વિહરતિ સલિલા આ, આપ કલ્લોલ કારી;
સુમધુર ગિત ગાતી, નૃત્યતી ચિત્ત હારી.
લલિત ચપળ ધારે, પુષ્પમાળા સુવાસી;
રચિત રૂચિર રેખા, કુંકુમે સોહ્ય ખાશી.
તરલ સફરિ છે કે, લોચનો લોલ ભાસે;

લહુ શશિ જળ બિંબે કે મુખેંદુ વિકાસે.
ઉભય તિર રથ્યો, કે કુચો છે વિલાની;
વહતિ વિચિ દિશે, કે ત્રીવલી સુખકારી.
સરસ સમદ જેે એ છે કૃશાંગી રૂપાળી;
કંઇક જન તણાં એ, દે બધા તાપ ટાળી.
સુહૃદ ઉચર સાચું, એ વિલાસી ઉમંગી;
તરણિ સરણિ જાતી, તારૂણી કે તરંગી.

---

ઉત્પાતો હનુમાન લંકપુરિમાં આવી કરે છે અતી,
વાર્તાઓ શુણિ એવિ રાવણ ઉઠ્યો, શિક્ષાનિ ધારી મતી.
આવ્યો તે ધુંડનો મદોન્મત જહીં, પ્રીતી ધરી સર્વથા,
ને આરામ તણો વિનાશ લહિને, લંકેશ પામ્યો વ્યથા.

---

પીડ્યું પાંડવ સૈન્ય ત્રાસ વરત્યો, હારી ગયા હામને,
કંપ્યા પાંડવ પુત્રને વિર શુણી જે ભિષ્મના નામને.
શિક્ષા કૃષ્ણનિ માનિ અગ્ર કરિને શીખંડિને અર્જુને,
પાડ્યો કૌરવ કુળરક્ષક મહા તે ભિષ્મ દુર્યોધને.

---

ક્ષીર સાગરે તરંગ આસપાસ ઊછળે,
છે ગજાવ્યું વ્યોમ પદ્મનાભ વેદ કૂશળે.
પાદ સેવતી પ્રિયા અપાર સ્નેહ હૃષ્ટરે,
જો ઉ માપતી વિરાજમાન શેષ પૃષ્ટરે.

---

સ્વામિ સંગે નિશા સેવી, પ્રભાતે ઉઠિને કહ્યા,
થતી સ્નાને શુદ્ધ રામા, તાપિમાં સોહ્ય નર્મદા.

## ૫૬.

હું મોટો હું મોટો સહુથી હું મોટો હું મોટો ॥ ટેક.
વડિ વડિ વાતો કરિને, પોતે ઇચ્છે થાવા મોટો,
પણ નહિ સમજે એમ કથન કરે, ખરે ખરો છે ખોટો ॥ સહુથી.
રૂડો રસ્તો રોક્યો રહો, વધારવા વડિલાઇ,
અણસમજુ અબળાની આગળ વાંચે આપ વડાઈ ॥ સહુથી.
ભામિનિ ભોળી ભુલમાં ભમતી, માને એને મોટો,
ફડફડ કરતો જાય ફૂલાઇ, પાણીનો પરપોટો ॥ સહુથી.
ચતુર પુરૂષમાં કવણ કવણને, કહે પરાક્રમ કીધાં,
કુથળીમાં કુશળ પણ તુજથી, દેશ કાજ શું સીધ્યાં ॥ સહુથી.
યોગાધિનથી પદવી પામ્યો, તેથી શું રંધાએ,
કનક પાત્રમાં ધાન્ય સડેલું, શું તે નહિ ગધાએ ॥ સહુથી.
વનિતાઓનાં વખાણથારે, મૂરખ શું તું વાલો,
સમજે શાણો, સબળો શૂરો, સરવ વિષયમાં ડાહો ॥ સહુથી.
જગત નથી તેં જોઇ જરાએ, કેવા નર સુહાએ,
કૂપે વસનારા મેડકને, એકજ આપ મનાએ ॥ સહુથી.
બીજાનાં છિદ્રો છોલે છે, નિજ તન નહીં વિચારે,
કાચ ગ્રહે રહિ કંકર મિથ્યા, જન સામાને મારે ॥ સહુથી.
હંસ પિચ્છ વિખર્યાં હાવાં તો, કપટરૂપ કો માને,
મુરખ એ જગ વેણુ શુણે કયમ, સ્વાર્થિ બધિર છે કાને ॥ સહુથી.

## પદ.

હું તો વૈધવ્યમાં છું મગન, નથિ મેં કરવું પુનર્લગ્ન ॥ ટેક.
સુખમાં દુખને દુખમાં સુખ છે, ફિચર્યું વેદ પુરાણે.
કડવામાં પણ ગુણ ઘણા છે, અનુભવિ વૈદ્ય વખાણે ॥ હું તો
ઘર ધંધામાં દિવશ બધો હું રહેતીતી ગુંચવાઇ,
પાઠ પુરાણ અવર પુસ્તક બહુ, વાંચું પણ નવરાઇ ॥ હું તો.
સાસુ સસરા દિયર નણુદી, સતાવતાં સુખ જાણી,
વશ વરતે તે મુજને હાવાં, દુખથી થઇ શેઠાણી ॥ હું તો.
ઘર કોટડિએ કેદિ હતી તે. થઈ હું હાવાં છૂટી,
મન માનીતી મોજ બસેરી લઉં છું હાવાં લૂંટી ॥ હું તો.
દરશણને મિશ પુરમાં મેગા, રહુ છુ જોતિ ફરતી,
પિંજરામાં પૂરેલી મૃગલી, વિશાળ વનમાં ચરતી ॥ હું તો.
જાત્રા મિશે દેશ વિદેશો, વિધ વિધ જોતી રૂડા,
પૂજન પાત્રી કરતી પેખી, ભય પમે છે ભૂંડા ॥ હું તો.
ઘૂંઘટમાં ગુગળાતી, હાવાં આવે, ગુરૂજન પાસે,
ધરિ ધરિ લાજ મરિ તે હું તો, વાત કરૂં છું હાંસે ॥ હું તો.
છુપી વાતો સઘળાં કરતાં, નહિ વિશ્વાસજ મારો,
વય વણુ ઘરડા શાણિ ગણાઉં, પુછે સરવ વિચારો, ॥ હું તો.
પાંચ જણી વિધવા જો મળીએ, વાતો સહુની છણિએ.
જો ઇછિએ તો જગત પ્રનિદ્ય, નદ ગુણિની પણ હણિયે ॥ હું તો.
જગત વાર્યો છે અમ આચારે, બહુ સત્તા અમ પામી,
નિર્મળ સાધ્વી જગત ગણાઉં, છતે હું સતગણી કામી ॥ હું તો.

પ્રસવ સમય આગળ પડવાને, પ્રથમ અમે અધિકારી,
લગન મ્હલાવે સગાં સ્નેહીઓ, કરિ આર્જવ અમ બારી ॥ હું તો.
મરણ થયુ કે તરત દોડવું કુટવે અમે શુરી,
અનુભવ વણુ સંસારિક વિષયે, સમજુ મનાઉ પૂરી ॥ હું તો.
રૂડું રૂડું પુનર્લગનરે, મિથ્યા શિદ પોકારો,
સ્વતંત્રતાને સુખ આ કયાંથી, સજ્જન મળે વિચારો ॥ હું તો.

---

## અહિંસા.



### માલિની છંદ.

નહિં કદિ દુઃખ દેવું, જીવ કોને શરીરે;
મન પણુ જિવ કોનું, દુભવો ના કદી રે.
સકળ જિવ તણો છે, એક કર્તા વડો રે;
ચતુર સમજી હિંસા, પાપમાં ના પડો રે.
શરિર વશ કરીને, વારી રાખો પિડાથી;
કુપથ જતિ કુટીલા, રાખવી વેણુનાથી.
મન પણુ નવ કોનું, ભૂંડું ઇચ્છો કદાપી;
ત્રણ તપ સુખદાતા, ભૂતળે એ પ્રતાપી.
સદિવ સરવ હિંસા, આપને દુઃખકારી;
અવર જિવ બધાને, પીડતી તેમ ભારી.
શરિર સહુ સરીખાં, એક તત્ત્વે બનેલાં;
દુઃખ સુખ સહને તો, ભિનતા જોય ઘેલાં.

જગતપતિ અતિ છે, પ્રેમી પોતે દયાળુ;
નિખિલ જિવન કેરૂં, મૂળ તે છે કૃપાળુ.
સરવ મહિં દિપે તે, સર્વ વ્યાપી સદાએ;
અજથી અણુ સુધીરે, સર્વ તેનાં સમાએ.
પિડિત જિવ થતાં કો, શું ન તે તો પિડાશે;
મુરખ વણુ હરિને, પીડી કો રાજી થાશે.
કઠિન હૃદય માંહી, ક્રૂર હિંસા નિવાસે;
અધમ મતિ છવાઇ; ધાય વેગે વિનાશે.
વન મહિં વસનારાં સિંહને વ્યાઘ્ર આદિ;
બહુ ભય વરતાવે લોહિના તે સવાદી.
તડફડિ મરણુ પામે, વીંધશે જ્યાં શિકારી;
શરિર પક્ષી પિ પ્યાએ, શું ગતિ કષ્ટકારી.
વિકટ વન મનુષ્યો, બાળીને સર્વ છેડે;
સહજ જિવ અસંખ્યો, હોમિને ઠામ ફેડે.
પશુ સમ સમજે તે, માનવી ક્રૂર દુષ્ટ;
સમય ઘટિત આવે, પામતા તેમ કષ્ટ.
શિતળ અમૃત ભર્યો, પ્રાણી માત્રે પ્રસારે;
વિજન વન વિષે તે, ભીતિ છોડી સિધારે.
વન પશુ રિકરાળાં, સ્નેહથી ચર્ણ ચાટે;
વણુ ભય જન એવા, વાચરે વાટ ઘાટે.
જીવન સફળ થાએ. જો અહિંસા પળાએ;
પરમ ધરમ નિશ્ચે, છે અહિંસા સદાએ.

# સત્સંગ.



## ઝુલણા છંદ.

સેવજો, સેવજો, નિત્ય સત્સંગને, એજ સેવા ખરી લાભકારી,
દુષ્ટ દુર્ગુણ રહ્યા, ગુપ્ત નિજ અંતરે, કહાડવા ખેંચી તે હાનીકારી.
દોરવી જાય, કુમાર્ગમાં મનુષને, હાનિ વિનાશથી હર્ષ પામે;
એ ખરા વેરીઓ, ત્રાસને ટાળવા, યત્ન કરતાં, ન શાણા વિરામે.
તિમિર અજ્ઞાનના, રૂપ તમમાં દીસે, તેજ સત્સંગનું નહિ સહેરે;
પુરણ શશિની ખિલી, ચંદ્રિકાને કદી, ચોર કિચિંત તે નહિ ચહેરે.
સત્પુરુષો તણો, છે સમાગમ વડો, મેલ સહુ ચિત્તના એજ ધોય;
એ જડીબુટ્ટિથી, રોગ મનના મિટે, એજ અમૃત કરે પાન કોય.
ધાતુનો કાટ ઘટ, સિંધુના સ્પર્શથી, જાય છે જેમ શિઘ્રે કપાઇ;
વસ્તુનુ સ્વરૂપ, ચળકાટથી શોભતું, રૂચત જોનારના ચિત્ત માંહીં.
ભુલવતી રાતની ભુંડી કાળાસરે, લલિત રૂપ વિશ્વનું છાવરે છે.
સ્પર્શ તેજસ્વી રવી કિર્ણનો થાય કે, વિશ્વ નિજ રૂપ પાછું ધરે છે.
કીર્તિ ઉજ્વળ અતી વિશ્વમાં વિસ્તરે, સુખરૂપ સંગ તેનો ગવાએ;
શિવ શરીરે રહ્યા સર્પને ગરૂડનો, ભય નથી પીડતો જો જરાએ.
પુજ્ય તેજસ્વી, અગ્નિ સરીખો અરે, જોઉં સત્સંગ આશ્ચર્યકારી;
શુદ્ધ પાવન કરે, સેવતા મનુષ્યને, મેલ પાતક બધાને પ્રજાળી.
સમ પારસમણી, તેજ સત્સંગ છે, દીપક પ્રગટતા અન્ય દીપ;
અંતરે ગુપ્ત તે અમુલ મોતી ધરે, સાચવી રાખવી એજ સીપ.

# સ્નેહ વિષે.

## તોટક વૃત્ત.

સહુ સ્નેહ કરો, સહુ સ્નેહ કરો, દુઃખદાયક ક્લેશથી નિત્ય ડરો.
બળ સર્વનું સ્નેહ થકી વધતું, નહિ સ્નેહ વિના ખરૂં ઐક્ય થતું.
નિજ બાળક પત્ની પિતા જનની, વળિ ભાઇ કુટુંબ મહી ભગની.
સહુ સ્નેહની દોરથી સાંગળિયાં, વખણાય ગણાય ઘણાં બળિયાં.
સુખ દુઃખ મહીં સહુ ભાગ ભજે, ઘટ સંપથી હાનિ વિપત્ત ટળે.
ત્યમ વિશ્વ વિશાળ કુટુંબ લહો, નિત એકબિજાની સહાય ગ્રહો.
પરમાણું અનેક રહે વળગી, તવ વસ્તુ વિનાશથી છે અળગી.
તનનાં પરમાણું વિરોધ કરે, તવ વ્યાધિ પિડે વળિ જીવ મરે.
અવની અગણીત રહી ગગને, વણ આશ્રય કાર્ય વિષે મગને.
કિરણો ઝબકે બહુ શુદ્ધ રૂપું. પ્રસર્યું ત્યમ સ્નેહનું તેજ છુપું.
રસ જેમ તરૂવર માંહિ ફરે. સહુ અંગ સજીવન તેજ ધરે.
રવિનાં કિરણો જગમાં વિખુટાં, ફરતાં પણ નોહ સ્વતંત્ર છુટાં.
કિરતાર તણાં જિવ છે કિરણો, સમજી મન સ્નેહથી સુખી બણો.
શુભ સ્નેહથી દુર્ગુણ સર્વ મિટે, પછિ પાતક પાશ સમૂળ છિટે,
નિજની નિજ દેશની તેમ વળી, વડિ ઉન્નતિ થાય નિશંક ભલી.
રમજો ભમજો નિત સ્નેહ મહી, સહુ સાર તણો શુભ સાર વહી.

# કર્મ વિષે.

## ૫૬.

મહિમા કર્મ તણો નિહાળી, જાજો સન્માર્ગે સહુ ચાલી ॥ ટેક.
કોઈ રંક ને કોઇ રાય છે, કો કાયર કો શૂરો,
મનુષ કોઇ છે મુરખ મોટો, છે કો પંડિત પુરો ॥ મહિમા.
કોઇક સુખિઓ કોઇક દુઃખિઓ, કો હસતો કો રડતો,
પૂજાએ છે કોઇ પુરૂષ ને, કો ફોગટ રડવડતો ॥ મહિમા.
કો સજ્જન કો દુર્જન જોયા, ધર્મી અધર્મી કોઇ,
કો ત્યાગી ને વૈરાગી કો, રહ્યા જગતને મોહી ॥ મહિમા.
એમ વિશ્વમાં વિવિધ સ્થિતિઓ, ઉલટા સુલટી વ્યાપી,
નિયમ રહિત જન જોય જગતને, અણુ સમજુ ને પાપી ॥ મહિમા.
ભિન્ન પ્રકૃતિ ભિન્ન સ્વભાવો, ભિન્ન ભિન્ન તે ઇચ્છે,
જેવું ઇચ્છે તેવું પામે, મરમ વિરલા પ્રીછે ॥ મહિમા.
જેવી વૃત્તિ કરણી, ઇચ્છા, આવે સંધિ તેવી,
સરવ તણો કરતા જિવ પોતે, વાત માની એ લેવી ॥ મહિમા.
નથી બીજ જે રોપ્યાં તેનાં, ફળ તો કયાંથી મળશે,
પક્ષપાત અન્યાય તણુારે, સંશય મનને ટળશે ॥ મહિમા.
અસંખ્ય જીવો કેરી કરણી, ગણુતાં નહી ગણાએ,
નોંધ સર્વની કર્મ કરીને, તોળે નિર્મળ ન્યાયે ॥ મહિમા.
વિશ્વ સત્ય ને ન્યાય તણુારે, ચાલે છે આશ્રયથી,
સર્વ શકિત કર્તવ્ય પાળતી, જગતપતિના ભયથી ॥ મહિમા.
સ્મરણુ કરી તે સમરથ પ્રભુનું, સદા ચરણુને સેવો,
મન માન્યાં સુખ મળશે મિથ્યા, જનમ ન જાવા દેવો ॥ મહિમા.

# કાવ્ય છંદ અથવા રોલાવૃત.

રૂડો આજનો દિવસ જાણીએ મંગળકારી,
કિરપા મોટી કરી, નિશાળે આપ પધારી.
અંશી જનનાં રૂડાં, દર્શણે લાભ વસે છે,
સુરજ ઉદયથી સર્વ, રાતના ત્રાસ ખસે છે.
ધર્મ નીતિ ને દયા, વિનય ને ઉદાર દીલે,
દિન દિન જેની અધિક, યશસ્વિ કીર્તિ ખીલે.
તન મન ધનથી મદદ ધર્મના કાર્યે આપે,
પરહિત, પર ઉપકાર, પ્રેમથી ઉરમાં થાપે.
તેનાં દર્શણ આજ, પામિએં મંગળકારી,
નવિન શિતળ શુભ તેજ, રહે સર્વાંગ પ્રસારી.
ધીરજ હિમ્મત હોંસ, સહજ ઉછળે અંતરમાં,
ભવિષ ભલું સુહાય, સુકન શુભ છે આ પળમાં.
એનું પરમ કલ્યાણ, સિદ્ધ નિશ્ચય દેખાએ,
એવા વિરલા ખરે, જગતમાં કોઇ જણાએ.
સાચે ભાવે સરવ, પ્રાર્થના પ્રભુની કરીએ,
સુખ સંપત્ત આરોગ્ય, અચળ ને નિર્મળ ભરીએ.
દઇને દિર્ઘાયુષ, જગતનાં હીત કરાવો,
દશે દીશામાં વિમળ, કીર્તિ ઉજવળ પ્રસરાવો.
બાયગશાળી કિધાં, આજ અહિં આપ પધારી,
ફરિ ફરિ કરૂં પ્રણામ, કૃપાળુ લીઓ સ્વિકારી.



## શાર્દુલ વિક્રિડીત.

આ સંસાર અપાર સાગર ઘણો, જોયો ભયંકારરે,
મોજાં ઉછળતાં શું પર્વતસમા છે ઘોર અંધારરે.
ત્રાસે કંપિત આવિને ચરણમાં પ્રીતે પ્રણામી શીરે,
જોડી ઉભય પાણીને વિનયથી, હું વિનવું છું ધીરે,
છો રૂષીવર શ્રીગુરૂવર તમે, મૂર્તિ દયાની ખરે.
કાંતિ તેજમયી અનન્ત મહિમા શક્તિ વડી ઉચરે,
નૌકા શ્રેષ્ટ સનાતની ધરમના છો આપ ધોરી ધણી.
દૃષ્ટી કાંઇ કરો કૃપામય પ્રભુ હું રંક પ્રાણી ભણી.
વેદો વા ઉપનીષદો નથી ભણ્યો, ના ગોગ કે શાસ્ત્રરે,
પાપી કર્મની વાસના ભરિ કર્યું રે પુષ્ટ આ ગાત્રરે.
જાઉં કયાંહી પ્રભુ કરૂં કશું હવે, એ લેશ સૂઝે નહીં,
માયાથી બહુ મોહિ અંધજ બન્યો સદ્બુદ્ધિને ના લહી.
તાપે તમ બળું પરીશ્રમ થકિ પામ્યો ગતી હીનતા,
રક્ષો હે ગુરૂદેવ રક્ષણ કરો, મારી લહી દીનતા.
વિદ્યા પીયુષ પોઇને તૃષિતની પીડા મિટાડો તમે,
પાણી પદ્મ વિશાળ મસ્તક મુકી શાંતી કરો આ સમે.
વિવેકાંજનથી મુને વિમળતા નેત્રે ફરી આપજો,
મિથ્યા તર્ક વિતર્કના ભય ભર્યાં કષ્ટો બધાં કાપજો.
મૂને ધર્મ સનાતને દ્રઢ કરી, ભીતી ભુંડીને હરો,
હું પાષાણ મણી બણી તમતણી વ્યાખ્યા ધણી વિસ્તરો.

# રાજ્યાભિષેક પ્રસંગે સુરતની રાત્રીશાળાઓના છોકરા છોકરીઓએ ગાયલાં ગીતો.



## શાર્દુલ વીક્રીડિત વૃત્ત.

તેજસ્વી અતિ સ્નેહને ખિલવતો, પીયૂષને વર્ષતો
પામ્યો છે શશિ અસ્ત શોક નહિં ત્યાં ગાજી રહ્યો હર્ષ શો!
આજે સૂર્ય નવીન ઉદય થતો, આનંદ ઉરે પુરે,
ચિંતા તીમિરને ખરે સહજમાં, તે ગૂણુ કીર્ણે ચુરે. ૧
આજે ઉત્સવ છે બધે અવનિમાં, આનંદ શું ઉછળે,
છે રાજ્યે અભિષેક ને તિલક નો પ્રસ્તાવ રૂડે પળે;
સદ્ભાગી પ્રભુ જ્યોર્જ પંચમ વિશે, સંસ્કાર ઉત્કૃષ્ટ છે.
સંગે રાજત પત્નિ લક્ષ્મિ રૂપ તે, હર્ષે અતી હૃષ્ટ છે, ૨
માથે ધારિ અમુલ્ય મુકુટ વડો રાજ્યાસને રાજતો.
છે કો દેવ પ્રતાપિ ભૂતળ વિશે, પૂજાય તે આજતો;
આધી વ્યાધી ઉપાધિ સર્વ વિસરી, જો દર્શણે ધાય છે.
ઝાંખી શ્રી મુખચંદ્રની કરી પ્રજા સંતુષ્ટ હર્ખાય છે, ૩
એના ગૂણતણા સુકીર્તનતણા નાદો બધે વિસ્તરે,
નાના વીધ પ્રજા પ્રસન્ન ચિતથી, આશીશ તો ઉચરે.
ગાંધર્વાદિક દેવ ને ઋષિમુની આશ્ચર્યથી ન્યાળતા,
શું આ ઈંદ્ર બિજો અહીં અવતર્યો, સદ્ધર્મને પાળતાં? ૪
કાંતી ઉજવળ કેશથી ચળકતી આચાર્ય મંત્રો ભણે.
સામંતો ચિતચોર સુંદરી બિજા, ભેગાં પ્રસંગે બણે;

દેવાદેવ ઋષીવરો સ્વ:ગ્ગી, શું ઉતર્યા ભૂતળે ?
પામે તૃપ્તિ અપાર જીવ અમી શુ, ઉંચેથી છુપું ગળે. ૫
એવા જ્યોજે પ્રતાપિ પુરૂષનણી આરંભ સત્તા થતી;
હર્ષે આજ પ્રજા સમસ્ત મળિને, પ્રેમે વધાવે અતી.
છે વિખ્યાત વિશાળ ભૂતળ વિશે એનું રૂડું રાજરે,
સેવા સૂર્ય કરે અખંડિત સદા, એવો મહારાજરે. ૬

જેની ધર્મધ્વજા પ્રતાપિ વિજયી, ઉચે જહીં ઉડતી.
ત્યાં અન્યાય, અધર્મ મર્દન થતાં, ગૂહા કણો ધૂંડતી,
જેનાં નાવ મહાન નિર્ભય સદા સિંધુ ઉરે સંચરે.
જેના શસ્ત્રનણા પ્રચંડ પડધા. કંપાવતા વ્યોમને. ૭
પત્ની વેરી વિરોતણી જશ શુણી શંકા ભિતીધારતી,
પ્રેમે પ્રેરિત ને અખંડિત રૂડા સૌભાગ્યને વાંચ્છતી.
બાંધી રાખતિ નિત્ય આઠ પ્રહરે, વિલાસ પાશે પતી,
વૃક્ષે જે વિંટલાઇ વેલિ પળ તે ના લેશ છુટી થતી. ૮

શાંતી સુખ અનંત આપિ ભય ને ક્લેશો બધા એ હરે;
નીતી ન્યાય સુધર્મથી સરવની, રક્ષા પ્રભુ એ કરે.
માગું માગું પડી પદ્માબ્જ પ્રભુજી, બ્રહ્માંડના હે પતી,
એની ઉજવળ વિશ્વમાં નિત કરો, વિસ્તીર્ણ સુકીરતી. ૯
એનાં શસ્ત્ર સદાય વીજય લહો પૃથ્વી તળે ગાજતાં,
ત્રાસી નામ પ્રતાપથી રિપુજનો નીચું જુઓ લાજતા;
કાંતી ઉજવળ ને કૃપાળ લસતી, છે દિવ્ય આ દંપતી,
મુર્તી એ અચળીત અંતર ધરી, પુજો પ્રજા પ્રેમથી. ૧૦
પામો રામની ઉપમા વડિ પ્રભુ આશીશ દેજો તમે,

ત્રેતા કે કળિયૂગ શું વરતનો, લોકો પડે વિભ્રમે!
દીર્ઘાયુ સુખ સંપતિ અતિ દિયો, સર્વે પુરો કામના,
જીવો ખુબ જિવો નૃપેંદ્ર કરતા શ્રી જ્યોર્જ સુનામના. ૧૧

## अस्तु, अस्तु, अस्तु.

જીવો, બહુ જીવો, જ્યોર્જ નરેશ, જીવો બહુ જ્યોર્જ નરેશ,
અતિ ઉજ્વળ કીર્તિ દીગંત, પ્રસારો હે પરમેશ ॥ ટેક.

## સાખી.

ઉજવળ કીર્તિ તેજનું, સુંદર સોહ્ય શરીર,
કોમળ કમળ સમાન મુખ, ઝરે અમૃત નિત્ય રૂચીર,
જીવો બહુ જ્યોર્જ નરેશ.
શીતળ શશિસમ શાંતિકર, સુરજ સમાન પ્રતાપ,
ઉદારતામાં સિંધુ સમ, દીશે મહિમા અનંત અમાપ જીવો.
નાના રત્ન જડિત મુગટ, તેજસ્વી શિર સોહ્ય,
અંતરના સદ્ગુણ ગુપત, જાણું પ્રગટ પડયા સહુ કોય જીવો.
એ તેજસ્વિ કીર્ણનો, જહિં જહિં થાય પ્રસાર,
સ્નેહ, શાંતિ, સંતોષ, સુખ, કરે પુષ્ટ મનુશમાં અપાર જીવો.
વસુંધરાને વશ કરી, નરપતિ થયા અનેક,
વારી, વન્હિ, વાયુ પણ, એને વશ વરતે છે છેક, જીવો.
સરસ્વતિ ને લક્ષ્મિએ, પરહરિ સ્વરગ સ્વધામ,
ભૂતળ કરી નિવાસ નિજ, કરે નિત્ય પ્રજાનાં કામ, જીવો.
ધર્મ ધ્વજા ઉંચે ઉડે, સત્ય નીતિ ને ન્યાય,
તેના ડંકાના વડા શુભ નાદ નિરંતર થાય, જીવો.
સત્તા સ્થુળ શરીર પર શસ્ત્રે સહજ કરાય.

અતિ ચંચળ મન લોકનાં, કીધાં વશ, શું મહા મહિમ ય જીવો.
ભય સહુ ભાગ્યા ભય ધરી મ્હાલે ભોગ વિલાસ,
સુખમાં દિન સહુ સંચરે, ફળે નવિન રૂડી બહુ આશ જીવો.
ભૂપતિ એવા અવનિમાં, સુરગણુને અવતાર,
જન હિત કરતા છે કૃતિ, ગાજે ગગનમાં જયજયકાર જીવો.
દીર્ઘ આયુ આરોગ્યતા, થાજો કીર્તિ, વિશાળ,
માગું પ્રભુજી એટલું, એનું રાજ તપો બહુ કાળ. જીવો.

**अस्तु, अस्तु, अस्तु,**

---

## કુદરતનું વર્ણન.

### દ્રુત વિલંબિત.

દીસત જંગલ મંગળકારી રે, મનુષના પરિતાપ નિવારી રે;
મધુર કોમળ ચંદની શી ખીલે, તરૂવરો સહુ અમૃતને ઝીલે. ૧
બધું રૂપેરી રસે રસીયું બને, પરમ શોભન લોભન લોચને;
સ્વર મીઠો કરતી સરિતા જતી, મલિનતા વળી તાપ સમાવતી. ૨
કનક શીખરનું અહિં નીકટે, ધવલ મંદિર સોહ્ય નહિ તૂટે;
ગગન મધ્યજ બિંદુ સુશ્રૃંગ છે, પ્રસરતાં કિરણોરૂપ વ્યંગ છે. ૩
શિતળ એ સવિતા તિમિરે લસે, જગતનું મૂળ કારણ શું હશે;
ઉદય દિવસનો જવ થાય છે, બહુ પ્રતાપથી આપ જણાય છે. ૪
સહિત શીખર મંદિરનું વડું, જળ મહિં પ્રતિબિંબ રૂડું પડયું;
સમિપ મંદિર ઘાટ વિશાળ છે, પગથિઆં જળ સ્પર્શિ રસાળ છે. ૫
ભિતર નાદ થતા બહુ મંદિરે, સમિ ગયા સહુ આપ ધિરે ધિરે;
અચળ ત્યાં પણ શાંતિ પ્રવર્તતી, પૂરણ મધ્ય નિશા ખિલતી છતી. ૬

કિરણુ ચંદ્ર તણાં રમતાં જળે, શશી તણી છબી અંતર ઉછળે;
પવન શીતળ મંદ વિહારતો, જળ મહીં ઝીણી લેરી પ્રસારતો. ૭
વન ફૂલોની સુગંધી ઘણી હરે, પુરણ વાસિત તે વનને કરે;
દિવશના અતિશે શ્રમ પામતાં, છુપી ગયાં પશુ પંખી વિરામતાં. ૮
નદી મહીં જળ નાવડી કાપતી, સઢ સફેદ ફૂલ્યો પવને અતિ;
ઉદર એનું વિશાળ હશે અરે, ધવલ વસ્ત્રથી ઢાંકી દીધું ખરે. ૯
ખળળ શબ્દ બહુ જળમાં થતા, શ્રમ થકી બહુ નાવિક હાંફતા;
નદી તીરે છૂટી ગાડી સમો જતાં, બળદ બેસી શું ઘાસ વગોળતા. ૧૦
કદીય વાંકડી શીંગડી ડોલતી, મધુર ઘંટડી કંઠની ગાજતી;
પથિક ઓઢણુ તાણી નિરાંત રે, સૂઇ ગયા ભયની તજી ભ્રાંતરે. ૧૧
વિસરતા જન તો અહીં ત્રાસ રે, કરી રહી અહીં શાંતિ નિવાસ રે;
સકળ આ રચના રળિઆમણી, ઉચરતી કીરતી કરતા તણી. ૧૨

---

## સનાતન ધર્મ.

### પદ.

સનાતન ધર્મ તે આદિજ ધર્મ,
લહ્યા તેનો આર્યજનોએ મર્મ ॥ સના.
બીજા થયા ધરમ તે ધરતીની માંહી,
હજારોથી વરસની ગણુતિ ગણાઇ
કહીં વૃદ્ધ સાથ શિશુની સરસાઇ ॥ સના ૧
હતું રે નહી, બિજ એનું, અલ્પમતીમાં

જુએ તર્કવાદી તે ઉલટી ગતીમાં
ક્વચિત કોઇ સમજતા હરીની કૃતિમાં ॥ સના. ૨
પ્રથમ જવ પ્રગટી મનુષ્યની જાતી
ભલે બાલપણુમાં અજ્ઞાન જણાતી
રહી દુખી રક્ષણુ વણુ શું પિલાતી. ॥ સના. ૩
અરે નોતી પ્રભુની કઠિન થઈ છાતી
અતી કરૂણાળુ છે જેહની ખ્યાતી
તેને કૃતી એવી તે નહિજ સુહાતી ॥ સના. ૪
થઇ પોતે આપ ઉંચા અવતારી
કિધો જ્ઞાન ઉપદેશ જન હિતકારી
પરમ ગુરૂ રૂપ સ્વકીર્તિ વધારી ॥ સના. ૫
પરંપરા ચાલિ છે ગુરૂઓ તણીરે
રહ્યું, બીજ તરૂવર ભવ્ય ગણીરે
લિએ એનો આશ્રય વ્યક્તિ ઘણીરે ॥ સના. ૬
જુદી જુદી શાખ થડેથી પ્રસારી
રહ્યા બહુજન તહિં આશ્રય ધારી
મરમ લિયો સુજ્ઞ તે સમજી વિચારી ॥ સના. ૭
ઉઠયા ઉતપાત નિકટમાં અનેક
સહજ પણુ મુળથી ચળ્યું નથી નેક
કંઇક શાખ મરિગઇ થઇ છુટી છેક ॥ સના. ૮
કુટિલ કાળથી તે સહજ કરમાએ
પ્રગટ કોઇ દિવ્ય પુરૂપ તવ થાએ
પુનર રૂપ શિઘ્ર તેનું પલટાએ ॥ સના. ૯

સબળ અતી ધર્મ સનાતન સોહે
જગત જન સાવધ થઇ સહુ જોએ
જોતાં અતી વિસ્મય થઇ મન મોહે ॥ સના. ૧૦
સેવો સેવો ધરમ સનાતન સેવો
નથી દિવ્ય પૂર્ણ અવર કોઇ એવો
પરમ સુખશાંતિ લિયો થઇ દેવો ॥ સના. ૧૧

---

## ગરબો.

લહો આર્ય ધર્મ આપણો સનાતની રે લોલ
અહિં ભૂતળે ન કોઇ તૂલના બની રે લોલ
કૃતી માનવી તણી જરાય એ નથી રે લોલ
ગયા છે અનંત રે મહંત એ કથી રે લોલ
દિવ્ય દૃષ્ટિથી પ્રત્યક્ષ ભાઇ નીરખ્યો રે લોલ
કંઇક રૂપીએ અપાર મર્મ પારખ્યો રે લોલ
એક દેશીને અપૂર્ણ એ નથી ખરે રે લોલ
મુરખ પંડિતો એ સર્વને અનુસરે લે લોલ
પ્રસન્ન થાય પંડિતો સુગુપ્ત તત્વથી રે લોલ
બને રાજી તે બિજાઓ બીજી વાતથી રે લોલ
વડું વૃક્ષ છાય વિશ્વમહી વિસ્તરી રે લોલ
મનુષ માત્રના તે તાપને લિયે હરી રે લોલ
એક વસ્તુને અનેક રંગ દાખિયો રે લોલ
પરંતુ બધાએ એક સ્વાદ ચાખિયો રે લોલ
કુટિલ સંશયો તે એ થકી મીટી જતા રે લોલ

રૂડા ન્યાય ગૂણુ ઇશ્વરી થતા છતા રે લોલ
વડી નીતિથી સદાય ભરપૂર છે રે લોલ
બહુ ઝળઝળાટ દિવ્ય એનું નૂર છે રે લોલ
એના આશ્રયે ભવાબ્ધિને તરી જશું રે લોલ
જશે બીતી સર્વને સદા સુખી થશું રે લોલ
ન એ ધર્મ માત્ર હિંદુનો કદી કહ્યો રે લોલ
આર્ય દેશની પ્રજા સમસ્તનો લહ્યો રે લોલ
સહુ હિંદુ ઇસલામી પારસી મળી રે લોલ
ગાઇ એક કીરતારને લિયો રળી રે લોલ

---

## પરચુરણ.

શાસ્ત્રે ધર્મ જણાય ને, શાસ્ત્રે દુર્મતિ જાય ॥
શાસ્ત્રે જ્ઞાન મળે અને, શાસ્ત્રે મોક્ષ પમાય ॥ ૧
પંખિમાં કાગ ચંડાળ, પશુમાં એક કૂકડો ॥
મુનિ માંહે ક્રોધ તેવો, સર્વમાં નિંદક વડો ॥ ૨
ભસ્મે શુદ્ધ બને કાંસુ, આમળે તાંમ્ર થાય છે ॥
ઋતુ પ્રાપ્તે શુદ્ધ નારી, નદી વેગે સુહાય છે ॥ ૩
ભ્રમતો નરપતિ માન લે, ભ્રમતો દ્વીજ વખણાય ॥
ભ્રમતો યોગિ પુજાય ને, ભ્રમતિ સ્ત્રી ધિકરાય ॥ ૪
વિત્ત જેને મિત્ર તેને, બાંધવો સર્વને તેહ ને ॥
વિત્ત જેને ખ્યાતિ તેને, સર્વ વાતે નિપૂણ તે ॥ ૫
ન દેખે જન જન્માંધ, કામાંધો નવ્ય દેખતા ॥
નહીં દેખે મદોન્મતો, અર્થી દોષ ન પેખતા ॥ ૬

પંડે કર્મ કરે આત્મા, પંડે ફળ તેનું ગ્રહે ॥
પંડે ભમેછ સંસારે, મુક્તિ તેથિ પંડે લહે ॥ ૭
ઋણ બૂડયો પિતા શત્રુ, જનની વ્યભિચારણી ॥
મૂર્ખ પુત્ર શત્રુ મોટો, ભાર્યા રૂપવતી ઘણી ॥ ૮
નિશ્ચયતા જન જે તજી, અનિશ્ચિતે લલચાય ॥
નિશ્ચયતા તે ખોય છે, નથિજ અનિશ્ચિત કાંય ॥ ૯
દુષ્ટ નાર ખળ મિત્ર ને, કિંકર આજ્ઞા હીંન ॥
સર્પ વસિત ગૃહ વાસ, એ કરે મૃત્યુ કો દીન ॥ ૧૦
જે દેશે સન્માન નહીં, ઊદર ભરણુ ન ઉપાય ॥
બાંધવ વિદ્યા પ્રાપ્તિ નહીં, વાસ ન કરવો તાંય ॥ ૧૧
અનૃત સાહસ કપટને, મૂરખતા અતિ લોભ ॥
નિરદયતા ને મલિનતા, સ્ત્રિના સ્વભાવિક દોષ ॥ ૧૨
આજ્ઞાંકિત નિત પુત્ર ને, પતિવ્રતા નિજ નાર ॥
છે વૈભવ સંતોષ તો, સ્વરગ અહીં છે સાર ॥ ૧૩
પિતા ભક્ત તે પુત્ર ને, પોષણ કર તે તાત ॥
કપટ રહિત તે મિત્રને, સ્ત્રી જે દે સુખસાત ॥ ૧૪
સમક્ષ પ્રિય હિતકર વદે, ચહે પુઠળ તમ નાશ ॥
વિખ કુચ શિર પયરૂપ તે. મિત્ર ન રાખો પાશ ॥ ૧૫
દુખદાયક છે મૂરખતા, દુખદાયક યૌવંન ॥
અતિ દુખદાયક સર્વથી, પર ઘર વસવું જંન ॥ ૧૬
નગ નગ રત્ન નહીં મળે, મોતિ ન ગજ ગજ સ્હોય ॥
સાધુ નહીં સર્વત્ર ને, સુખડ ન વનવન સ્હોય ॥ ૧૭
સંતોષતો સુચરિતે નિજ તાત પુત્ર ॥

ભર્તારનું હિત ચહે, નિત તે કલત્ર ॥
તે મિત્ર આપદ સુખે, સમભાવ રાખે ॥
જક્તે ન એ ત્રણ મળે, બહુ પુણ્ય પાખે ॥ ૧૮
છે વિત્ત જેનું, નર તેહ સદા કુલીન ॥
પંડીત તે સુગુણી, શાસ્ત્ર વિશે પ્રવીણ ॥
વાણી વિશે ચતુર ને, રૂપ રમ્ય તે છે ॥
નિશ્ચે ગુણો સરવ, કાંચનમાં વસે છે ॥ ૧૯

## સહવારનું સ્મરણ.

### ભુજંગી છંદ.

પ્રભાતે પ્રભુ અંતરે જે પ્રકાશે, કૃપા જેનીથી દેહનાં કાર્ય થાશે;
જુએ જાગૃતિ સ્વપ્ન સુષુપ્તિ માહે, સ્મરૂં તેહને જેથી કલ્યાણ થાએ. ૧
નહી વાણી ને મંનથી જે પમાએ, સદા સચ્ચિદાનંદ રૂપે સુહાએ;
વડી મૂર્તિ એ તેજની છે અપાર, પ્રભાતે સ્મરી જાણી સંસાર પાર. ૨
રહ્યું વિશ્વ જેને વિશે સર્વ વ્યાપી, નિરાકાર નિર્લેપ મોટો પ્રતાપી;
સહુ દેવનો દેવ જે ના કળાએ, પ્રભાતે સ્મરૂં પ્રેમથી ચિત્ત માંહે. ૩

### દોહરા.

બ્રહ્મા હરિ હર શક્તિ ત્રણ, વ્યાપી રહી સર્વત્ર;
જેના તેજ બળે થતા, સહુ વ્યવહારો અત્ર. ૧
સૂર્ય ચંદ્ર મંગળ અને, બુધ ગુરૂ ને શનિ શુક્ર;
નક્ષત્રો તારા ગણો, સમસ્ત જ્યોતિ ચક્ર. ૨

સ્મરણ કરી સદ્દભાવથી, વિનવું જોડી હાથ;
કૃપાનિધિ સહુ માયરા, કરજો રૂડો પ્રભાત. ૩



## દ્રુત વિલંબિત.

ભૃગુ વસિષ્ટ, ક્રતૂ રૂષિ અંગીરા;
પુલહ ગૌતમ ને મરિચી ધીરા.
ચ્યવન રૈભ્ય મનુ વળિ દક્ષ જે,
સરવ એ કરજો સુપ્રભાત મે. ૧



# श्री शंकराचार्य कृत प्रश्नोतर.



## મંગલમ

શ્રીમદ્ ગુરૂ શંકર શિવરૂપ, પાખંડના ખંડન [1] યોગીભૂપ.
છો જક્તત્રાતા શુભ મુક્તિદાતા, જીવો ઉગાર્યા ભ્રમમાં ભુલાતા;
વેદાંત માર્તંડ અપૂર્વ જ્યોતી, મોહી મુમુક્ષુતણી પંક્તિ જોતી.
ભૂમંડળે ઉજ્વળ કીર્તિ છાઇ, મીટ્યું અધર્મી તમ [2] દુઃખદાઇ;
છે આર્તનો આશ્રય ચર્ણ દ્વંદ, નમામી અજ્ઞાન થજે નિકંદ.

## પ્રારંભ.

*શિષ્ય—કહો દયાળુ ગુરૂજી કૃપાએ, અપાર સંસારસમુદ્ર માંહે:
છે બુડતાને બચવા શું દાવ ? વિશ્વેશ પાદાબ્જ મહાન નાવ.

**અર્થ**—કોઇ શિષ્ય ગુરૂને પુછે છે કે હે ગુરૂજી ! તમે દયાળુ છો, બીજાઓનું દુઃખ જોઇ તમને અંતરમાં દયા વ્યાપ્ત થાય છે, અને તેનું દુઃખ દુર કરવા પ્રયત્ન કરો છો માટે દયાળુ છો, જેથી

---

[1] પાંખડના ખંડન એટલે અધર્મનો નાશ કરનાર. [2] અંધારૂં.

* આ લેખમાં ગુરૂ શિષ્યના સંવાદ રૂપે વિવિધ શંકાનાં સમાધાન આપવામાં આવશે. વિસ્તાર થતો અટકાવવા માટે શિષ્ય વારંવાર ગુરૂને પૂછે છે, અને તેનો જવાબ ગુરૂ કહે છે એમ નહિ લખતાં માત્ર શિષ્ય પૂછે છે તે સવાલને પ્રશ્ન અને ગુરૂ જવાબ આપે તેને ઉત્તર લખવામાં આવ્યા છે. માટે સદ્વિવેકી વાંચકે જ્યાં જ્યાં પ્રશ્ન આવે ત્યાં ત્યાં શિષ્યનો પ્રશ્ન અને ઉત્તર આવે ત્યાં ગુરૂનો ઉત્તર એમ સમજી લેવા કૃપા કરવી.

મારા ઉપર કૃપા કરી મને કહો કે, જેનો છેડો નહિ દેખાય એવો સંસાર રૂપી જે દરિઓ છે, તેમાં તમામ જીવો પડેલા છે તેમાં જેઓ બુડી જાય છે એટલે તરતાં નહિ આવડે તેઓ બુડી જતા છે તેઓને ઉગારવાનો ઉપાય શું ? ગુરૂજી તેને ઉત્તર આપે છે કે, વિશ્વ એટલે જગત્ તેના ઇશ એટલે સ્વામી. એવા જે ઇશ્વર તેના ચરણકમળ અર્થાત્ કમળના જેવા શોભતા એવા જે તેઓના પાદ–પગ–તેનું શરણ મહેવુ તે બુડતાને બચવાનું મહોટું નાવ છે.

છે બંધને કો વિષયાનુરાગી, છે મુક્ત તે કો, વિષયોથી ત્યાગી,
શું ઘોર નર્ક નિજ દેહ દેખો, શું સ્વર્ગ તૃષ્ણા ટળી તેજ લેખો.

ટીકા—આ જગતમાં નાના પ્રકારનાં બંધનમાં કોણ જકડાયલો છે ? જવાબ. નાના પ્રકારના જે વિષયો, ઇંદ્રિઓના જે વિષયો તેમાં જે મમતાથી વળગી રહેલો છે તે પ્રશ્ન. ત્યારે મુક્ત થયેલો કોને કહેવો ! ઉત્તર. એ વિષયોથી જે છુટી ગયેલો છે, એ વિષયોને જેણે તજી દીધા છે, એ વિષયોમાં જે મમતા રાખતો નથી તે. પ્રશ્ન. સ્વર્ગ ને નર્ક એ કહેવાય છે, તેનાં મહોટું ભય આપવાળું નર્ક કયું? ઉત્તર. આ પોતાનું શરીર એજ નર્ક. પ્રશ્ન. ત્યારે સ્વર્ગ શું? ઉત્તર—તૃષ્ણા–જીંદગીની મમતા–આશાનું છુટવું–એજ સ્વર્ગ સમજવું.

સંસારનો છેદ શું, આત્મબોધ, શું મોક્ષ હેતુ નિજ જ્ઞાન શોધ.
શું નર્કદ્વાર વનિતા વિશેષા દે સ્વર્ગ શું જીવદયા અહિંસા.

ટીકા—દુઃખથી ભરેલો એવો જે સંસાર મહેલો છે તેને માટે શિષ્ય ગુરૂને પુછે છે કે એ સંસારનો નાશ શાથી થાય તેનો ગુરૂજી

ઉત્તર આપે છે કે આત્મબોધથી. પ્રશ્ન. મોક્ષ શાથી પમાય, એટલે મોક્ષ પામવાનું સાધન શું. અને શું કરવાથી મોક્ષ મળે છે? ઉ-તર. હું કોણ છું એ જ્ઞાન મેળવ. અર્થાત્ પોતાના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કર. પ્રશ્ન. નર્કનું બારણું શું? ઉ-તર. મુખ્યત્વે કરીને સ્ત્રી. પ્રશ્ન. સ્વર્ગ શાથી મળે? ઉ-તર. તમામ પ્રાણી માત્ર ઉપર દયા રાખવાથી, અહિંસાથી એટલે કોઇને લેશમાત્ર પણ દુઃખ કરવાથી દુર રહેવું. અને પોતે મન, વાણી અને કાર્ય અર્થાત્ શરીરથી કોઇના મનને કે તન-શરીર-ને પીડા નહિ કરવાથી સ્વર્ગ મળે છે.

સુખે સુવે કોણ? સમાધીવાન, કો જાગતો? સત્ય અસત્ય જાણ;
શત્રુ કીયા છે? નીજ ઇંદ્રી બંધી, છે કોણ મિત્રો? વશ ઇંદ્રી સંધી.

ટીકા. પ્રશ્ન—નચીંતે સુખે સુતેલો માણસ કોને કહેવો. ઉત્તર—જે યોગી સમાધી ચઢાવીને બેઠો છે તે સુખે નચિંતે આરામ લે છે. સમાધિમાં એક જાતના આનંદનો અનુભવ થાય છે અને જ્યાં સુધી સમાધિ રહે છે ત્યાં સુધી તેને વ્યવહારિક બીજી કશી વાતનું ભાન નથી, એને કોઇ પણ પ્રકારની ચિંતા નથી માટે તે અવસ્થાને સુખી ગણેલી છે. પ્રશ્ન—કોણ માણસ જાગતો કહેવાય. ઉત્તર—સત્ય અને અસત્યને જે જાણે છે એટલે જેનામાં વિવેક પ્રકટ થયો છે તે, જેથી નાશવંત શું અને અવિનાશ શું તે જે સમજે છે, તેજ ખરો જાગતો છે. નિદ્રા અવસ્થામાં કાંઇ ભાન રહેતું નથી અને તેથી તે અવસ્થા હોય ત્યાં સુધી પોતાનું રક્ષણ પણ કરવાને જીવ અશક્ત છે. તેમજ જેને વિષે સત્ય તત્વ શું અને અસત્ય શું તે જાણવાનું જ્ઞાન પ્રકટ થયું નથી તેને અજ્ઞાનરૂપી નિદ્રામાં બેભાન જેવોજ સમજવાનો છે પ્રશ્ન-ખરા શત્રુ કોને જાણવા. ઉત્તર-પોતાની

ઇંદ્રીઓને. પ્રશ્ન--ખરા મિત્ર કોને જાણવા. ઉત્તર--પોતાને તાબે થયેલી ઇંદ્રીઓને. માણસ ઇંદ્રીઓને વશ થાય છે ત્યારે તે બધી ઇંદ્રીઓ લુચ્ચી-છેતરવાવાળી થઇને ગમે ત્યાં ઘસડી લઇ જાય છે. જેમ ઘોડા, બળદ વગેરેની લગામ આપણા હાથમાં આપણે રાખતા નથી તો તે ગમે ત્યાં લઇ જાય છે તેમ ઇંદ્રિઓને હાથમાં નહિ રાખ્યાથી આપણે દુઃખમાં આવી પડીયે છીયે.

દરિદ્ર કો? આશ સદા અમાપ! શ્રીમંત કો? જે પરિતુષ્ટ આપ;
જીવત્ મુઓ કો? નહિ કર્મકારી, શું સુખદા? આશ ન કોની ધારી.

**ટીકા.** પ્રશ્ન—દરિદ્રિ કોણ છે? ઉત્તર—જેની આશાનું માપજ નથી. પ્રશ્ન—શ્રીમંત ધનવાન કોણ? ઉત્તર—જે પોતે હમેશા સંતોષ રાખે છે તે. જેની આશાનો પારજ નથી તેને હમેશ વધારેને વધારે લાલચ-લોભ રહેલા છે, તેઓને હમેશ અધુરાપણુંજ જણાય છે. જેને સંતોષ છે તે એમજ સમજે છે કે આપણે જેટલું જોઇતું હતું તે મળ્યું છે અને વધારેની તેને સ્પૃહા નથી. વધારે માટે જે તરફડીયાં મારે તેને નચિંતે બેસવાનો વખતજ નથી, તેને તો ઉણું ને ઉણુંજ સદા રહેલું છે, વધારેનો ખપ છે ને મળતું નથી એટલે તે દરિદ્રી છે. કેમકે નહીં મળેલું મેળવવાને તેની પાસે સાધન નથી તેને વધારે જોઇતુંજ નથી, તેને સઘળુંજ છે અને તેથી તે પરિપૂર્ણ સુખી સમજે છે. પ્રશ્ન--જીવતો મુઓ કોને કહેવો? ઉત્તર--જે કંઇજ કર્મ કરતો નથી એટલે ઉદ્યમ વગરનો છે તે. પ્રશ્ન--સુખ શાથી મળે છે? ઉત્તર--કોઇની પણ આશા નહીં રાખવી એવી જે વૃત્તિ તે સુખ આપનારી છે. આશા હોય તો તે ફળે વા નહિ ફળે

એ ચિંતા રહેશે, જ્યાં ચિંતા છે ત્યાં દુઃખ છે અને દુઃખ છે ત્યાં સુખ નથી. વળી બીજાના ઉપર આધાર રાખવો એ પરાધીનતા છે, અને પરાધીનતા દુઃખનું કારણ છે. સુખનું સ્વતંત્રતા છે, માટે કોઇનાથી કંઇ આશા નહિ રાખવી એ સુખરૂપ છે.

છે પાશ તે શું? મમતા અપાર, સુરા સમી મોહ કરે શું? નાર;
મહાંધ કો? આતુર કામથીજ, મૃત્યુ કિયું છે? અપકીર્તિ નીજ.

ટીકા—પ્રશ્ન—આ સંસારમાં બંધન કોને કહેલું છે? ઉત્તર—અત્યંત મમતા એજ બંધન છે, જ્યાં લગી મારૂં એ બુદ્ધિ રહી છે ત્યાં સુધી ભેદબુદ્ધિ છે અને ભેદબુદ્ધિ એ અજ્ઞાનનું લક્ષણ છે. એ છે ત્યાંજ બગાડ છે, કહ્યું છે કે બગડે બે. આખા વિશ્વમાં એકજ તત્વ ઝળકી રહેલું છે, અને તે કોઇ જગે નથી એમ નથી. સર્વ પ્રાણીના અંતરમાં જે ઝળકી રહેલું ચૈતન્ય છે તે એકજ છે. ઉપરના શરીર એ માત્ર ઉપાધિ છે. ખરો પુરૂષ તે શરીર નથી તે તો શરીરને વિશે છુપો રહેવાવાળો જે છે તે છે, અને તે સઘળા-ઓમાં એકજ છે. એટલે સઘળે હું છું અને મારામાં સઘુ છે જ્યારે એમ છે તો પછી મારૂં તારૂં રહેતુંજ નથી. એ મારૂં તારૂં સમજવું એ અજ્ઞાન છે, માટે મમતા એજ બંધન છે. પ્રશ્ન—સુરા એટલે મદીરાની પેઠે માણસને મોહ પમાડનાર કોણ છે? ઉત્તર—નારી. પ્રશ્ન—મહાંધ-ઘણોજ આંધળો કોણ? ઉત્તર—કામાતુર હોય તે. જેમ મદીરા ઉપર માણસનું ચિત્ત ચોંટે છે ને તેનો અનુભવ કરતાં તે ગાંડો બની જાય છે તેમજ સ્ત્રી—નારી—થી સમજવાનું છે. માણસને દુસ્તર વાળી એવી બીજી મોહીની નથી. જે માણસ

કામને વશ થાય છે તેને ખરા ખોટાનું ભાન રહેતું નથી. વિવેકરૂપી નેત્ર નથી એટલે અંધાપોજ છે, આપણે અમુક કામ કરીએ છીયે તેનું પરિણામ શું આવશે એમ જ્યાં વિચાર નથી ત્યાં જોવાનું નથી અને પરિણામ દેખાતું નથી. એમ છે માટેજ એ અંધાપો છે! પ્રશ્ન—મૃત્યુ-મરણ કોને સમજવું? ઉત્તર—પોતાની અપકીર્તિ થઇ પોતે બેઆબરૂ થવું એજ મૃત્યુ છે. માણસને સારી કીર્તિનું જે શરીર હતું તે જતું રહે છે—તે નાશ પામે છે, તો મરણ તે એજ છે. ખરું મરણ સમજે તેને એજ મરણ છે.

કો ગુરૂ? શ્રેનો ઉપદેશ કર્તા, કો શિષ્ય? ભક્તિ ગુરૂકેરી કર્તા;
શું રોગ મોટો? ભવરોગ યાર, છે ઓષધી શું? ભવનો વિચાર.

ટીકા—પ્રશ્ન—ગુરૂ કોને જાણવો? ઉત્તર—શ્રેનો—એટલે પોતાના કલ્યાણનો જે બોધ આપે તેને, ફક્ત હિતનો ઉપદેશ કરે તે ગુરૂ નહી, કેમકે હિતમાં તો વ્યવહારીક ઘણું સમાયલું છે—નબળા માણસો પોતાનો સ્વાર્થ—નબળી વાતમાં—સ્વાર્થ માને, પણ તેવી બાબતમાં રસ્તો બતાવે તે ગુરૂ નહી, પણ જીવનું સારૂં કેમ થાય, એ જે શીખવે તે ગુરૂ તેમજ ખરો શિષ્ય તે તેજ કે જે એવા ઉપદેશ આપનારની સેવા કરે. પ્રશ્ન—સહુથી મોટો રોગ કિયો? ઉત્તર—ભવરોગ. ભવ એટલે સંસાર. તે રોગનું ઓસડ શું? તેનું ઓસડ તેનો વિચાર કરવો તે. આ સંસારમા જે જીવ આવી પડેલ છે તેને હમેશ અનેક ઉપાધિઓ વળગેલી છે, સહુનું મૂળ મમતા છે, સંસારમાં મમતા એજ દુઃખોનું કારણ છે, અનેક ઉપાધિથી રાત દિવસ ચિંતા રહે છે, એ ચિંતા માણસને જરા પણ શાંતિ

થવા હેતી નથી. અંતરમાં એક જાતનો અગ્નિ-પરિતાપ-બળે છે, અને તે વ્યાધીનું ઓસડ માત્ર એજ છે કે સંસાર કેવો છે, શું છે, તેનો વિચાર કરવો. સંસાર દુઃખનો ભરેલો છે, દુઃખ આપનારો છે અને સુખ માત્ર ઇશ્વર ભજનમાં, જ્ઞાનમાં રહેલું છે એમ સાર શોધી કાઢવો, જ્યારે એ પ્રમાણે વિચાર કરવામાં આવે ત્યારે સંસાર ભયભરેલો દેખાશે, અને તેથી જીવ સ્વભાવિક રીતે તેના ઉપરથી પોતાની મમતા ઉઠાડી નાખશે. એ મમતા ઉઠી કે સંસાર જુઠો જણાય છે, અને તેમ થતાં તેનો ભય રહેતોજ નથી.

શું છે ઘરેણાનું ઘરેણું ? શીળ, કો શ્રેષ્ઠ તીર્થ? નિજ શુદ્ધ દીલ;
શું ત્યાગવું ? સ્ત્રી જન ને સુવર્ણ, સેવું સદા શું? ગુરૂ વેદ વેણ.

ટીકા—પ્રશ્ન—ઘરેણાનું પણ ઘરેણું શું ? એટલે ઘરેણું શોભા આપે છે તેના કરતાં પણ વધારે શોભા આપે તે શું? ઉત્તર—શીળ વ્રત. પ્રશ્ન—સર્વથી મોટું તીર્થ કયું ? ઉત્તર—પોતાનું શુદ્ધ અંતઃકરણ, જાત્રાનાં ધામો ઘણાં છે અને ત્યાં લોકો જઇને નાહે છે અને દેવનાં દર્શન કરે છે આમ શા માટે કરે છે ? પવિત્ર થવાને માટે, પણ જળમાં સ્નાન કરવાથી ઉપલા શરીરનો મેલ ધોવાય છે અને દેવનાં દર્શન એ પણ બહારનું કામ છે, પણ જે મુખ્ય હેતુ છે તે હેતુ સાધવાનું મોટું સાધન પાસેજ છે, અને તે અંતઃકરણ છે, એ અંતઃકરણનો મેલ જ્યાં સુધી ધોવાય નહી ત્યાં સુધી પવિત્ર થવાયજ નહીં, ખરૂં તીર્થ એ અંતઃકરણનું શુદ્ધ થવું છે. માટે સર્વથી મોટું તીર્થ આજ છે. પ્રશ્ન—માણસે શું તજવું જોઇએ? ઉત્તર—સ્ત્રી અને સોનું. પ્રશ્ન—હંમેશ સેવન શેનું કરવું ? ઉત્તર—ગુરૂ

અને વેદના વાકયો. દુનિઆમાં મોટામાં મોટી મોહિની-ચિત્તને લોભાવનારી-ચિત્તને ચળાવનારી બે વસ્તુ છે. એક સ્ત્રી અને બીજું સોનું. એની લાલચ એવી જબરી છે કે તેની ખાતર માણસ. ગમે તે કર્મ કરે છે, અને તે કરતાં ભવિષ્યમાં જીવનનું શું થશે તેનો જરા પણ વિચાર રહેતો નથી. માણસને ધર્મથી ચુકવી નાખનાર એ બે બહુજ બળવાન છે માટે એ બેને જે તજે-તેના મોહમાં જે નહીં ફસાય તેજ ખરો વીરલો છે, જેમ આ બેથી ધર્મથી નીચે પડવાનું થાય છે તેમ ધર્મમાં ચુસ્ત કરનાર, પોતાનું કલ્યાણ કરાવવાવાળું કંઇક બીજું છે અને તે એ કે ગુરૂ જે ઉપદેશ કરે તે તથા વેદનાં વચન. તે ઉપર પુરણ ભરૂસો રાખીને ચાલવું, તેને બરાબર રીતે પાળવાં.

છે બ્રહ્મની ઓળખ તે કશાથી? સત્સંગ, સંતોષ, વિચાર, દાંતી;
કો સંત? લોભે ન કંહીં મમત્વે, કો મોહવોણો? લિન શિવતત્વે.

**ટીકા**—પ્રશ્ન—બ્રહ્મની ઓળખ શાથી થાય? ઉત્તર—સાધુ પુરૂષનો સમાગમ, તોષ; વિચાર અને દાંતીથી એટલે ઇંદ્રીના દમનથી.

સંસારના સઘળા વિષયો દુઃખકરતા છે, માણસ હમેશ સાચું સુખ શોધે છે. અંતરમાં જે તત્વ પ્રકાશી રહેલુ છે તે સ્વભાવિક મુળતત્વ ભણી આકર્ષાય છે. તે મુળતત્વ જેને ઇશ્વરરૂપ સમજીએ તે સંપૂર્ણ સુખ, શાંતિનુ ધામ છે, ત્યારે તે સુખ તો જ્યારે તે ભણી માણસની વૃત્તિ વળે ત્યારેજ મળવું શકય છે. પણ ખરૂં સુખ શેમાં છે તે નહિ સમજતાં જગત માંહેલી નાના પ્રકારની વસ્તુમાં તે સુખ અજ્ઞાની જીવ માનીને શોધી રહેલો છે. એ મનાતું સુખ મિથ્યા ને

વિનાશી છે, અને જેને સુખ માનવામાં આવે છે તેજ દુઃખનું કારણ થઈ પડે છે, માટે દુઃખની નિવૃત્તિ માટે બ્રહ્મની ઓળખ અવશ્ય છે. તે ઓળખ શાથી થાય? એ ઓળખ થવાનાં સાધન ઉત્તરમાં બતાવેલાં છે એ સાધનમાં મુખ્ય સત્સમાગમ–સાધુ જનોનો સંગ–છે. સાધુજન એટલે વેશધારી નહી પણ જેમાં સારા ગુણો છે, જે બ્રહ્મનિષ્ટ છે, ભક્તિ જેને પ્રિય છે, જ્ઞાનવાન છે એવા. પ્રશ્ન—સંત કોને કહેવો? ઉત્તર—જગત માંહેલી કોઇ પણ વસ્તુમાં મમતાથી જે લોભાતો નથી તે, અને મોહ વગરનો કોણ છે? ઉત્તર—જે શિવતત્વ, એટલે પરતત્વ–આત્મતત્વમાં લીન છે તે. વેશ ધારણ કરનાર સંત નથી વેશ એ તો બહારનો દેખાવ છે, એ બહારના દેખાવનું આપણને કામ નથી, અહીં તો અંતર જોવાનું છે માટેજ કહ્યું છે, કે દુનિઆ માંહેલી કોઇ વસ્તુમાં જેને પ્રીતિ નથી, અને પ્રીતીથી જે તેવી વસ્તુથી લોભાતો નથી-એવા સંસારના વિષયથી જે મોહ પામતો નથી તે સાધુપુરુષ છે, એવા લોભમાં નહીં ફસેલા પુરૂષ વીરલા છે, તે સંસારથી મોહ પામતા નથી. કેમકે તે જે ખરૂં તત્વ છે તેથી મોહ પામીને તેમાંજ નિમગ્ન છે તે તત્વ તે શિવતત્વ છે. શીવ એટલે કલ્યાણકર્તા જે પરમેશ્વર તે, અથવા પોતાનો આત્મા જે શીવરૂપ છે તે.

શું પ્રાણિઓને જ્વર? જાણ ચિંતા, છે કોણ મૂર્ખો? ન વિવેકવંતા;
શું કાર્ય પ્યારૂં? શિવ વિષ્નુસેવા, જીવ્યા કિયા? દોષરહીત એવા.

પ્રશ્ન—પ્રાણી માત્રને ખરો તાવ શું સમજવો? ઉત્તર—ચિંતા (કેમકે તેથી માણસ રાત ને દહાડો તપેલા–બળેલા રહે છે.)

પ્રશ્ન—મૂર્ખ કોણ? ઉત્તર—સત્ય શું અને અસત્ય શું તે જે નહિ સમજે તે, એટલે વિવેકબુદ્ધિ જેનામાં નથી તે, જગતમાં નાશવંત શું અને અવિનાશી શું છે તેનો વિચાર જે કરતો નથી તે મૂર્ખ.

પ્રશ્ન—કિયા કામમાં હંમેશ પ્રીતિ રાખવી જોઇએ? ઉત્તર—શીવ અને વિષ્ણુની ભક્તિમાં, કેમકે ઉંચામાં ઉંચો સ્વાર્થ પોતાનું કલ્યાણ છે. દેહ અને તેને વિશે વસનારો એ બે છે, તેમાં દેહ તો જડ અને નાશવંત છે, અને તેને વિશે વસનારો છે તેજ અદ્ભુત તત્વ છે. તેને માટે પ્રથમ કર્ત્તવ્ય ઇષ્ટની સેવા અને ભક્તિ છે.

પ્રશ્ન—ખરેખરા જીવ્યા કેવા માણસને કહેવા? ઉત્તર—દોષરહિત જેઓ હતા તે. તેઓએ જીંદગીનું સાર્થક કીધું છે અને બીજાઓને દ્રષ્ટાંતરૂપ થયલા છે, તો ખરેખરૂં જીવનં તેમનુંજ કહેવાય.

વિદ્યા કયા? બ્રહ્મગતની પ્રદાઇ, કો બોધ? મુક્તિ રહ્યા હેતુ માંહી.
છે લાભ કીયો? નિજ આત્મજ્ઞાન, કો જક્ત જીત્યો, મન જીત્યું માન.

પ્રશ્ન—વિદ્યા કોને કહેવી? ઉત્તર—બ્રહ્મ પદ આપવાવાળી જે વિદ્યા તેજ વિદ્યા. વિદ્યા શબ્દ વિદ એટલે જાણવું એ ધાતુ ઉપરથી થયો છે ત્યારે જે ખરેખરૂં જાણવાનું છે, તે જેથી સમજાય તે વિદ્યા. એક વ્યવહારિક વિદ્યા છે જે બહારના વિષયોનું જ્ઞાન આપે છે અને બીજી અધ્યાત્મ વિદ્યા છે જે અંતરમાં પ્રકાશ કરે છે, એ અધ્યાત્મ વિદ્યાથીજ સ્વરૂપનું પિછાન થાય છે અને સ્વરૂપનું પિછાન તેજ બ્રહ્મ પદ છે.

પ્રશ્ન—ખરો બોધ કોને કહેવો? ઉત્તર—જે બોધનો હેતુ મુક્તિ છે તે.

સંસારમાં અનેક બંધનોથી જીવ જકડાઇ ગયલો છે, અને એ બંધનોથી જ્યાં સુધી રહે છે ત્યાં સુધી જન્મમરણનો ત્રાસ છે, વારંવાર જનમવું અને વારંવાર મરવું, આવા મોટા ત્રાસમાંથી છુટવાનો ઉપાય જે ઉપદેશ કરે તેજ ખરો બોધ આપનારો છે ત્રાસને હરે, અજ્ઞાનને હરે તેજ ગુરૂ અને જે વિત્ત હરણ કરે તે તો પેટભરા અને સ્વાર્થી સમજવાના છે.

પ્રશ્ન—ખરો લાભ કોને કહેવો? ઉત્તર—આત્મજ્ઞાન પ્રાપ્ત થવું એજ શ્રેષ્ઠ અને ખરો લાભ છે. કેમકે આત્મજ્ઞાનથી પરંપદ-બ્રહ્મપદની પ્રાપ્તિ છે અને એનાથી વિશેષ કંઇ છેજ નહી.

પ્રશ્ન—જગતને જીત્યો તે કોણ? ઉત્તર—જેણે પોતાનું મન જીત્યું તેણે જગતને જીત્યું એમ તું નક્કી માનજે.

સઘળું કર્તાહર્તા મન છે. બંધનનું કારણ પણ મન છે અને મોક્ષનું કારણ પણ મન છે. એ મન વડેજ જગત ભાસે છે. મન વડેજ સુખદુ:ખના વાયરા વાતા લાગે છે. એ મન અત્યંત ચંચળ છે અને તેથી શાંતિનો નાશ થાય છે. મન ઉપર જો અંકુશ આવે તો ઉત્તમ સત્તા મળી એમ સમજવાનું છે. એ મન શાંત થતાં તમામ ઉપાધી શાંત થાય છે અને અંતે જગત પણ ભાસતું નથી. માટે કહ્યું છે કે મન જીત્યું તેણે સઘળું જીત્યું.

શૂરાથી શૂરો પણ કો ગણ્યાંએ? જે કામબાણેથી નહીં વિંધાએ;
ડાહ્યો, થિરો, કો, સમદષ્ટિ રક્ષે, મોહે નહીં જે લલના કટાક્ષે.

**ટીકા**—પ્રશ્ન—સહુથી શૂરામાં શૂરો કોણ? જેને કામનાં બાણ ઘાયલ કરી શકતાં નથી તે.

પ્રશ્ન—ડાહ્યો, ધીરો અને સમાન દૃષ્ટિવાળો કોને કહેવો? ઉત્તર—સ્ત્રીના નેત્રમાંથી નિકળતા પલકારાથી જે મોહ નહીં પામે તે.

બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, મોટા મોટા ઋષિ મુનિઓ પણ સુંદર સ્ત્રીઓનાં બાણુથી ઘાયલ થઈ ગયલા છે તો એ બાણુથી જે ઘાયલ નહીં થાય તે સર્વથી મોટો શૂરવીર ગણાય. તેમજ સમાન દૃષ્ટિ રાખનાર, ડાહ્યો અને દૃઢતાવાળો પણ સ્ત્રીથી મોહ નહીં પામે તેનેજ કહેવો. બીજી કોઇ લાલચે જે નહીં ચળે તે એથી ચળે છે. પરદારાથી જે બીહીતો રહે તેજ ડાહ્યો અને સમાન દૃષ્ટિ રાખનારો પણ તેજ છે. પોતાની માતા, પોતાની બેન, પોતાની દીકરી ઉપર જેવી શુદ્ધ ને નિર્મળ દૃષ્ટિ રહે છે તેવીજ દૃષ્ટિ પારકી સ્ત્રીઓ ઉપર જ્યારે રહે ત્યારેજ સમાન દૃષ્ટિ રહી ગણાય.

શું વિખ વાખે? વિષયો સમસ્ત, દુ:ખી સદા કો? વિષયોથીં મસ્ત;
છે ધન્ય તે કો? પર ઉપકારી, કો પૂજ્ય? જેને શિવભક્તિ પ્યારી.

ટીકા—પ્રશ્ન—વીખ એટલે ઝેરમાં ઝેર કીયું? મતલબ કે ઝેર કરતાં પણ નઠારૂં ઝેર કીયું? ઉત્તર—સમસ્ત કહેતાં સઘળાજ ઇંદ્રિયોના વિષય. પ્રશ્ન—હંમેશનો દુ:ખી કોણ? ઉત્તર—જે વિષયમાં મચેલો ને મસ્ત થયેલો છે તે.

વીખ એટલે ઝેરનો ગુણ, માણસનું ચિત્ત ભ્રમણ કરી અથવા તો તમામ તેનું ભાન ભુલાવી વિનાશ આણવાનો છે. એ ઝેર સ્થૂળ શરીરનો અંત આણે છે—તેનો નાશ કરે છે, પણ એના કરતાં પણ વધારે નુકસાન કરવાવાળા ઇંદ્રિયોના વિષય છે. એ વિષયોમાં ઇંદ્રિયો ખૂંચે છે કે સઘળું વિત્ત કમી થઈ જાય છે, જીવનનો હેતુ શું

તે જીવ ભુલી જાય છે, કેવળ અજ્ઞાનનું અંધારું પ્રસરી જાય છે, અને આધ્યાત્મિક મોટી હાની થાય છે, માટે ઝેરનું પણ ઝેર એ છે અને તેથી કરી વિષયમાં જે ફસેલો છે અત્યંત તેજ રોગી છે, અને તેને ચિંતા બાળે છે, તેથી હમેશનો દુઃખી તે છે. પ્રશ્ન—ધન્ય કોને છે? ઉત્તર—જે પારકા ઉપર ઉપકાર કરે તેને. પારકાનું હિત કરે તેજ ઉન્નતિમાં વધે છે. પારકાનું હિત કરવું કોને કહે છે કે જે કરવા તેની પાસેથી કંઇ પણ જાતના બદલાની આશા રહેતી નથી જ્યાં બદલાની-તેનાથી કંઇ પણ પોતાને લાભ મેળવ-વવાની આશા છે તો તે ઉપકાર નથી. જેનું આપણું હિત આપણને પ્રિય છે તેવુંજ બીજાને તેનું હોય એ સ્વભાવિક છે અને બીજાનું હિત તે આપણુંજ હિત છે એમ સમજવું એ ઉંચા પ્રકારની બુદ્ધિ છે માટેજ પારકાના ઉપર ઉપકાર કરે તેને ધન્યવાદ ઘટે છે.

પ્રશ્ન—પુજ્ય—પૂજવા જેવો કોણ છે? ઉત્તર-જેને શિવભક્તિ ઇશ્વર ભક્તિ વ્હાલી છે તે.

ખરો જે ઇશ્વરભક્ત છે તે દોષરહિત છે અને સદાય ઇશ્વરમાંજ તેનું ચિત્ત નિમગ્ન રહે છે. ખરો ભકત તે ઇશ્વરરૂપજ છે અને તેથી તેને પુજ્ય, પૂજવા યોગ્ય ગણુવાનો છે.

ના કાર્ય કીસું કરવું કદાપી, સર્વે અવસ્થા મહિ? સ્નેહ, પાપી;
પંડિતને યોગ્ય હિશે શું કર્મ? અભ્યાસ રાખી, કરવો સ્વધર્મ.

ટીકા—પ્રશ્ન—સઘળી અવસ્થાની વખતે કીયું કામ કોઇ પણ દીવસ કરવું નહિ? ઉત્તર એક સ્નેહ-પ્રીતી નહીં કરવી, અને પાપી, કામ. જેમાં પાપ રહેલું છે એવું કામ કરવું નહીં.

પ્રશ્ન—પંડિતને શું કામ કરવું ઘટારત છે? હમેશ વિદ્યાનો અભ્યાસ રાખતા જઇને પોતાનો જે ધર્મ તે કરવો.

માણસે કોઇ પણ દીવસ પાપનું કામ નહીં કરવું એ વાત તો એટલી ખુલ્લી છે કે તે વિશે વધારે કહેવાની જરૂર નથી. સ્નેહ—પ્રીતિ નહીં કરવી એ વિશે બે શબ્દ અવશ્ય છે. જ્યાં મિલન છે ત્યાંજ બળણુ છે. સંયોગ હોય તોજ વિયોગ સંભવે છે, સંયોગ નથી ત્યાં વિયોગ નથી. વિયોગ એ દુઃખનું મોટું કારણ છે, માટે સ્નેહ જો ન કીધો હોય તો સંયોગ નથી અને સંયોગ નથી તો વિયોગ નથી. આ નિયમ અંતરમાં કોતરી રાખવાનો છે. સંસારી વિષયોમાં પ્રીતિ થતી એથીજ અટકે છે અને તે અટકેથી ધીરે ધીરે પોતાની ઉન્નતિના માર્ગમાં આગળ વધાય છે. બીજી રીતે જોતાં વ્યભિચારજનક જે પ્રીતી તે ધિક્કારને પાત્ર છે. જુવાનીમાં પણ તેમ, ઘડપણમાં પણ તેમ.

પંડિતે અભ્યાસ તો જારી રાખવોજ જોઇએ વિદ્યાનો પાર નથી, માટે જેમ જેમ અભ્યાસ થતો જાય અને તે ઉપર વારંવાર મનન થતુ જાય તેમ તેમાં નવું નવું જ્ઞાન મળતુ જાય છે, વળી જેમ જેમ સમય બદલાતો જાય, તેમ તેમ નવા વિચારો, નવી નવી શોધ થતાં જાય છે પણ જ્ઞાનમાં પાછળ નહીં પડવાનો, જ્ઞાનની વૃદ્ધિ કરવાનો એકજ ઉપાય છે અને તે એ કે અભ્યાસ જારી રાખવો. અભ્યાસની સાથે પોતાનું કર્તવ્ય કરવું. પોતાની પ્રત્યે સગાં સંબંધી પ્રત્યે, જાતી પ્રત્યે, દેશ પ્રત્યે, પ્રાણીમાત્ર પ્રત્યે પોતાની જે ફરજો છે તે અદા કરવી અને એવા સ્વધર્માનિષ્ઠ થઇ પોતાના જીવતરને સફળ કરવુ. ધર્મનો સંકોચિત અર્થ નહીં લેતાં વિશાળ અર્થ લેવાનો છે.

સંસારનું મૂળ કિયું ભણાએ ! તેનું અવિદ્યા મૂળ તો ગણાએ,
જ્ઞાનીથી જ્ઞાની જન કો ગણાયા ? પિશાચણી સ્રીથી ન જે ઠગાયા.

**અર્થ પ્રશ્ન**—સંસારનું મૂળ કારણ કોને કહે છે ! **ઉત્તર**—તેનું કારણ અવિદ્યા. હું કોણ છું, કયાંથી આવ્યો અને કયાં જવું છે એમ પ્રત્યેક મનુષ્યે વારંવાર વિચાર કરવાની જરૂર છે એમ પૂર્વના પંડિત અને કવી કહી ગયા છે. આ વાતનું જ્ઞાન થતાંજ પોતાનું ખરૂં સ્વરૂપ ભાસે છે. આ સંસાર જે ભાસમાન છે તે મારાથી જુદી વસ્તુ નથી, મારા વિના બીજું જે કાંઇ જુદું જણાય છે તે અજ્ઞાન છે, સર્વ બ્રહ્મમય છે અને હું પોતે તે બ્રહ્મ છું તો પછી સંસાર કયાં રહ્યો. માટે ખરા જ્ઞાનનો જયાં સુધી ઉદય થયો નથી ત્યાં સુધી સંસાર મૃગજળરૂપ દેખાય છે એટલે અજ્ઞાન–અવિદ્યા છે ત્યાં સુધી સંસાર છે માટે સંસારનું મૂળ અથવા કારણ અવિદ્યા છે.

**પ્રશ્ન**—જ્ઞાનીથી પણ જ્ઞાની કોણ? **ઉત્તર**—પીશાચણી રૂપી એવી સ્રીથી જે નથી ઠગાતો તે.

પશુ શું? વિદ્યા હિન જે મનુષ્ય. કઠીન શું? છોડવી દુષ્ટ આશ,
કો સાથ સંગ કરવો ન વાસ? પાપી નીચા ને ખળ મૂર્ખ ખાસ.

**અર્થ પ્રશ્ન**—પશુ સમાન કોણ છે ! **ઉત્તર**—વિદ્યા રહિત મનુષ્ય. **પ્રશ્ન**—છોડી દેવું મુશ્કેલ શું છે ! **ઉત્તર**—દુષ્ટ નઠારી આશા છોડી દેવી કઠણ છે. **પ્રશ્ન**—કોની સાથે સંગત નહી કરવી. **ઉત્તર**—પાપી નીચા છલબાજ, અને મૂર્ખ મનુષ્યની સંગત કરવી નહિ. તથા તેની સાથે રહેવાનું પણ તજી દેવું.

જે મનુષ્ય વિદ્યાથી રહિત છે. તેને સત્ય અસત્યની ધર્મ અધર્મની, પાપ અને પુણ્ય વીગેરે કશાની ખબર નથી. વિદ્યા વગરનો મનુષ્ય પશુ સમાન ગણુવામાં આવે છે.

આશા એવી મોહીની છે કે તેના પંજામાં જે સપડાયો તે ફસ્યો. નઠારી આશાને છોડી દેવીજ ઉચિત છે આશાનો પાર આવતો નથી તેથી સદ્‌વિવેકીએ આશા રૂપી સમુદ્રમાં ન પડતાં પોતાને પ્રાપ્ત સ્થીતિમાંજ સંતોષ ધરવો ઉચિત છે.

નઠારા નીચ મનુષ્યોની સોબત ઘણીજ ખરાબ હોવાથી તેને તત્કાળ તજવી જોઇએ. જેમ કાજળમાં હાથ નાંખવાથી તે કાળો થાય છે તેમ નઠારા મનુષ્યની સોબત અને સહવાસથી ઘણુંજ નબળુ પરિણામ આવે છે. માટે તેનાથી સર્વદા દુર રહેવુ જોઇએ.

મુમુક્ષુને શિઘ્ર ઘટે શુ જુક્તિ? મમત્વ મુકી સત સંગ ભકિત,
લઘુત્વનું શું મૂળ? યાચના છે. મોટાઇનું શું ? નહિ યાચના તે.

**અર્થ પ્રશ્ન**—મુકિતની ઇચ્છા રાખનારા મનુષ્યને ઉતાવળે શું કરવાની જરૂર છે. **ઉત્તર**—મારૂં તારૂં મુકી દઇને સતસંગ અને ભકિત. મારૂં તારૂં એવી ભેદબુદ્ધિ તે અજ્ઞાન છે. હું કોણ છું અને બીજા જે જણાય છે, તે કોણ છે એ સમજવાનું છે. બહારનાં રૂપ જુદાં જુદાં ભલે દેખાઓ, પણુ સઘળાનાં અંતરમાં જે નિવાસ કરે છે તે એકજ છે. ત્યારે ખરો હું તે અંતરમાં જે બીરાજે છે તે છે. અને તે તો સઘળામાં એકજ છે. તો હું તેજ બીજો, અને બીજો તેજ હું એમાં શું શક છે. જ્યારે એમ છે ત્યારે મારૂં તારૂં રહેતુંજ નથી. સર્વત્ર એક ચૈતન્ય ઝળકી રહ્યું છે. આ સ્થિતી

પામવાને ધીરે ધીરે મમતા છોડવાની જરૂર છે, આપણે બધા એક કુટુંબનાજ છીયે, એકજ પિતાના સંતાન છીયે, એવો ભાવ પ્રથમથી રાખતાં ક્રમે ક્રમે આપણી વૃતી સર્વોતમ દ્દષ્ટીવાળી થશે.

સત્ સંગતી. સાધુ પવિત્ર જ્ઞાનવાન ભક્તિવાળા પુરૂષોની પાસે જવું. તેમના સમાગમથી સારી મતી આવે છે. મનના સંશયો મટી જાય છે, અને જ્ઞાનનો ઉદય થાય છે. આની સાથે પોતાના ઇષ્ટની ભક્તિ કરવી એથી પણ નિર્મળ વૃત્તિ થાય છે. પવીત્રતા અને તેની સહાયથી યોગમાર્ગમાં આગળ વધાય છે.

કોઇ પાસે યાચના કરવી. ભીખ માગવી એ નીચામાં નીચું કામ છે. તેમજ યાચના નહિ કરવી અયાચક વ્રત પાળવું એ સર્વોત્તમ છે. દાન આપવામાં લઘુતા થતી નથી પણ લેવામાં થાય છે. આપણાં પોતાનાં સ્વરૂપમાં જે જોઇએ તે ભરેલું છે ત્યારે આપણે વ્યર્થ યાચના કરવાને સ્વભાવ શા માટે રાખવો તે સમજાતું નથી. લૌકિક યાચના કરી મેળવેલી ચીજ અલ્પકાળમાં નાશ પામે છે ત્યારે સ્વ સ્વરૂપમાંથી યાચેલું અખંડ રહે છે.

જનમ્યો ખરો કો? ફરી જન્મ લે ના, કો મર્ણ પામ્યો? ફરી જે મરે ના.
મુઓ લહે કો જનનેજ જગત્? જે યોગ્ય વેળા વદવા અશક્ત.

અર્થ પ્રશ્ન—ખરો જન્મધારી અર્થાત્ જન્મ પામેલો કોને કહેવો? ઉત્તર—જે ફરીથી જન્મ પામે નહિ તે. પ્રશ્ન—ખરો મૃત્યુ પામેલ કોને કહેવો? ઉત્તર—જેને ફરીથી મરવાનું નથી તે.

જીવ અનેક વાર પૃથ્વી ઉપર જન્મે છે અને અનેકવાર મર્ણ પામે છે, જન્મ મરણનું ચક્ર નિરંતર ફર્યા કરે છે, જન્મ

પામવું તે શું અને મરવું તે શું, મનુષ્યનું બંધારણ અહીં સમજવાની જરૂર છે. એક જે ચૈતન્યતત્વ છે તે મુખ્ય છે. જેમ દીવો કાચના પાત્રમાં પ્રકાશે છે, તેમ એ તત્વ પણ ઉપાધિની વચ્ચે બીરાજે છે. એ ઉપાધિ અથવા આવરણ ત્રણ છે. જેને દેહ એવી સંજ્ઞા આપેલી છે. પ્રથમ કારણ દેહ. તેને આચ્છાદન કરવા લીંગ દેહ, અને તેને આચ્છાદન કરવા વાળી સ્થુળ દેહ છે, જેને સાધારણ રીતે મનુષ્યો શરીર કહે છે, એ ત્રણ દેહ જીવનાં હથીઆર અર્થાત્ સાધન છે. પૃથ્વી સ્થુળ છે માટે એ સ્થુળ ભુમીમાં કામ કરવાને માટે સ્થુળ સાધન જોઇએ. તેથી આ સ્થુળ શરીર રહેલું છે, એ સ્થુળ શરીર કામ કરવાને જ્યારે અશકત થઇ જાય છે ત્યારે જીવ કારણ અને લીંગ દેહને લઇને તેમાંથી છુટો પડી જાય છે, એને લોકો મૃત્યુ સમજે છે. પણ જીવ કાંઇ મરતો નથી અને જીવ એજ ખરો હું રૂપ છે. આવી રીતે સ્થુળ દેહ પડે છે ખરી પણ જે જીવ કર્મમાં આસક્ત છે, જેને જ્ઞાનનો ઉદય થયો નથી તેની વાસના પૃથ્વી ભણી રહેલી છે અને તેથી એ વાસનાનાં કારણથી તેને વારંવાર સ્થુળ દેહ ધારણ કરીને પૃથ્વી ઉપર આવવું પડે છે અને એને જન્મ કહે છે. ત્યારે એ જન્મ અને મરણનો હેતુ જ્ઞાન પ્રાપ્ત કરી માયાથી મુકત થવાનો છે. એ હેતુ સાધવાને જીવ જન્મે છે ખરો પણ જીવતર સફળ કરતો નથી તો એ જન્મ ફોગટ ગયો કહેવાય. જન્મ પામી જીવવાનું સાર્થક થાય ત્યારેજ જનમ્યાનું સાર્થક ગણાય છે માટેજ કહ્યું છે કે કે જે જીવ આ પૃથ્વી ઉપર આવીને સ્વધર્મ પાળે છે, માયા મમતાને ઓળંગી જાય છે અને જ્ઞાનવાન થઇને પરમ શાંતિ પદને પામે છે

તેજ ખરો જન્મેલો જાણવો. અને એવો પુરૂપ સ્થુળ દેહ છોડે છે એટલે જેને મરે છે એમ કહીયે છીયે તેજ ખરેખરો મર્ણ પામેલો છે. કેમકે તેને ફરીથી જન્મ ધારણ કરવાનો નથી. એક કેદખાનાની કોટડીમાંથી નીકળી બીજામાં પુરાવું એ એકનું એક અર્થાત્ તેવું ને તેવું છે. માટેજ જનમવું અને મરવું એ ખરૂં જનમવું મરવું કહેવાતું નથી. પરંતુ એકવાર જન્મ લીધા પછી મરવું નહિ અને મરવા પછી જન્મવું નહિ એજ ખરૂં જન્મવું મરવું કહેવાય છે.

પ્રશ્ન—જગતમાં ખરેખરો મુંગો મનુષ્ય કોણ ગણાય? ઉત્તર—બોલવાનો પ્રસંગ આવે તે છતાં જે બોલે નહિ તે.

છે કોણ બ્હેરો બુતળેજ ભારી, શુણે ન વાણી ખરી હીતકારી;
કોનો ન વિશ્વાસ ઘટે લગાર? વિશ્વાસને પાત્ર ન કદાપી નાર.

અર્થ—પ્રશ્ન-પૃથ્વી ઉપર મ્હોટામાં મ્હોટો બહેરો કોને કહેવો. ઉત્તર—જે મનુષ્ય તેના હિત અને ભલાંની વાત કહેવામાં આવે તે છતાં તેને સાંભળતો નથી તેને બહેરોજ કહેવો.

પ્રશ્ન—કોનો વિશ્વાસ કરવો ઘટારત નથી? ઉત્તર—સ્ત્રીનો કોઇ પણ દિવસ વિશ્વાસ કરવો નહિ. સ્ત્રીનો વિશ્વાસ કરવાથી રાજા ભરથરી જેવાને પણ પસ્તાવો થયો છે. સ્ત્રીનાં પેટમાં વાત રહેતી નથી. અત્યંત ગુપ્ત વાત હોય તો તેને પણ તે કોઈ દિવસ પ્રસંગ આવે અન્યને કહી દે છે. માટે સ્ત્રીનો વિશ્વાસ ન કરવો.

શું તત્ર એક? શિવ અદ્વિતીય, શું શ્રેષ્ઠ? સદ્વૃત્તિ કહે સુવિધ,
શું કર્મ કીધે નહિ શોચ થાયે? કામારિ કંસારિની અર્ચનાયે

અર્થ—પ્રશ્ન—એકજ તત્વ તે શું છે? ઉત્તર—શિવતત્વ જેના વિના બીજું કંઈ પણ છેજ નહિ. તે. પ્રશ્ન—શું સારામાં સારૂં છે.

ઉત્તર—સારી બુદ્ધિ વાળાઓ કહે છે કે સારી વૃત્તિ. પ્રશ્ન—એવું કિયું કર્મ છે કે જે કીધાથી કોઇ દિવસ પસ્તાવો થતો નથી. ઉત્તર કામારિ એટલે કામદેવના શત્રુ જે મહાદેવ અને કંસારિ અર્થાત્ કંસના શત્રુ શ્રી કૃષ્ણ ભગવાન તેનું અર્ચન પૂજન કરવાથી કોઇ દિવસ પસ્તાવો થતો નથી.

સકળ સૃષ્ટિનું કારણ એકજ તત્વ છે. જ્યાં જોઇશું ત્યાં તેજ એક તત્વ પ્રકાશી રહેલું છે. એના શિવાય બીજું કાંઇ નથી, જેમ આકાશ સર્વ સ્થળે સચરાચર અને સર્વ વ્યાપી છે તેમ સર્વ સૃષ્ટિ અને આકાશમાં તે તત્વ પ્રકાશી રહેલું છે. એને શિતતત્વ કહે છે. બ્રહ્મમય જગત છે. જૂદાં જૂદાં સ્વરૂપ મનુષ્યની આંખે દેખાય છે ખરાં પણ ખરો વિચાર કરતાં તે માત્ર નામરૂપ છે. અને અસત્ય ભ્રમણરૂપ છે. પ્રથમ બ્રહ્મ શિવાય બીજું કંઇજ નહોતું અને જ્યારે બીજું કાંઇજ નહોતું ત્યારે નવું બનવાનો સંભવ નહોતો. બે હોય ત્યાં એક બનાવનાર અને બીજી વસ્તુ બનાવવાળી થાય પણ જ્યાં બે નથી ત્યાં એમ નવું બનવાનું નથી, માટે ઉત્પન્ન કરવું એ શબ્દમાં સૃષ્ટિનું પ્રગટ થવું આવેજ નહિ. એક બ્રહ્મતત્વ શિવતત્વ સઘળે વ્યાપ્ત છે. અને જુદાં જુદા આકારથી તેનાં અંશનાં દર્શન થાય છે. અને તે આકાર અથવા રૂપને નામ છે. પરંતુ વસ્તુત્વ એ બ્રહ્મતત્વ શિવાય બીજું કાંઇ છેજ નહિ. સમુદ્રમાં જેમ મોજાં ફીણ દેખાય છે, પણ તે સમુદ્રથી જુદી વસ્તુ નથી તેમ આ જગતમાં જે જગતરૂપ દેખાય છે તે બ્રહ્મરૂપજ છે.

આવી રીતે મનન કરીને માયાના બંધનમાંથી મુકત થવાનું છે, તેને માટે ઉચ્ચામાં ઉચ્ચું સાધન સારી વૃત્તિ છે, દુરાચારી મનુષ્યનું

કલ્યાણ થતુંજ નથી. તેથી હંમેશાં સારૂં આચરણ રાખવાની જરૂર છે.

વિચારના ઉપર આચરણ અથવા વર્તનનો આધાર છે તેથી સારા વિચાર દૃઢ હશે તોજ સારૂં વર્ત્તન થશે, વાણી નીર્મળ થશે. અને સર્વોત્તમ પદની પ્રાપ્તિ થશે.

મહાદેવ અને વિષ્ણુની ભક્તિ એજ જીવનું શુભંકરનારી છે, તો પછી એનાથી સારૂં બીજું શું હોય, તેથી ભક્તિ કરવી એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે.

શત્રુ મહીં, શત્રુ કિયો વિશેષ ? છે લોભ તૃષ્ણા જુદૂં કામ શેષ.
શું ના પુરાયે ? વિષયેથી તૃષ્ણા, શું દુઃખમૂળ ? મમતા પુરાણા.

અર્થ—પ્રશ્ન— જીવના મોટામાં મોટા શત્રુ કોણ ? ઉત્તર—કામ ક્રોધાદિક જે ઉપર કહ્યા છે તે. પ્રશ્ન—શું પુરાતું નથી ? ઉત્તર વિષયોથી તૃષ્ણા. પ્રશ્ન—દુઃખનું મૂળ શું ? ઉત્તર—મમત્વ મહોટામાં મહોટો શત્રુ તે કે જે મહોટી હાનીને કરે, કામ ક્રોધ વગેરે જે અવગુણો છે તે એવા છે કેમકે જીવને તે નર્કે લઇ જાય છે. અને કેટલીકવાર કેવળ વિનાશનો સમય પણ તેજ લાવે છે.

તૃષ્ણા—આશા એવી છે કે જે કોઇ દિવસ પુરાતીજ નથી. ચાલણીમાં ગમે તેટલું પાણી ભરીએ પણ ખાલીને ખાલી, તેજ પ્રમાણે અસંતોષી મનુષ્યને છે. એક ઇચ્છા થઇ તો તે ફળીભૂત કરવા પ્રયત્ન કરવો, અને પરીપૂર્ણ થઇ કે બીજી ઇચ્છા, પછી ત્રીજી એમ કરતાં કરતાં પારજ રહેતો નથી, અને તેથી નિરંતર દુઃખ નડયાં કરે છે. મમત્વભાન અને મારૂં મારૂં એજ સર્વ દુઃખનું મૂળ છે. મારૂં મારૂં કરતાં મનુષ્ય ધરાતો નથી અને તેથી અસંતોષ હંમેશ રહે છે. પોતાનું ખરૂં સ્વરૂપ જે જાણે છે તેને મારા

તારાનો ભેદ રહેતો નથી. અને અસંતોષ કે જેના વડે ખરી શાંતી પમાય છે તે તેના અંતરમાં સદા નિવાસ કરે છે. મમતા પ્રથમથી વળગેલી છે.

શું મૂખનું ભૂષણુ? પંડિતાઇ, શું પુણ્ય? યત્નો જીવહીત માંહી.
કો દુઃખ કર્તા? નથી આી સમાન, શું શ્રેષ્ટ દાન? અભય પ્રદાન
પ્રશ્ન—મોઢાનું ઘરેણું શું એટલે મુખ શાથી શોભે છે? ઉ. પંડિતાઇથી.

આ વાત વધારે ખુલ્લી છે, મુખમાંથી વિદ્વતા ભરેલાં જે વચન નીકળે તેજ માણુસની કીર્તિ વધારે છે.

માણુસના ગુણુની પરીક્ષા તેના મુખમાંથી નીકળતા શબ્દ ઉપરથી છે, કોઇ મુખ દુર્ગંધ મારે છે ને કોઇ મુખમાંથી ઉંચા અત્તરની સુગંધી પ્રસરે છે; મૂર્ખાઇ કાળી છાયા નાખે છે, ને વિદ્યાની છાયા નથી પણુ તેનું તેજ ઉજવળ પ્રકાશ નાંખે છે, જેમ સૂર્યનું તેજ વસ્તુને દીપાવે છે તેમ વિદ્યાનું તેજ દીપાવે છે.

પ્ર–પુણ્ય કોને કહેવું? ઉ–બીજા જીવોનું હિત કરવાને જે કંઇ પ્રયત્ન કરવું તે પુણ્ય છે.

પાપ અને પુણ્ય એ બે સમજવાનાં છે, પાપ નહીં કરનારો હંમેશ પુણ્ય કરનાર છે એમ સમજવાનું નથી, કોઇ માણુસ પાપ નહીં કરે પણુ પોતાના સ્વાર્થમાંજ જો તે લીન છે અને સ્વાર્થ સાધવાને રીતસર અને ઘટતા પણુ નઠારા નહીં એવા ઇલાજ કરે તો તે નઠારૂં કામ કરતો નથી એ વાત ખરી છે પણુ તેથી તે પુણ્યનું કામ કરે છે એમ ખરી રીતે જોતાં સમજવાનું નથી. ખરૂં પુણ્યનું કામ તો તેજ કે જેમાં સ્વાર્થનો લેશ છાટો નથી અને જેમાં માત્ર બીજા જીવોનું હિત રહેલું છે. શ્રી કૃષ્ણુ ભગવાને શ્રીગદ

ભગવદ્ ગીતામાં કહ્યું છે કે હું સર્વમાં છું અને સર્વે મારામાં છે અને તે એ પ્રમાણે જે જોય છે તેજ જોય છે, હું—એજ અજ્ઞાન છે, એને ટાળવાને માટે પુણ્યનાં કામ સહાય કર્તા છે, માટે સઘળામાં એકજ તત્વ ઝળકી રહેલું છે એમ જાણીને બીજાની સેવા કરવી એ ઉંચું પુણ્ય છે, માટે પરોપકાર વિષેજ સદાય દૃષ્ઠિ રાખવી. હું ફલાણાના ઉપર ઉપકાર કરૂં છું એમ પણ મનમાં આવવા દેવું નહીં. કોઇ પણ વખત એ ઉપકારનો બદલો વળશે એવી આશા પણ રાખવી નહીં. કેમકે બદલાને માટે જે કંઇ કરવામાં આવે તે ઉપકાર નથી, એતો પૈસા લઇને માલ વેચવા બરાબર છે.

પ્ર—દુઃખ કરનારૂં કોણ છે ? ઉ-સ્ત્રી.

સંસારના વ્યવહારમાં ગુંચવી નાંખનારી એજ છે, તે સારી હોય તો પણ સર્વ મમતાનું મૂળ તે છે. વિશેષ ઉપર આવી ગયું છે.

પ્ર.—દાનમાં મોટું દાન કિયું ? ઉ—અભયદાન મોટામાં મોટું છે. દાન ત્રણ પ્રકારનું છે કાયીક એટલે સ્થૂળ શરીરના સંબંધનું, વાચિક મુખ સંબંધી અને માનસિક મન સંબંધી, અનાજ વસ્ત્ર ઇત્યાદી આપવું એ કાયિકદાન છે, ગભરાયલાને સારા વચનથી શાંતિ આપવી એ વાણીનું દાન છે, અંતરમાં કોઇનું શુભ ઇચ્છવું એ માનસિક દાન છે. ભયથી ત્રાસ પામેલા જીવને સંરક્ષણ નીચે લેવો એ અભયદાન છે,

જયાં પ્રાણહર્તા પ્રગટે કૃતાંત, ત્વરાથી ધીમાન કરે શું યત્ન ?
મૃત્યુ વિદારી શ્રી મુરારી ચર્ણું, લે કાયવાણી મનથીજ શર્ણું-

પ્ર.-કૃતાંત કહેતાં યમ—મૃત્યુ, પ્રાણને હરણ કરનાર મૃત્યુનો સમય જ્યારે આવી ઉભો રહે છે તે સમયે ધીમાન એટલે બુદ્ધિ-

વાળો પુરૂષ ત્વરાથી એટલે ઉતાવળથી વગર વિલંબે શું કરે છે.

ઉ—મૃત્યુનો પણ નાશ કરવાવાળા, અથવા મરણનો ભય ટાળનારા એવા જે મુરારી ભગવાન તેના ચરણનું તેના પાદાર્વિંદનું બુદ્ધિમાન પુરૂષ, મન વાણી અને શરીરથી શર્ણ લે છે.

ભય વેળા શર્ણું લેવામાં આવે છે, તો શ્રીહરી ભગવાનનું સમર્થ શર્ણું લેવું એજ ડહાપણ છે અને તે તનમનને વાણીથી લેવાનું છે. માત્ર મોહોડું બોલે ને અંતર ખાલી હોય તે કેવળ વ્યર્થ છે. તન મન ને વાણીથી ઇશ્વરની સેવા કરવી જોઇયે. આખી જીંદગી એ પ્રમાણે કરવું જોઇયે, કે ભવિષ્ય સુધરે તો પછી તે ભવિષ્યમાં પ્રવેશ કરવાનું દ્વાર નિકટ—પાસે દેખાય ત્યારે તો એમ કરવું અવસ્યનું છે તે કહેવાની જરૂર નથી

છે કો લુંટારા ? કુડિ વાસના છે, શાથી સભા શોભતિ ? પંડિતોએ.
માતા સમિ શું સુખદા ? સુવિદ્યા, શું તે વધે દાન દિધે ? સુવિદ્યા.

પ્ર—માણસને લુંટી લેનાર કોણ છે ? નઠારી વાસના એજ ચોરાશી લક્ષ યોનીમાં ભ્રમણ કરવાનું કારણ છે, એટલે ખરું ધન જે સાચવી રાખવાનું છે તે તેથી લુંટાઇ જાય છે. જયાં સુધી વાસનાનો ક્ષય થયો નથી ત્યાં સુધી મુકિતની આશા વ્યર્થ છે.

પ્ર કોઇપણ સભા શોભી શાથી રહે છે ? ઉ—પંડિતોથી,

પંડિત હોય તોજ સભા શોભી રહે છે. મુર્ખો એકઠાં મળે તેમાં ઉંચાને સારા વિચારની ચરચા થતી નથી અને તે જયાં થતી નથી ત્યાં એકઠા મળવાનું પ્રયોજન રહેતું નથી. વિદ્વાનો મળે અને નવા નવા વિષયો ચર્ચાય ત્યારે આનંદ થાય છે એટલુંજ નહીં પણ બુદ્ધિનો પણ વિશેષ પ્રકાશ પડે છે માટે એ તેજ હોય તોજ શોભા છે.

પ્ર–મા ના જેવી સુખ આપનારી કોણ છે? ઉ, સારી વિદ્યા, દાન આપવાથી જે વધે છે તે શું ? સારી વિદ્યા.

કાંહી સદાએ ભય ધારવોરે ? લોકાપવાદે, ભવ, રાન ઘોરે.
કો બંધુ ? જે ધાય વિપત્તિ માંહે માતપિતાકો ? પ્રતિપાળ સોહે.

પ્ર–માણસે ભય કહીં કહીં રાખવો ?

ઉ–લોકમાં આપણે માટે શું કહેવાય છે તેમાં, સંસારમાં. અને ઘોર–મોટા જંગલમાં.

લોકોને રખેને આપણે માટે નબળું કહેશે એવો વિચાર હમેશ રાખવા. કીર્તિ એટલે લોકમાં સારૂં કહેવાય તે, લોકો જો નઠારૂં કહેશે તો અપકીર્તિ થશે અને તેમ થાય તે મરણ બરાબર છે માટે અહિં સાવચેત રહેવાનું છે તેમજ સંસારરૂપી સમુદ્ર મહા ભયંકર છે, એ તરવો ઘણો કઠીન છે ત્યાં પણ જો કસુર થાય તો બુડી જવાશે, તેજ પ્રમાણે અઘોર જંગલમાં વાઘ વરૂ ઇત્યાદિનો ભય રહેશે.

પ્ર-કોને બંધુ સમજવો ?

ઉ–દુ:ખની વેળાએ જે મદદ કરતો આવે તે. સગાંવહાલાં હોય પણ જો માત્ર સુખનાજ તે સાથી છે તો તે શું કામના ? તેને સગાં શાને માટે માનવાં ?

સગાંવહાલાં તો તેજ કે જેને આપણને માટે લાગણી થાય, લાગણી થાય તેજ ધાય.

પ્ર–માત પીતા કોને કહેવા ?

ઉ–જે પ્રતિપાલન કરે તે. જે પોષણ કરે, જે સંરક્ષણ કરે તે મા બાપને કરવાનુંજ કામ કરે છે માટે તેવાને મા બાપ જેવા ગણવા જોઇયે.

જાણી બધું બુદ્ધિ બણી પ્ર..., શું જાણવા તે રહી શકિત હીણ?
આનંદ શાંતિ:મય સત્ય નેક, તે બોધરૂપી શિવ તત્વ એક?

પ્ર—બુદ્ધિ બધું જાણીને હોંશીયાર થઇ ગઇ છતાં શું જાણવાને તે શકિતમાન નથી?

ઉ—સચ્ચિદાનંદ અને શાંતિમય એવું જ્ઞાન સ્વરૂપ જે શિવતત્વ બ્રહ્મતત્વ તે.

બુદ્ધિ, અનંત સૃષ્ટિમાં જે જે જાણવાનુ હોય તો તે ભલે જાણી લે પરંતુ બ્રહ્મતત્વ એવું છે કે ત્યાં તેની ગતિ પહોંચી શકતી નથી એવા માટે તો, તે ગમે તેટલી પ્રવીણ છતાં અધુરીને અધુરીજ રહે છે. આત્મા એ વાણી. મન અને બુદ્ધિથી પર છે. આત્મા તેજ પરમાત્મા છે. બુદ્ધિ સાધારણ રીતે રૂપધારી નથી છતાં પણ તે, આત્મ તત્વ બ્રહ્મતત્વથી ઉતરતી છે. બ્રહ્મતત્વ અનંત છે, તેવી બુદ્ધિ નથી અને બુદ્ધિ બ્રહ્મતત્વથી છે. તેથી તે સંકોચિત સીમાવાળી છે, માટે તે બ્રહ્મતત્વને જાણવાને શકિતમાન નથી.

શું જાણતાં જક્ત બધું જણાએ? જે બ્રહ્મ સર્વાત્માક પૂર્ણતાએ

પ્ર—એવું શુ તે છે કે જે જાણવાથી જક્ત માહેલું સઘળું જાણી જવાય છે.

ઉ—એજ બ્રહ્મતત્વ જે સર્વાત્મક સર્વેત્ર વ્યાપી રહેલું છે, એજ સકળ સૃષ્ટિનું કારણ છે, તેમાંજ સર્વની ઉત્પત્તિ, તેમાંજ સ્થિતિ અને તેમાંજ લય તેની બહાર કંઇજ નથી, જેમ જળમાં મોજાં, શીણ, વમળ ઇત્યાદિક થાય છે, રહે, અને સમાઇ જાય છે તે જળથી જુદાં નથી, પણ જળના અંશરૂપ દેખાય છે, માટે એ જળને જો જાણ્યું તો એ બધાની સમજ આવી મળે છે. વૃક્ષને સમજ્યા

તો ડાળપાંખડાં બધું સમજ્યા. એ બ્રહ્મતત્વ સર્વ વ્યાપક છે, પરિપૂર્ણ છે, જરા પણ અધુરૂં નથી, માટે તે જાણવાથી સઘળુંજ જણાય.

શું છે અહીં દુર્લભ લોકમાંહી ? સદ્ગુરૂ સત્સંગતિ પ્રાપ્તિભાઈ;
સર્વસ્વકેરો કરવોજ ત્યાગ, શિવાત્મના બોધ તણા સુ લાગ.

પ્ર આ લોકને વિશે મળવું કઠિન શું છે ?

ઉ–સદ્ગુરૂ, સત્સંગત, સઘળી વસ્તુમાંથી મમતા ટળી જઈ ત્યાગ વૃત્તિ થવી, અને આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાનનો સારો લાગ–પ્રસંગ મળવો એટલું સહેલથી મળતું નથી.

આ પ્રશ્ન અને ઉત્તરમાં જે બતાવેલું છે તે સ્પષ્ટ છે. અને વધારે વિવેચનની જરૂર નથી. સદ્ગુરૂ મળવા કઠીન છે, ગુરૂ ઘણા મળે પણ સારા ગુરૂ કવચિત મળી આવે છે. એ ગુરૂનાં શું શું લક્ષણ છે તે પૂર્વમાં થઇ ગયલા રૂષિવર, કવિ, ભકતો કહી ગયેલા છે તેઓ માત્ર વેશધારી છે એટલું જોવાનું નથી, પરંતુ તેના બીજા અંતરના ગુણ જોવાના છે. તેમજ સંતને માટે સમજવાનું. ત્યાગ વૃત્તિ થવી કઠીણ છે. વસ્તુના ઉપર અરૂચના આણવી અથવા તેને તિરસ્કારથી જોવી એ ખરી ત્યાગવૃત્તિ નથી. તે વસ્તુનો ઉપયોગ નહીં કરવો એ પણ ખરો ત્યાગ નથી, વસ્તુ ઉપરથી મોહ ખસવો જોઇયે. તે વસ્તુ ઉપર તેથી કંઇ તિરસ્કાર થતો નથી. પ્રસંગે તે વસ્તુ મળે તો તેનો ઉપયોગ કરવો એમાં પણ બાધ નથી પણ ન મળે તો તેના ઉપર મન દોડે નહીં—મન તેને માટે વલખાં મારે નહીં એવી વૃત્તિની જરૂર છે. વસ્તુનું ખરૂં સ્વરૂપ સમજવાથી આ પ્રમાણે થાય છે. આત્મજ્ઞાન તેજ બ્રહ્મજ્ઞાન કહીશું તો અયોગ્ય નથી. કેમકે આત્મા તેજ પરમાત્મા ને પરમાત્મા તેજ આત્મા છે, અનેક જન્મનાં પ્રયત્ન વિના એ પ્રાપ્ત થતું નથી.

એવું બીજું શું જીતવું અનેરૂં ? મનોજ જેનું બળ છે ઘણેરૂં.

પ્ર—એવુંજ બીજું કંઇ છે કે જે જીતવું અઘરૂં છે.

ઉ—મનોજ—એટલે કામ જેનું બળ ઘણું છે, તે મનોજ એટલે મનથી ઉત્પન્ન થયેલો તે, એનું બીજું નામ મન્મથ થાય છે, એટલે મનને મથી નાંખે છે તે, નાના પ્રકારની કામનાઓ મનમાંથી સ્ફુરે છે અને તેથી ચિત્ત વ્યગ્ર થાય છે; ઉંચું આત્મજ્ઞાન પામવામાં ઉંચા પ્રકારનો ખરો યોગ સાધવામાં કામ મોટો વિઘ્નકર્તા છે, એ કામ જીતાય તો સર્વ સિદ્ધ થાય, કેમકે મનની ચંચળતા ટળે અને મુખ્ય કરવાંનુંજ એ છે, મન જીત્યું તેણે સર્વ જીત્યું.

માતી પશુ કો ? નહિ ધર્મ જાણુ, શાસ્ત્રો ભણ્યો તોય ન આત્મજ્ઞાન

પ્ર—માતેલા પશુ સરખો કોણ.

ઉ—શાસ્ત્રો ભણ્યો પરંતુ જે ધર્મને જાણતો નથી અને જેને આત્મજ્ઞાન નથી તે.

શાસ્ત્ર ભણીને વિદ્વાન થાય, તેથી વાદવિવાદમાં કુશળ ગણાય પરંતુ સાર ગ્રહણ કીધો નથી, તો પોતાનો ધર્મ શું છે તે તે જાણતો નથી. સ્વરૂપનું જ્ઞાન થયું નથી તો તે મસ્તાની ગોધા જેવો છે. બધાની સાથે લડવાને તૈયાર કેમકે શાસ્ત્રોનું ઉપરથી અવલોકન કરી તેને બહારનું બળ મળેલું છે. પરંતુ તેની બુદ્ધિ પ્રફુલ્લિત થઇ નથી, અને શ્રેષ્ટ ધર્મની બુદ્ધિ એજ મનુષ્યનું ઉંચામું ઉંચું લક્ષણ અને ભૂષણ છે. એવા પશુ સમાન પણ કહેવાતા પંડિતો વાદવિવાદની ઝાડીમાં ગુંચવાયલા રહે છે અને ત્યાંનો ચારો ચરીને આનંદ માને છે.

કો વીખ સુધા સમ નારજાદી, કો મિત્ર રૂપે રિપુ? પુત્ર આદી.

પ્રશ્ન—ખરેખરૂં ઝેર છતાં અમૃતરૂપ શું દેખાય છે ?

ઉત્તર—નારીથી એટલે સ્ત્રીથી ઉત્પન્ન થયલી જે તે એટલે સ્ત્રી.

પ્રશ્ન—શત્રુરૂપ છતાં મિત્ર સરખા કોણ દેખાય છે?

ઉત્તર—છોકરા વગેરે.

સ્ત્રી જાતિને માટે ઉપર ઘણું કહેવામાં આવ્યું છે. તે ભારી મોહિની છે, આત્મ કલ્યાણમાં મોટામાં મોટું વિઘ્ન કરનારી તે છે, બ્રહ્મચર્યથી વિત્તનું સંરક્ષણ કરવું એ પ્રથમ ધર્મ છે, તે ધર્મમાંથી ચળિત કરનારી અને વિત્તને લુંટી લેનારી સ્ત્રી છે, તેની મોહજાળમાં ફસનાર તેને પરં સુખરૂપ દેખે છે પણ આવી રીતે લુંટારી છે એમ તે સમજતો નથી.

બૈરી, છોકરાં, સગાં વહાલાં એ ૨ રવેના ઉપર મમતા રહે છે, એ સઘળાંના ઉપર પ્રીતિ રહે છે અને તેઓ પ્રીતિ રાખે છે પણ એ પ્રીતિજ સંસારમાં બંધનરૂપ છે, અને જન્મ મરણના ત્રાસને આપવાવાળી છે.

ચળીત શું છે વિજળીના સમાન? આયુષ ને જોબન દ્રવ્ય, માન.

પ્રશ્ન—વિજળીના જેવું ચંચળ શું છે? આયુષ, જોબન અને પૈસા એ વિજળી જેવાં પળમાં થાય અને પળમાં જાય એવાં જાણ.

આયુષ પાણીના રેલાની પેઠે વહે છે. જોબન પણ સ્થિર નથી અને પૈસા પણ હમેશ ટકી રહેનાર નથી, માટે તેની ઉપર બહુ આધાર નહીં રાખતાં જીવતર સફળ કરવાને પ્રયત્ન જેમ બને તેમ જલદી કરવું જરૂરનું છે.

છે દાન કો શ્રેષ્ઠ? સુપાત્ર દાન.

પ્રશ્ન—કિયું દાન ઊંચામાં ઊંચું, સારામાં સારૂં કહેવું?

ઉત્તર—સુપાત્રને આપવું તે.

નઠારા માણુસને જે દાન આપવામાં આવે તેનો નઠારો ઉપયોગ થશે અને સારાને આપવામાં આવે તેનો સારો ઉપયોગ થશે. કોઇ દારૂડીઆને દાન, દક્ષિણા આપી તો તે દારૂ પીવાને કલાલને ત્યાં જશે અને કોઇ પવિત્ર અગ્નિહોત્રાદિ કરનારાને આપી તો તે તેવાં કામમાં વપરાશે. માટે નબળા માણુસને દાન આપવાથી સાવધ રહેવાનું છે, કેમકે તે દાનથી તેને, જેને આપ્યું તે માણુસને, નબળુ કામ કરવાને ઉત્તેજન આપવા બરાબર છે. દાન લેનાર દુષ્ટ વ્યભિચારી હોય તો મળેલું દાન વ્યભિચાર ખાતેજ વપરાશે, તો વ્યભિચારમાં તેને ઉત્તેજન મળ્યું. માટે દાન આપનારને પણ તેથી દોષ લાગે છે, દાન આપતી વખતે તેનો સારો ઉપયોગ થાય એવો વિચાર કરીને સારા માણુસને તે આપવું એજ યથાર્થ છે.

કંઠે છતાં પ્રાણુ કરૂં કદા ન શું કાર્ય તે? નીચ થવું મલીન,
ધટે શું કાર્યો? શિવની પૂજા તે.

પ્રશ્ન—પ્રાણુ કંઠે આવી રહે તે છતાં કદાપી પણ નહી કરવું એવું શું કામ છે?

ઉત્તર—નીચું કામ અને મલીનપણું.

પ્રશ્ન—ત્યારે કરવું શું?

ઉત્તર—શિવની ભક્તિ, શિવની પૂજા.

પોતાનું કલ્યાણ જે માણુસ ઇચ્છે છે તેણે તો કંઠે પ્રાણુ આવે, મરવાનો વખત આવે તોપણ મલીનતાં અને નીચ કામ નહીં કરવાં. પોતાના ધર્મથી પોતાના આચારથી, પોતાના સત્યથી, અને પોતાની પવિત્રતાથી કંઠી પણ ભ્રષ્ટ થવું નહીં, એવું ભ્રષ્ટ કર્તા કામ કીધાથી કદાચ જીવ બચતો હોય તો પણ એમ વિચાર કરવો કે આ લાભ

સહજ ક્ષણભંગુર છે, આ દેહથી વિખુટાં થવું એ કંઇ મૃત્યુ યાને નાશ નથી અંતરમાં જે ખરો હું છે તે અવિનાશી છે. આ પૃથ્વી ઉપરનું જીવન અધમ છે અને બંધન રૂપ છે, અને ખરૂં સુખ આપનારૂં જીવન ઉપલી ભૂમિકામાં રહેલું છે, તે પ્રાપ્ત કરવાને શિવ સ્મરણ, હરિ સ્મરણ તેની પૂજા, તેની ભક્તિ નીરંતર કરવાની છે. દુઃખ માત્ર કસોટી છે. અગ્નિમાં સુવર્ણ તપે છે તોજ મળ બધા બળી જાઇ તેનો શુદ્ધ પ્રકાશ નીકળી આવે છે અને તેનું મૂલ્ય વધે છે.

શું કર્મ? જેથી રિજતા મુરારી, આસ્થા ન ક્યાંહી? ન ભવાબ્ધિ માંહી.

પ્રશ્ન—શું કર્મ કરવું? ઉત્તર—જેથી ભગવાન પ્રસન્ન થાય તે.

પ્રશ્ન—મમતા ક્યાં ન રાખવી? ઉત્તર—આ સંસારરૂપી સમુદ્રમાં.

આગલા શ્લોક સાથે આ લીટીઓનો સંબંધ છે. શું કામ કરવું એમ પુછેલું તેમાં હરીની પૂજા કહી, ત્યારે ફરીથી બીજાં કીયાં કામ કરવાં એ પ્રશ્ન છે તેનો ઉત્તર ટુંકોજ છે કે જે કામ કરવાથી ઇશ્વર રાજી થાય તે કરવાં, અને સંસારમાં મમતા રાખવી નહીં.

શું ચિંતવું નિત્ય કરી મમત્વ? સંસાર મિથ્યા, શિવ આત્મતત્ત્વ.

પ્રશ્ન—ત્યારે ભાવ રાખીને હંમેશ ચિંતન શેનું કરવું?

ઉત્તર—સંસાર મિથ્યા છે તેનું અને શિવ અને આત્મતત્ત્વનું ચિંતન કરવું.

સંસારના વ્યવહારમાં મમતા રાખવી એજ સર્વ દુઃખનું મૂળ છે. સંસાર શું છે, શિવતત્ત્વ શું, આત્મતત્ત્વ શું, એનો જો હંમેશ વિચાર કરીશું તો ખરૂં શું છે અને ખોટું શું છે તે સમજાશે.

સંસાર મિથ્યા છે, એમાંથી છુટવું એજ મોક્ષ છે, અને મોક્ષની ઇચ્છા સર્વ મનુષ્યોમાં રહેલી છે. કીડો ભમરીમાં અખંડ ચિત્ત રાખે છે તો ભમરી બની જાય છે, માટે જેવું ચિંતન કરીએ તેવા થઇએ, એ નિયમ છે, એ નિયમને અનુસરીને અહિં ઉત્તર આપેલો છે. જ્યાં જોઇએ ત્યાં એકજ તત્ત્વ ઝળકી રહેલું છે, એક શિવાય બીજું કંઇજ નથી. જીવ તેજ શિવ ને શિવ તેજ જીવરૂપ છે, ભેદદ્રષ્ટિ એ ભ્રમણા છે, એ ભ્રમણા ટળે તો સત્યતત્ત્વ ઝળકી રહે.

શુણે ભણે વા અતિશેં રસાલ,
પ્રશ્નોત્તરી આ મણિરત્નમાળ;
રમેશ ગૌરીશતણી કથાયે,
વિદ્વાનને હર્ષ સુરમ્ય થાએ.

ૐ શાંતિ: શાંતિ: શાંતિ:



## જય મીત્ર રાજ્યોનો જય.



### ગરબી.

સજ્જન જય નાદથી ગગન ગજાવો,
લિઓ આ અપૂર્વ પ્રસંગનો લ્હાવો ॥ સજ્જન.
વિજયના વાજીંત્ર તે રણમહીં વાજે, રહો હર્ષ ઉછળી જગત મહીં આજે;
વડું વાતાવર્ણું શું નિર્મળ રાજે ॥ સજ્જન.
સુરજ શુદ્ધ સુવરણ સરખો પ્રકાશી, વીમળ નીલ વ્યોમ ઝળકતું ઉજ્જાસે;
પૂરે ઉર પવન સુઆશ ઉલ્લાસે ॥ સજ્જન.

નૃપેન્દ્ર પંચમ જ્યોર્જ કો દીવ્ય વ્યકતી, લહી મીત્રરાજ્યની અદ્‌ભુત શક્તિ;
પરસ્પર પાળીઆ સંપ ને ભક્તિ ॥ સજ્જન.
નીર્બળ તણી દાઝથી નીજ દીલ દાઝે, નીતિ ન્યાય સત્યના રક્ષણ કાજે;
સમર્પી સ્વદીત દુઃખ અન્યના ભાંજે ॥ સજ્જન.
રાવણ સમો અસૂર અને અભીમાની, જર્મન કૈસરે જગતૃણવત માની;
કુશળતા કુડ કપટને પીછાની ॥ સજ્જન.
પીડી પ્રજા ઊજાડયાં નગરને ગામ, માંડયો મીત્રરાજ્ય સું રણસંગ્રામ;
પામ્યો કુડી કૃતિનું અંતે પરીણામ ॥ સજ્જન.
હાર્યો રણ છોડયું ગાદી છે છોડી, નાંખ્યું મીત્રરાજ્યોએ માનજ મોડી;
સ્વીકારી છે શરત સરવ કર જોડી ॥ સજ્જન.
તજ્યો સ્વ પ્રજાએ સ્વ મીત્રે તજ્યો છે, પરાજીત દેશવટાને ભજ્યો છે;
અનિશ્ચિત વેશ નવીન સજ્યો છે ॥ સજ્જન.
રંગી બહુ રણભૂમી નીજ રૂધીરથી, અગણ ઝંપલાવીઆ નરવીર શૂરથી;
જાએ મીત્રરાજ્યના ભોગ નહીં કથી ॥ સજ્જન.
વાગ્યો ડંકો સત્યના જયનોજ અંતે, હરખનો કીધો કલરવ જીવ જંતે;
લહ્યો જય ધર્મનો સુરવર સંતે ॥ સજ્જન.
ગાજે ઘંટ પૂજા મંદીર મહીં થાતી, ધજા હેર હેર ફરકતી સુહાતી;
પ્રસારતી બ્રીટીશ બળની શું ખ્યાતી ॥ સજ્જન.
એવી પ્રજાના પતિ જ્યોર્જ મહારાજ, દીપો કીર્તીવંત સદા તમરાજ;
જીવો બહુ જીવો તમે શીરતાજ ॥ સજ્જન.



